કવિ કુલશેખર રાજશેખર વિરચિત

# બાલરામાયણ

નામ મહાનાટકનું ગદ્યપદ્યાત્મક ગુજરાતી

## ભાષાન્તર

કવિચરિત તથા ટિપ્પણ સહિત.

કર્ત્તા

ભદ્રશંકર જયશંકર શાસ્ત્રી.

ખંભાત.

સન ૧૯૧૫. સંવત ૧૯૭૨.

કિંમત રૂ. ૧-૮-૦.

# The BĀLARĀMĀYANA.

**A DRAMA BY RAJASHEKHARA;**

TRANSLATED INTO GUJARATI PROSE AND VERSE WITH CRITICAL EXPLANATORY AND MYTHOLOGICAL NOTES AND A COMPLETE LIFE OF THE POET

BY

**Bhadrashanker Jayashanker Shastri.**

CAMBAY.

*A. D. 1915.* *Samvat 1972*

**Price Rs. 1-8-0.**

श्री

॥ श्री कृष्णः शरणम् ॥

# । उपायन पत्रिका ।

॥ शिखरिणीवृत्तम् ॥

मया मोहेनैवं मृदुलमतिना चञ्चलतया
प्रमादेनाहो ते चरणपरिचर्या न रचिता॥
परं पुत्रप्रेम्णाऽभवदतिकृपापूर्णनयन·
पितस्ते वात्सल्यं निरवधिविधानं विजयते ॥ १ ॥
मयि ज्ञानं जातं सरलमचलं किञ्चिदधुना
दिवं यातस्तात प्रहतविधिना त्वं खलु तदा॥
महद्दैवं मे तव विरहतो दु खमतुलं
शिरत्राणं छत्रं ननु गतमिति प्राप्तमनस· ॥ २ ॥
न मात्रा संवासो नियतिवशतो बाल्यत इह
न जाने स्वस्नेहद्रवितहृदयोऽहं तु जननीम्॥
सदा विद्यादाने गुरुरिव तथा मित्रमिव मे
सुखे दु.खे पापप्रलयसमये तीर्थसदृश ॥ ३ ॥
कदाऽऽदेशोल्लङ्घी कुटिलजनसङ्गी कुचरित·
कदा दोषारोपैः हितवचनलोपी समभवम्॥
महादोषैर्दीनो नयविनयहीनो मम सुत
क्षमस्वैवं मत्वा जनक मम मन्तूनगणितान् ॥ ४ ॥
तव प्रेमासक्तस्तव विशदकीर्त्या विलसितो
मुहुर्याचे कृत्वा तव चरणयोरञ्जलिपुटम्॥
मुदा गद्यै पद्यै रघुवरचरित्रस्य रचित
कृपापूर्णं तत्स्वीकुरु सरलभाषान्तरमिदम् ॥ ५ ॥

अनुष्टुभ्

अनवद्यां कृतिं हृद्यां राजशेखरसूरिण· ॥
निर्धारयन्तु नाकस्थ तातपादाः प्रमोदत· ॥ ६ ॥

इति समीहते
भवच्चरणकमलमधुकरायमाणो
भद्रशङ्कर·

# भूमिका.

## ॥ नाट्यं भिन्नरुचेर्जनस्य बहुधाप्येकं समाराधनम् ॥

મહાકવિ કાલિદાસ.



જુદી જુદી વસ્તુઓમાં રૂચિ ધરાવનાર મનુષ્યોને એક નાટકજ સેવન કરવા યોગ્ય છે. જેમ સર્વ રસવાળી અને મીઠાશવાળી વિવિધ વાનીયોથી પીરસેલુ ભોજન જુદા જુદા રસોના સ્વાદો આનંદપૂર્વક ચાખવાથી તૃપ્ત કરે, તેવીજ રીતે બલકે તેનાથી હજાર દરજ્જે વિશેષ **નાટક** ભિન્ન ભિન્ન રસોનાં સેવનથી રસિકોના હૃદયોને રસમય બનાવી દે છે. ભોજનથી તૃપ્તિ થાય પણ નાટકની અંદર રહેલા રસોનુ આસ્વાદન કરતા તૃપ્તિ થઇ શકતી જ નથી. આવા પ્રકારનાં રમણીય નાટકકલ્પવૃક્ષનુ પ્રથમ બીજ આપણા **ભારતવર્ષમાં ભરતમુનિએ** વાવેલુ છે, તે બીજને સરસ્વતીના હાસ રૂપ **ભાસ** નામના મહાકવિએ જળ સીંચી અંકુરિત બનાવ્યુ, આપણા વિલાસી કવિકુલતિલક **કાલિદાસે** સારી રીતે ઉછેરી નવપલ્લવિત કર્યું, અને **ભવભૂતિ, બાણ રાજશેખર** વિગેરે કવિવરોએ તે તરૂણ તરૂને પ્રૌઢ બનાવી ફળો ઉગાડયાં, જે ફળોને ચાખવાને આપણે ભાગ્યશાળી થયા છીયે તે કલ્પવૃક્ષમાનુજ આ એક મહાફળ **બાલરામાયણ** એવા નામનુ **મહાનાટક** છે.

નાટક એટલે દશ્ય **કાવ્ય** તેના **રૂપક** અને **ઉપરૂપક** એમ બે ભેદ છે, **રામાદિનાં** રૂપ નટ ઉપર આરોપણ કરવામા આવે છે માટે એને **રૂપક** કહે છે. તે રૂપકના ઇતિવૃત્તથી, રસથી, અને નાટકશી જુદા જુદા ભેદો પડે છે. આ નાટક પણ તેમાંનો એક ભેદ છે

રૂપકના ભેદો સાહિત્ય દર્પણમા જણાવ્યા પ્રમાણે મુખ્ય દસ છે. **નાટક, પ્રકરણ, ભાણ, વ્યાયોગ, સમવકાર, ડિમ, ઇહામૃગ, અંક, વીથી,** અને **પ્રહસન;** આ સર્વમા પ્રથમ નાટક, તેના બે પ્રકાર છે. **નાટક** અને **મહાનાટક.** તેમા **શાકુંતલાદિને** નાટક, **બાલરામાયણાદિને મહાનાટક, મૃચ્છકટિકાદિને પ્રકરણ,** પદ્માયુધ પ્રપચાદિને **ભાણ,** ધનંજય વિજયાદિને **વ્યાયોગ, સમુદ્રમથનાદિને** સમવકાર, **ત્રિપુરદાહાખ્યને ડિમ,** કુસુમશેખર વિજયાદિને **ઇહામૃગ, શર્મિષ્ઠા યયાતિને અંક,** માલવિકાગ્નિ મિત્રાદિને **વીથી** અને લટક મેલકાદિને **પ્રહસન** કહેવામાં આવે છે. તેમ **ઉપરૂપકના નાટિકા, સટ્ટક** વિગેરે અઢાર ભેદો છે તે સાહિત્ય દર્પણાદિમા જોવાથી માલમ પડશે.

રૂપકના ઉપર જણાવ્યા પ્રમાણે રસ, નાટક, અને ઇતિવૃત્તથી ઘણા પ્રકારો બને છે, તો પ્રથમ રસો તરફ દૃષ્ટિ કરીયે. મુખ્ય રસો નવ છે. **શૃંગાર, વીર, કરૂણા, અદ્દભુત, હાસ્ય, ભયાનક, બિભત્સ, રૌદ્ર,** અને **શાંતરસ,** આ મુખ્ય છે. કેટલાક દસમો **વત્સલરસ** પણ છે એમ કહે છે, તેવા તેવા ભાવોથી તદ્રુપ બનાવી હૃદયને આહ્લાદ ઉત્પન્ન કરનાર રસો શૃંગારથી રતિ, વીરથી ઉત્સાહ, કરૂણાથી શોક, અદ્દભુતથી વિસ્મય, હાસ્યથી હાસ, ભયાનકથી ભય, બિભત્સથી નિંદા, રૌદ્રથી ક્રોધ, શાંતથી શમ, અને વત્સલથી વત્સલતા, આવા પ્રકારના દશ ભાવો પ્રગટ કરે છે. તે જ્યારે સ્થીર રહે છે ત્યારે તેને **સ્થાયીભાવ** કહેવાય છે તેના ત્રણ પ્રકાર છે. **વિભાવ, અનુભાવ અને સંચારી,** જે પોતાને માટે બીજામા રતિ આદિ ભાવોની ભાવના કરે છે તે વિભાવ. તેના બે ભેદ છે **આલંબન વિભાવ** અને **ઉદ્દીપન વિભાવ,** જેને ઉદ્દેશી ઉત્પન્ન થયેલા રતિ આદિનુ જ્ઞાન, જેમકે આ ગ્રંથના ત્રીજા અંકમા સ્વયંવર સમયે સીતાને જોતા રામને રતિ-જ્ઞાન પ્રગટ થયુ તેમ રામે શંકરનુ ધનુપ ભાગ્યુ તે જોઇ સીતાને તેવો ભાવ પ્રગટ થયો એ આલંબન વિભાવ છે. ઉદ્દીપન કરનાર, દેશકાલ વિગેરે જેમ પાંચમા અંકમા ઋતુઓ, ચંદ્ર, કોકિલા એ રાવણને ઉદ્દીપન કરનારા બન્યા છે તેથી તે ઉદ્દીપન વિભાવ છે, વિભાવોના બીજા પણ ભેદો સાહિત્ય દર્પણાદિમા દર્શાવ્યા છે

આ નાટકમા મુખ્યત્વે કરી વીર અને અદ્દભુત રસ છે, રાવણાદિ તેમાં આલંબન છે તથા તેમની ચેષ્ટાઓ ઉદ્દીપન કરનાર છે, તેથી રામચંદ્રનો ઉત્સાહ તે વીર રસને પ્રગટ કરે છે તેમ રાવણના અંગોને વારંવાર છેદતાં ફરી ફરીથી ઉગવાને લીધે રામચંદ્રની વિસ્મયતા એ અદ્દભુત રસને જમાવે છે તોપણ બીજા રસો કંઇ ઓછા વર્ણવ્યા નથી,જેમ ત્રીજા, પાંચમા અને દશમા અંકમા શૃંગાર છે, ચોથા, છઠ્ઠા, આઠમા અને દશમા અંકમાં કરૂણા રસ છે. તેમ જ પહેલા, બીજા તથા ચોથા અંકમાં ભયાનક અને હાસ્ય રસ પણ જમાવ્યો છે. વીર અને અદ્દભુત રસ તો જેમા પદે પદે વર્ણવ્યો છે. ટૂંકાણમા આ નાટક સર્વ રસભાવોથી ભરપૂર છે.

હવે નાયકના પ્રકારો જોઇએ. જે ફળને ઉદ્દેશી કાર્યનો આરંભ કરવામાં આવ્યો હોય તે ફળનો સ્વામી તે **નાયક,** જેમ અહિ **રામચંદ્ર,** તથા નાયકને પ્રતિકુળ વર્તનાર તે **પ્રતિનાયક.** જેમ અહિ **રાવણ** છે. નાયક કે જે દાનશીલ, કૃતકાર્ય, સુકુલોત્પન્ન, સમૃદ્ધિમાન્ વા શોભાસપન્ન, સુંદર, યુવાન, ઉત્સાહી સર્વ કાર્યમા કુશળ, લોકરંજક, તેજસ્વી, વિલાસી, સુશીલ,

ઇત્યાદિ ગુણોએ વિભૂષિત હોય છે. અહિ **રામચંદ્ર** ઉપર પ્રમાણેના સર્વે ગુણોથી પૂર્ણ રીતે અલકૃત છે. પ્રતિનાયક કે જે ઉદ્ધત, પાપી, વ્યસની ઇત્યાદિ પ્રતિકૂળ ગુણવર્તિ હોય છે અહિ **રાવણ** પણ તેવા જ પ્રતિકૂળ ગુણોથી યુક્ત છે. સાહિત્ય દર્પણકારે મુખ્ય ચાર પ્રકારે નાયકના ભેદો જણાવેલા છે. **ધીરોદાત્ત, ધીરોદ્ધત, ધીરલલિત** અને **ધીરપ્રશાંત,** આત્મ શ્લાઘા નહિ કરનાર, ક્ષમાશીલ, હર્ષશોકાદિમા પણ અતિ ગભીર, વિનયથી ગર્વને ગુપ્ત રાખનાર, અચચળ અને દૃઢ પ્રતિજ્ઞાવાન એ ધીરોદાત્ત છે, રામચદ્રમા એ સર્વ ગુણો પૂર્ણપણે હોવાથી તે **ધીરોદાત્ત** નાયક છે. કપટી, પ્રચડ, ચચળ, અહકારી, મહાગર્વ ધારી અને આત્મ શ્લાઘા કરનાર એ **ધીરોદ્ધત** છે. રાવણમા તે સર્વ હોવાથી તે **ધીરોદ્ધત** પ્રતિનાયક છે. એ પ્રત્યેક નાયકના દક્ષિણ, ધૃષ્ટ, અનુકૂળ અને શઠ એમ ચાર ચાર ભેદો થવાથી તેના સોળ પ્રકાર બને છે. તેમ તે દરેકના ઉત્તમ મધ્યમ અને કનિષ્ઠ એમ ત્રણ ત્રણ પ્રકારો થતા કુલ નાયકના અડતાળીસ ભેદો થાય છે. તેવી રીતે નાયિકાના પણ સ્વસ્ત્રી, અન્યસ્ત્રી, અને સાધારણ સ્ત્રી વિગેરે ભેદો પડે છે. અહિ **સીતા** સ્વસ્ત્રી—**સ્વકીયા** નાયિકા છે. વળિ તેનામા મુગ્ધત્વ સપૂર્ણ રીતે હોવાથી મુગ્ધા પણ છે, તેને માટે લખ્યુ છે જુઓ પૃષ્ઠ ૫૦.

**શિખરિણી.**

ન પૂરે પૂરૂ તો સ્તન સહિત ચોમેર ઉર છે
સ્વશોભાને ચાહી પણ હજુ નિતબે ન લહીં તે
વિલાસો નેત્રોના સ્થિર અતિ થઇ ના પ્રગટતા
યુવાવસ્થા આ'ની નવિન થતાં પામે વિજ્યઆ

આ પ્રમાણે નવીન યૌવન તેવીજ રીતે આગળ નવવિકાર લજ્જા વિગેરે વર્ણવ્યા છે. માટે તે મુગ્ધા છે.

હવે ઇતિવૃત્ત તરફ દૃષ્ટિ કરીએ, જે ઉપરથી રૂપકનુ અગ રચવામા આવે છે, તેવા કથા ભાગને **વસ્તુ** કે **ઇતિવૃત્ત** કહેવામા આવે છે. આ ગ્રથમા શકર ધનુષ ચઢાવનાર રામને સીતાની પ્રાપ્તિ થવી, પિતાની આજ્ઞાથી સીતા અને લક્ષ્મણ સાથે વનમા જવુ, પછી ત્યા રાવણે સીતાનું હરણ કર્યું માટે સુગ્રીવની મૈત્રી કરી સમુદ્ર ઉપર સેતુ બાધી, વાનર સેના સાથે લકામા જઇ રાવણનો વિનાશ કરી ત્યાથી સીતાને પ્રાપ્ત કરવા ઇત્યાદિ ઇતિવૃત્તછે—વસ્તુ છે.

વસ્તુના બે પ્રકાર છે, મુખ્ય વસ્તુને **આધિકારિક** અને પ્રસગાનુકૂલ અગીભૂત વસ્તુને **પ્રાસંગિક** કહે છે. અહિ સીતા સ્વયવર, સીતાની પ્રાપ્તિ,

વનવાસ, રાવણ વધ વિગેરે **આધિકારિક** ઇતિવૃત્ત અને રાવણ પરશુરામનો પ્રસગ **પરશુરામનું** ચરિત્ર ઇત્યાદી **પ્રાસંગિક** ઇતિવૃત્ત છે. પ્રાસંગિક વસ્તુના બે ભેદ છે. **પતાકા** અને **પ્રકરી**, જે પ્રાસગિક વસ્તુ નાટકમાં વિશેષ રીતે વર્ણવવામાં આવી હોય તે **પતાકા**, અને એકાદ વખત કાર્ય કરી ફરીથી જોવામા ન આવે તે **પ્રકરી**, અહિ શંકર વિશ્વામિત્ર પરશુરામ રાવણ વિગેરેનાં ચરિત્રો પતાકારૂપે છે અને નારદ ભૃગિરિટિ અગસ્ત્ય વિગેરેના પ્રસગો પ્રકરીરૂપે છે.

ઉપર પ્રમાણેની વસ્તુ ઇતિહાસમાથી લેવામાં આવી હોય તો **પ્રખ્યાત**, કવિ કલ્પનાથી રચેલી હોય તો **ઉત્પાદ્ય**, અને થોડી ઐતિહાસિક તથા થોડી કવિ કલ્પિત હોય તો તેને **મિશ્ર** કહેવાય છે. આંમા ઐતિહાસિક વસ્તુ છે માટે તે **પ્રખ્યાત** ઇતિવૃત્ત ગણાય.

જે વસ્તુના આધારથી નાટકની રચના કરેલી હોય તેને **અર્થ પ્રકૃતિ** કહે છે, તેના **બીજ બિંદુ પતાકા પ્રકરી** અને **કાર્ય** એમ પાંચ ભેદ છે. તેમાં, फलस्य प्रथमो हेतु र्बीजम् ॥ ફલ પ્રાપ્તિના મુખ્ય હેતુને **બીજ** કહે છે, જેમ આ ગ્રંથમા શકર ધનુષ ચઢાવનારને સીતાની પ્રાપ્તિ થાય છે, માટે શકર ધનુષ એ તેનુ બીજ છે. ઇતિવૃત્તની સમાપ્તિ થયે અટકી જતાં બીજારોપણ કરી આગળ ચલાવવામા આવે તેને **બિંદુ** કહે છે. અહિં શકર ધનુષ ચઢાવી રામને સીતાની પ્રાપ્તિ થતા ઇતિવૃત્ત અટકી જાય છે, પણ તેને માલ્યવાનની યુક્તિથી રાવણને સીતા પ્રાપ્ત કરાવવા માટે, માયા મય તથા શર્પણખાએ દશરથ અને કૈકેયીનુ સ્વરૂપ લઇ રામને વનવાસ અપાવ્યા રૂપ બીજા રોપણ કરી કાર્યની આગળ શરૂઆત કરી તે **બિંદુ** છે. **પતાકા** અને **પ્રકરી** પ્રથમ કહી ગયા છીયે. હવે ઇતિવૃત્તથી જે ફળ ઉત્પન્ન કરવામા આવે તેને **કાર્ય** કહે છે. હરણ કરેલા સીતાને રાવણનો વધ કરી પ્રાપ્ત કરવા એ અહિ મુખ્ય કાર્ય છે કાર્યની પાચ અવસ્થાઓ છે. **આરભ યત્ન પ્રત્યાશા નિયતાપ્તિ** અને **ફલાગમ**, તેમા મુખ્ય ફળની સિદ્ધિ સારૂં ઉત્સુક થવુ એ **આરભ**, અહિં સીતાની પ્રાપ્તિ માટે ઉત્કંઠા થાય છે તે **આરંભ** છે. તેની પ્રાપ્તિ માટે ત્વરાથી પ્રયત્ન કરવો એ **યત્ન**, અહિં રાવણે સીતાનુ હરણ કર્યું ત્યારપછી તેની પ્રાપ્તિ સારૂ સુગ્રીવ વાનરની મૈત્રી સેતુબધન મહાયુદ્ધ વિગેરે પ્રયત્ન તે **યત્ન** છે તેમા અનેક અનેક અડચણો આવવી એ **પ્રત્યાશા**, આહિ સમુદ્રે માર્ગ ન આપવો. યત્રજાનકીનુ મસ્તક છેદવુ તથા સિંહનાદ કુભકર્ણ ઇંદ્રજીત વિગેરેથી કાર્યમા અડચણો ઉપસ્થિત કરવી તે **પ્રત્યાશા** છે. પ્રાપ્તિનો નિશ્ચય થવો એ **નિયતાપ્તિ**, અહિ સીતા

સ્વયંવરમાં સર્વ રાજાઓથી શિવધનુષ ન ઉપાડી શકાયું, અને રામથી તે ઉપાડતાં ભાંગી ગયું માટે સીતા તેમને જ યોગ્ય છે એમ નિશ્ચય થવો, તથા સમુદ્રબંધનાદિ અશક્ય કાર્ય છતાં તે સિદ્ધ થયું, માટે સીતાની પ્રાપ્તિ અવશ્ય થશે એમ નિશ્ચય થયો તે **નિયતાપ્તિ** છે. સપૂર્ણ રીતે ફલની પ્રાપ્તિ એ ફલાગમ, અહિં રાવણનો નાશ કરી સીતાને પુષ્પકવિમાનમા બેસાડી અયોધ્યામાં આવી રાજ્ય પ્રાપ્ત કરવું તે ફલાગમ છે ઉપર પ્રમાણે અર્થપ્રકૃતિઓ અને આરભાદિ કાર્યની પાંચ અવસ્થાઓ એક જ વસ્તુમા વર્ણવ્યા હોય, જેમ બીજ વર્ણવાય ત્યાં આરભ પણ વર્ણવાય એમ સઘળે પણ આમ થવાથી અર્થપ્રકૃતિ અને કાર્યની અવસ્થાઓની સધિ થાય છે, તેના પાચ પ્રકાર છે. **મુખ પ્રતિમુખ ગર્ભ અવમર્શ** અને **નિર્વહણ**, તેમાં અનેક પ્રયોજનવાનરસોને ઉદ્ભવનારી બીજોની ઉત્પત્તિએ **મુખસંધિ**, જેમ અહિં શિવધનુષનો રાવણે તિરસ્કાર કરવાથી પરશુરામ અને રાવણનો પ્રસગ, તેમ રામે શકર ધનુષનો ભગ કરવાથી પરશુરામ અને રામનો પ્રસગ, તેમાં લક્ષ્મણને વિષ્ણુનું ધનુષ ચઢાવવાથી ઉર્મિલાની પ્રાપ્તિ, માયામય કૈકેયીનો પ્રસગ, સેતુબધન,ઈત્યાદિ બીજોની ઉત્પતિ તે **મુખસધિ** છે,તેના **ઉપક્ષેપાદિ** બાર ભેદ છે. બીજનુ જે લક્ષ્યની પેઠે અને અલક્ષ્યની પેઠે સ્વરૂપ થઇ ઉદ્ભેદનો પ્રકાશ થાય એ **પ્રતિમુખસંધિ**, જેમ અહિ શકરધનુષરૂપ બીજનુ રાવણે ધનુષ ન ચઢાવાયુ તે લક્ષ્ય, અને રામે તેને ચઢાવી સીતાની પ્રાપ્તિ કરી એ અલક્ષ્ય છે, માટે સીતાને પ્રાપ્ત કરનારને મારવાની રાવણે પ્રતિજ્ઞા લીધી એ ક્રોધરૂપ ઉદ્ભેદનો પ્રકાશ તે **પ્રતિમુખસધિ** છે, તેના **વિલાસાદિ** તેર ભેદ છે. પ્રતિમુખસધિમા કઇંક ઉદ્ભવ થતા બીજનો વિઘ્નપૂર્વક થતો લાભ તેનો ફરીથી વિયોગ ફરી લાભ પાછો વિયોગ એમ વારવાર શોધ થતા નહિ ધારેલા એકાંત ફળપ્રાપ્તિની આશા એ **ગર્ભસંધિ**, જેમ અહિ વિઘ્નપૂર્વક સીતાની પ્રાપ્તિ રાવણથી તેનો વિયોગ ફરીથી પ્રાપ્તિ અને ફરીથી વિચ્છેદ એમ ઘણો વખત શોધ કરતા રાવણને મારવાથી ફળની પ્રાપ્તિ થશે એમ આશા તે રૂપ **ગર્ભ**સધિ છે, એમા ફળપ્રાપ્તિની આશાનો વિશેષ સભવ છે એના **અભૂતાહરણાદિ** બાર ભેદ છે. ગર્ભસધિમાં ઉદ્ભવેલા બીજાર્થ સંબધિ વિચાર એ **અવમર્શ**, જેમકે અહિ સેતુબધન સિહનાદ આદિના વધના વિચારો તે **અવમર્શ**સધિ છે, તેના **અપવાદાદિ** તેર ભેદ છે. અને બીજની સાથે જોડાયેલા મુખસધિમા રહેલા જુદા જુદા અર્થોને એકાર્થમા યોજવા એ **નિર્વહણસંધિ**, જેમ અહિ સેતુબધન આદિ મુખસંધિના પ્રથક્ પ્રથક્ અર્થોનો રાવણવધ થતા એકાર્થમા સમાવેશ છે, તેથી તે **નિર્વ-**

હુણસંધિ છે, તેના સંધિ વિબોધ આદિ ચૌદ ભેદો થાય છે તેમના નામો દષ્ટાંતો સાહિત્ય દર્પણાદિમાં સ્પષ્ટ જણાવ્યા છે તે સર્વેનો આ ગ્રંથમાં સમાવેશ થાય છે પરંતુ વિસ્તાર ભયથી દર્શાવવામાં નથી આવતા, તેને બુદ્ધિનો વિકાસ થવા સ્વતઃ વાચકવર્ગ શોધી લેશે એમ વિનતિ છે.

ઉપર પ્રમાણે મુખ્ય પાંચ પ્રકારે થયેલાં ઇતિવૃત્ત, અભિનયદ્વારા (ભજવીને) દર્શાવાય છે, અને નીરસ કથાંશને માત્ર સૂચવાય છે. રૂપકોની—નાટકોની રચના એવી રીતે થવી જોઇએ કે રસિકોનાં હૃદયો દૂભાય નહિ, સંસ્કૃત નાટકોના લખનારાઓનો આ મુખ્ય નિયમ છે કે રસાસ્વાદમા કાંઇ પણ અતરાય ન થતાં છેવટ સુધી તેવોને તેવોજ પ્રવાહ વહ્યા કરે. જેથી અંકના આદિ ભાગમાં બે પાત્રો કે જે મધ્યમ મધ્યમ પાત્રો દ્વારા વા મ ધ્યમ અને નીચ પાત્રો દ્વારા કથાંશ સૂચવાય છે એ **વિષ્કંભક** તથા **મિશ્રવિષ્કંભક** છે, જેમ અહિ પ્રથમ અક અને બીજા અકના પ્રારભમા બન્ને મધ્યમ પાત્રો તથા બન્ને ઉત્તમ પાત્રો હોવાથી તેને **શુદ્ધ** વિષ્કભક કહ્યો છે, તેમ ચોથા અકના આદિભાગમા એક નીચ પાત્ર અને એક મધ્યમ પાત્ર છે માટે તેને **મિશ્ર**વિષ્કભક કહ્યો છે. એજ વિષ્કભક જો બન્ને નીચ પાત્રો દ્વારા યોજેલો હોય તો તેને **પ્રવેશક** કહેવાય છે, જેમ અહિં ત્રીજા અકના આરભમાં ગીધપક્ષીનું જોડુ એ નીચ પાત્રો છે તેથી તેને **પ્રવેશક** કહ્યો છે.

નેપથ્યમાં જે સૂચન કરવામા આવે તેને **ચૂલિકા** કહેવાય છે, આ'માં ઘણીજ ચૂલિકાઓ આપવામા આવેલી છે. અકના અતમા સૂચવેલા ભાવી અકનુ સબધ તૂટયા શિવાય અવતરણ કરવુ તેને **અંકાવતાર** કહે છે, તથા એકજ અકમા સર્વ અકોનુ સૂચન કરવુ તેને **અંકમુખ** કહે છે. આ પ્રમાણે એકમેકના સબધ પુર્વક રૂપકોની રચના કરવામા આવે છે.

ઈતિવૃત્તમા રસને કે નાયકને અનુચિત ગણાતું કાર્ય સર્વથા ત્યાગ કરવું અથવા જુદા રૂપમા લખવુ એમ નાટય શાસ્ત્રકારોનો મત છે, જેમ આ ગ્રંથમા કૈકયી વૃત્તાત કઇ જુદી જ ખૂબીથી જણાવવામા આવ્યુ છે. તેમ વાલીવૃત્તાંત સ્પષ્ટ ન જણાવતાં વૈતાલિકના કથનથી જ જણાવ્યું છે, કારણકે રસપ્રધાન જ કાવ્યો હોય છે, કેવળ પુરાતન વૃત્તને જ અનુસરનારા છે એમ નથી આટલો જ કાવ્યોમાં અને ઇતિહાસોમાં તફાવત છે. સામાન્ય રીતે જોતા વસ્તુના તાત્પર્યાર્થમા અજાણ દષ્ટાઓ એકદમ પ્રવેશ કરતા પાત્રોમા તેમનો સબધ નહિ જાણવાથી સ્વાદમા અંતરાય પામી ઉદ્વેગવાળા બને છે. આ કિયુ પાત્ર ' એનો શો સંબધ ' એમ વિચાર કરતાં તેમનો

રસાસ્વાદ નાશ પામે છે તેથી જ સંસ્કૃત રૂપકોમાં સૂચન કર્યા શિવાય પાત્રોનો પ્રવેશ થતો નથી અને એટલા માટે જ નાટકના આરંભમા પ્રસ્તાવના યોજવામાં આવે છે. વિદેશીય નાટકો અને તેનુ અનુસરણ કરી લખાયેલા હાલના નાટકોમાં આ'વી યોજનાઓ ગોઠવવામાં નથી આવતી, માટે જ પ્રસ્તાવના વિના પ્રવેશ કરતા અસબધ પાત્રો દ્રષ્ટાઓનાં હૃદયોને આકુળ-વ્યાકુળ બનાવી દેછે. કેવળ મનના વિનોદ સારૂં જ નાટકોની રચના કરવામાં આવી છે એમ નથી, પરંતુ એથી કઇક જુદ્દ જ રહસ્ય સસ્કૃત રૂપકોમા સમાયેલુ છે. તેને માટે નાટચશાસ્ત્રમાં બ્રહ્મદેવનાં "**त्रैलोक्य स्यास्य सर्वस्य नाट्यं भावानुकीर्त्तनम्** એ વચનથી આરભીને કે **मोक्षार्थमभिनयोपेतो नाट्य-मित्यभिधीयते ॥**" આ વચન સુધી, સ્પષ્ટ જણાવેલુ છે કે, સર્વત્રૈલોક્યની વસ્તુઓનું કીર્ત્તન કરનાર, જુદા જુદા ભાવોને પ્રગટ કરનાર, જુદી જુદી અવસ્થાઓને દર્શાવનાર, લોકવૃત્તાતોને અનુસરનાર, હિતકારક ઉપદેશ આપનાર, ધૃતિ–ધીરજ આદિ સુખનુ દાન કરનાર, દુ ખીજનોના શોકને શમાવનાર, અને બુદ્ધિની વૃદ્ધિ કરનાર નાટચ છે. એવી કોઇ પણ વિદ્યા નથી, એવી કોઇ પણ કલા નથી, એવો કોઇ પણ યોગ નથી, એવુ કોઇ પણ કર્મ નથી કે નાટકોમાં ન દર્શાવવામાં આવતા હોય. તેથી જ રસિકોએ પ્રાચીન રૂપકોના મહાત્મ્યને સમજવા શક્તિમાન થવાય તેવા ઉપાયો યોજવા જોઇએ.

નાટચવિદ્યા આપણા ભારતવર્ષમા ઘણી જ પ્રાચીન છે, રૂપકોને ભજવવાની સુદરતાને સપાદન કરવા ભારતવાસીઓએ અપૂર્વ પ્રયત્નો આદર્યા છે. ભારતીય નાટય પ્રયોગોમા અભિનયની છટાને જોતા જીજ્ઞાસુઓનાં હૃદયો આશ્ચર્યચકિત બની જાય છે અભિનયમા ઉપયોગી હસ્તપાદાદિના પ્રકારો અસખ્ય રીતે વર્ણવ્યા છે. તેમ પાત્રોના વેશ આદિ પ્રકારોમા લેશ માત્ર અસસ્કૃતપણું પ્રાચીનભારતીયોનું જણાતું નથી. નાટચની નેપથ્ય રચના, શાલાની વ્યવસ્થા તથા હૃદયહારી દૃશ્ય (Scene) બનાવવાની ચાતુરી પ્રાચીન નાટચકારોની એટલી બધી રમણીય છે કે અર્વાચીન વિદેશીય નાટચકારોના ગર્વને ભજન કરવા સમર્થ છે. આ નાટચવિદ્યા પ્રથમ ભારતવર્ષમાં પરમ ઉન્નતિમા હતી, તેના તે સ્વરૂપને જાણવાનો વિચાર રાખતા હોય તેમણે ભરતમુનિ પ્રણીત **નાટચ** શાસ્ત્ર આરભથી તે અત સુધી વાચી જવું જોઇએ.

આ પ્રમાણે નાટકોનુ સામાન્ય સ્વરૂપ દર્શાવવામા આવ્યુ તે અસ્થાને નહિ ગણાય, કેમકે રૂપકોનુ સામાન્ય સ્વરૂપ જણાવ્યા શિવાય તેના ગભીર ભાવોને સમજવુ એ અભ્યાસીઓને બહુજ મુશ્કેલ છે. પ્રથમ બ્રહ્માની આજ્ઞાથી **ભરતમુનિએ** મહેંદ્રધ્વજ નામના મહોત્સવમા દેવતાઓએ કરેલો

દૈત્યોનો પરાજય તેને ઉદ્દેશી એક નાટક રચી ભારતવર્ષમાં ભજવી બતાવ્યુ હતું. ત્યાર પછી આ ભૂમિમાં રૂપકોને ભજવવાનો પ્રચાર થયેલો છે, એમ **નાટ્ય** શાસ્ત્રમા સ્પષ્ટ છે.

હવે નાટકના લક્ષણો સાહિત્યદર્પણુમા જણાવ્યા પ્રમાણે "**नाटकं ख्यातवृत्तंस्यात्**" રામાયણુ મહાભારત આદિમાંના પ્રસિદ્ધ ઇતિવૃત્તથી રચવામાં આવેલુ, મુખસધિ આદિ પાંચ સધિઓથી યુક્ત, વિલાસ, ધૈર્ય ગાંભીર્ય, વિગેરે ગુણોથી સુશોભિત, જુદા જુદા પાત્રોથી ઘડાયેલુ, વિવિધ રસથી ભરપૂર, પ્રખ્યાત વશમા ઉત્પન્ન થયેલા પ્રતાપી ધીરોદાત્ત, દિવ્ય અથવા દિવ્યાદિવ્ય એમાનાં ઉત્તમ રાજર્ષિ નાયકથી યુક્ત **શૃંગાર, વીર** **અને કરૂણા** એ ત્રણમાથી એક જ રસ પ્રાધાન્ય છતા અન્ય રસો વડે રસમય, ઓછામા ઓછા પાચ અક અને વધારેમા વધારે દસ અંક સુધી હોય તેને નાટક કહેવાય છે આ નાટક રામાયણુના ઇતિવૃત્તને અવલબી રચવામાં આવ્યુ છે, તેમ પ્રખ્યાત સૂર્યવશમા ઉત્પન્ન થયેના રામચદ્ર જેમા નાયક છે, તે **ધીરોદાત્ત** તથા **દિવ્યા**દિવ્ય નાયક છે, કેમકે વિષ્ણુનો સપ્તમ અવતાર રામચદ્ર છે તેથી તે દિવ્ય છે અને મનુષ્ય માફક આચરણુ કરતા હોવાથી દિવ્ય છતા અદિવ્ય પણુ છે. આ'મા દસ અકની યોજના કરવામા આવી છે, વળિ નાટકના કરતાં આ'મા આ વિશેષતા છે કે ઘણી પતાકાઓ ( પ્રથમ કહી ગયા તેવી ) હોવાથી આ'ને **મહાનાટક** એમ કહેવામા આવે છે. શ્રીમાન્ મહાકવિ રાજશેખરે આ મહાનાટકમા ઇશ્વરાવનાર રઘુવશ ભૂષણુ નૃપ ચૂડામણિ રામચદ્રનુ બાલ-પ્રથમ ચરિત્ર દર્શાવ્યુ છે, જેથી બાલ રામાયણુ એમ સજ્ઞા આપેલી છે. આ નાટકમા લક્ષ્મણુનુ પાત્ર એ નાયકને વીર સહાયક તરીકે છે, સીતા એ સ્વકીયા મુગ્ધા નાયિકા છે. વળિ તે પૃથ્વીપુત્રી છે અને અગર્ભસભવા હોવાથી તે **દિવ્યા** પણુ છે વિશ્વામિત્ર, શતાનદ એ બન્ને ધર્મસહાયક પાત્રો છે, પ્રહસ્ત, માલ્યવાન તથા માયામય એ પ્રતિનાયક રાવણુને સહાયક પાત્રો છે. શૂર્પણુખા, સુગ્રીવ, વિભીષણુ, પરશુરામ, વિગેરે અનેક પાત્રો પ્રસગે પ્રસગે દર્શાવેલા છે. શકર ધનુષને આરોપણુ કરવાના "પણુથી" આરભી રામ રાજ્યાભિષેક સુધી કથા ભાગ વર્ણવેલો છે, તેનો દશે અકમા સમાવેશ થાય છે.

કવિએ આ નાટકને લખવામા પોતાનુ સર્વોત્તમ બુદ્ધિબળ વાપર્યુ છે એમા તો શકા જ નથી, બીજા તેમના લખેલા નાટકો જોવામાં આવે છે પણુ આ નાટક લખવામા અલૌકિક જ શક્તિ વાપરેલી છે. એવુ કોઈ પણુ વર્ણન ભાગ્યે જ જોઇ શકવામા આવે કે જે આ'મા ન જણાવ્યુ હોય,

આ'વી ગ્રંથની અત્યુત્તમતા જોઇને જ તેનુ ભાષાન્તર કરવાની પ્રેરણા થઇ આવી. મ્હારા મનમા તો સમશ્લોકી ભાષાંતર થાય એમ જ હતું, ને ઘણી જગાએ તેમ જ છે, પરતુ કેટલાક સ્થળે અનુકૂળતા નહિ પડવાથી વૃત્તોને ફેરવવાં પડયા છે, અને કોઇ જગાએ તો વૃત્તને બદલે સગીતોની પણ યોજના કરેલી છે. આ ભાષાન્તર કરવામાં હું કેટલે અશે પાર પામ્યો છું તે તો આપ સાહિત્યના શોખીનો જ જાણી શકો. જે ઉદ્દેશથી મ્હે આ કાર્યને આરભી પૂર્ણ કર્યુ છે તે ઉદ્દેશ જો સાહિત્ય પ્રેમીઓથી ફળીભૂત થઇ મ્હારો શ્રમ સફળ થશે તો મ્હને પોતાને ભાગ્યશાળી માની અન્ય કાર્યોમા ઉત્સાહિત થયેલો સમજીશ. આ વિચારો અત્રે મુલતવી રાખી હવેમહા કવિ રાજશેખર તરફ દૃષ્ટિપાત કરીએ.

# રાજશેખર.

શ્રીમાન્ **રાજશેખર** પ્રથમ પક્તિનો કવિ છે એમ ગણી શકાય, સૃષ્ટિ સાન્દર્યનુ આબેહૂબ વર્ણન કરવામા, મનના સૂક્ષ્મભાવો જણાવવામા, જન સ્વભાવનો ચિતાર કરવામાં, જુદા જુદા દેશના રીત રીવાજો દર્શાવવામા તથા દિવ્ય વસ્તુઓનુ વર્ણન પ્રત્યક્ષ જોયાના જેવુ કરવામા રાજશેખરને ઘણું જ માન ઘટે છે કવિતામા કોમલતા છતા અર્થગાભીર્ય છે. માધુર્ય રસના ઝરણુ છતા પ્રસાદગુણ યુક્ત છે, તેમ શબ્દાડંબર છતા રસભાવથી પણ ભરપૂર છે. વળિ યત્ર જાનકી સબધી નવી યુક્તિ ગોઠવી રાવણની કામાવસ્થા જણાવવામા અને દશરથ કૈકેયીના વૃત્તાતને ફેરવવામા તો તેણે ઘણી જ હદ કરી નાખી છે. કોઇ કોઇ જગાએ **કાલિદાસ** અને **ભવભૂતિનાં** રચેલા નાટકોના જેવી રચના કરેલી જોવામા આવે છે. જેમ **શાકુંતલના** ચોથા અકમા સાસરે જતી **શકુંતલાને કણ્વમુનિ** શીખામણ આપે છે, તેમ અહિ પણ ચોથા અકમા સાસરે જતી **સીતાને શતાનંદ** તેવા જ રૂપમાં શીખામણ આપે છે. ઉત્તરરામચરિતના પ્રથમ અકમા ચિત્રદર્શન આપેલુ છે, તેમ અહિં પણ ચોથા અકમા ચિત્રદર્શન આપેલુ છે, ઉત્તર૦ બીજા અકમા તાપસી પોતાના ગુરૂજી વાલ્મિકિને છોડી **અગત્સ્યમુનિ** પાસે ભણવા જવાનુ જણાવે છે, તેમ અહિ ભવભૂતિ નામનો બટુ પરશુરામને છોડી બીજા ઉપાધ્યાય પાસે અભ્યાસ કરવા આવે છે, ત્યા પણ ભણવામા વિઘ્ન જણાવ્યુ છે અહિં પણ દર્શાવ્યુ છે. વળિ કેટલાક શ્લોકોના પણ ભાવમાં સામ્ય જણાય છે. જેમકે ઉત્તર રા૦ ભાષા૦ અક-૨ શ્લોક ૪ થો.

**હરિણીવૃત્ત**

ગુરૂજી શિખવે એકી રીતે ગુણી જડ બેઉને
ગ્રહણુ કરવે શક્તિદેના, ન ઓછી કદા કરે
ફરક ફળમાં રે'છે મોટા તથા પણુ ઉતરી
વિમલ મણિ લે ઝાલી તેવુ સુબિંબ ન ઠીંકરી.

મ. ન. દ્વિવેદી.

તેના જેવું અહિ પણ અંક–૪ શ્લોક ૧૫.

**માલિની.**

ગુરૂ શિવ શિખવે છે કર્મ સર્વે સમાન
સરવ સમ કરે છે યત્ન અભ્યાસવાન
તદપિ **પરશુરામ** શ્રેષ્ઠ એ સર્વમાંથી
કંઈક સહજ વસ્તુ ભવ્ય થાયે ગુણોથી.

આ પ્રમાણે જોતાં **કાલિદાસ** કરતા ભવભૂતિના ઉત્તરરામચરિતની રચનાનુ અવતરણુ વિશેષ જોવામા આવે છે, ભવભૂતિના ઉપર તેને ઘણુંજ માન હોય તેમ લાગે છે, કેમકે આ ગ્રથની પ્રસ્તાવનામાં પણુ ભવભૂતિનો પોતે અવતાર છે એમ જણાવ્યુ છે. ભવભૂતિ કરૂણારસમાં ઘણોજ આગળ પડતો છે તેમ રાજશેખરે આ નાટકના છઠ્ઠા અકમા તેવોજ હૃદયભેદક કરૂણારસ જમાવ્યો છે. **રામચંદ્ર**ના ઉપર **રાજશેખર**નો ભાવ ભવભૂતિ કરતાં કંઇ જુદોજ જણાઇ આવે છે, વિશેષ કહીયે તો પોતાના ઇષ્ટ દેવ તરીકેજ માન્યા છે. કેમકે રામ અને સીતા એ મુખ્ય પાત્રો છતાં એવી રીતે ગોઠવ્યા છે કે, તેમના માનમા લેશ પણુ ન્યૂનતા ન આવે સીતાના દૈવીપણામા ખામી ન આવે માટેજ અન્ય નાટકદ્વારા સ્વયવર અને યત્રજાનકી દ્વારા રાવણુનો મોહ વર્ણુવ્યો છે, રામના પ્રભુત્વમાં દોષ ન આવવા માટેજ તેમની કામાવસ્થા અને વિરહાવસ્થા દર્શાવી નથી

આ'વા પ્રકારના ઉત્તમ નાટકને રચનાર કવિવર **રાજશેખર** કયા સમયમા થયો તેનો નિશ્ચયાત્મક નિર્ણય હજી સુધી જોવામા નથી, પણુ કેટલાક ગ્રથો ઉપરથી તથા કેટલાક વિદ્વાનોના મત ઉપરથી જે કંઇ ઇતિહાસ ઉપલબ્ધ થાય છે તે આપની સમક્ષ રજુ કરીયે છીયે,

પ્રથમ **શંકર** દિગ્વિજયના સર્ગ ૨ જામાં "**तत्रोदित कश्चनराजशेखर**" સર્ગ ૫ મા "**एवमेनमतिमर्त्यचरित्रं**" ત્યાથી આરભી ,' **नाटकत्रयमवोचदपूर्वम्**" એ શ્લોક સુધી તથા સર્ગ ૧૪ મા "**कवितांकुशलोऽथकेरलक्ष्मा**" ત્યાથી

આરંભી "वरदेतिप्रणमन् व्याजिज्ञपश्च" એ શ્લોક સુધી નીચે પ્રમાણે રાજશેખરનુ વૃત્તાંત જણાવ્યુ છે.

કેરલ દેશનો રાજા **રાજશેખર** નામનો કવિ, **શ્રીમાનાદ્ય** શંકરાચાર્ય અલૌકિક પ્રભાવવાન જાણી તેમના દર્શનની અભિલાષાથી પોતાના પ્રધાનને આચાર્ય પાસે મોકલ્યો. આચાર્યશ્રીની આજ્ઞાથી પોતે પણ દર્શનનો લાભ લઇ દશ હજાર મહોરો ભેટ અર્પણ કરી પોતાના રચેલા ત્રણ નાટકો વાંચી સભળાવ્યા, ત્યારપછી કેટલેક વર્ષે પોતાના સ્થાનમા અગ્નિનો ઉપદ્રવ થવાથી તેમાં આ ત્રણે નાટકોની પ્રતો ભસ્મીભૂત થઇ ગઇ એટલે રાજાના મનમાં ઘણો શોક થવા લાગ્યો. એટલાકમા ફરીથો આચાર્યશ્રી પોતાના નગરમા પધાર્યા ત્યારે તેમને મળવા માટે રાજશેખર ગયો ત્યારે પૂછ્યુ કે તમારાં નાટકો પ્રસિદ્ધિમા આવ્યા કે નહિ ? તેણે અગ્નિનો ઉપદ્રવ થયાની અને નાટકો તેમા બળી ગયાની કથા નિવેદન કરી તે જાણી તેના શોકને દૂર કરવા આચાર્યશ્રીએ તમારા નાટકો મ્હને હજુ બરોબર યાદ છે માટે લખીલ્યો, એમ જણાવ્યુ, પછી તેમના મુખમાથી અમૃતરૂપે સ્રવતાં પોતાના જ રચેલા નાટકોને લખી લઇ ઘણો જ આશ્ચર્યયુક્ત બની તેમને વદન કરવા તથા સ્તુતિ કરવા લાગ્યો. ઉપરની શ્રી માનાઘ શંકરાચાર્યની પ્રભાવ સૂચક કથાને જોતા કોઇ **રાજશેખર** નામનો કવિ સાતમા શતકમા શ્રી શંકરાચાર્યના સમકાલીન થઇ ગયો છે એતો નિઃસશય છે. છતાં તે ત્રણ નાટકો કયા તે જણાવવામા નથી આવ્યુ, તેમ **ભોજ**પ્રબધ માફક **શંકર** વિજય ઉપરથી પણ કાલનિર્ણય કરવો એ વિશ્વાસ ભરેલુ નથી. કારણકે શંકર વિજયનો કર્ત્તા પડિત શિરોમણિ સાયન માધવાચાર્ય નથી, પણ નવ કાલિદાસ એમ અપરપર્યાયધારી કોઇ અન્ય માધવ હોય એમ જણાય છે.

રાજશેખરે રચેલા બાલ રામાયણાદિ નાટ્ય ગ્રંથોમા મહેંદ્રપાલનુ વર્ણન આવે છે. તે સબધમા "Indian Antiquary Magazine Vol. 15 P. 112" 'स्वस्तिश्रीमहोदयसमावासितानेकगोहस्त्यश्वरथपत्तिसंपन्नस्कन्धावारात् ...... परमभगवतीभक्तो महाराजश्रीमहेंद्रपालदेव श्रावस्तीभुक्तौ श्रावस्तीमण्डलान्त.पातिबालविकाविषयसंबद्धपानीयकग्राममनुपगतान्सर्वानेवयथास्थाननियुक्तान्प्रतिवासिनश्च समाज्ञापयति ...... संवत्सर १००-९०-९ माघसुदि १० निबद्धम्'

આ પ્રમાણે મહેન્દ્રપાલનુ દાન પત્ર છાપેલુ છે. અહિ છૂટા છૂટા સવત્સરના આકડા આપ્યા છે તેને ઉમેરવાથી ઇ. સ. ૯૬૧ થાય. આજ

ઉપર લખેલા દાન પત્રનો સમય છે એમ Doctor Fleet કહે છે. એને અનુસરીને જ સુભાષિતાવલિની પ્રસ્તાવનામાં રાજશેખરનો સમય જણાવ્યો છે પરંતુ શ્રી હર્ષવર્ધનના સંવત્સરની કલ્પના કરી ઇ. સ. ૭૬૧ મા રાજશેખર થયો એમ કહેવું બરોબર ન ગણાય. તો પણ આ દાનપત્ર રાજશેખરે વર્ણવેલા મહેન્દ્રપાલનુ જ છે એમાં સંશય નથી. કેમકે એ દાનપત્રમાં મહોદયનગરનુ નામ છે. રાજશેખરે કરેલા બાલ ભારતની પ્રસ્તાવનામા "कथं मेते महोदयमहानगरलीलावतंसा सामाजिका. એમ છે, તે મહોદયનું કાન્યકુબ્જ ( કનોજ ) એ બીજુ નામ છે. તેમ બાલરામાયણના દશમા અંકમાં પણ "લક્ષ્મણ—અને તેના પછીથી આ ગંગાનદીથી વીંટાયેલુ મહોદય નામનુ નગર દેખાય છે."

રામ—

વસંતતિલકા

સારાં ગૃહો થકી મહીપર જે ગવાતું
શત્રુ પ્રવેશ નહિ આ પુર ગાધિ કેરૂ
ગંગા નિતંબપર આમ નિતંબિનિ! હો
વૈદેહિ! મીનસમ નેણ કરી નિહાળો. ૮૯

(ઉપેન્દ્રવજ્રા) બધે ઘણી શુદ્ધ મનાય છે એ
પરસ્પરે ભૂષણ રૂપ બન્ને
નદી સુ ગંગા શિવમૌલિમાળ
અને પ્રિયે! આ પુર કાન્યકુબ્જ. ૯૦

આ પ્રમાણે રાજશેખર કવિ કાન્યકુબ્જના રાજા મહેન્દ્રપાલની સભામા હતા એમ નિશ્ચય થાય છે. તેવીજ રીતે બાણ ભવભૂતિ શ્રી હર્ષ વિગેરે મહાકવિઓ કાન્યકુબ્જના હર્ષવર્ધન યશોવર્માદિ રાજાઓની સભામા પોતપોતાના સમયમા થઈ ગયા છે.

રાજશેખર દશમા શતકમાં થયો એમ પ્રૉ. ભાંડારકર કહે છે. Dr. Vebbar પણ તેમ જ કહે છે. અગીયારમા શતકના અંતમા અથવા બારમા શતકના આરંભમા થયો એમ—Doctor Wilson જણાવે છે. તથા ચૌદમા શતકમા બાલરામાયણનો કર્ત્તા હતો એમ Bhatta Maxmuller કહે છે.

પરંતુ ખરૂં જોતા તો રાજશેખર ઇ. સ ૮૮૪ પછી અને ઇ. સ. ૯૫૯ ની પહેલાંના વચલા ૭૫ વર્ષમા થયો છે. કારણકે ઇ. સ. ૮૮૪ મા

કાશ્મીરપતિ અવંતિવર્માના સમકાલીન થયેલા આનંદવર્ધન અને રત્નાકરના રાજશેખરે રચેલા સ્તુતિ શ્લોકો સુક્તિ–મુક્તાવલિના તેમ સુભાષિત હારાવલિના કવિ પ્રશંસા પ્રકરણમાં મળી આવે છે. તો તેનો કર્ત્તા કોઇ બીજો રાજશેખર હોય એમ સંભવતું નથી કેમકે બાલરામાયણમા વર્ણન કરેલા અકાલ જલદ તરલ અને સુરાનંદ કવિયો એ રાજશેખરના પૂર્વપુરૂષો છે. તે ઘણા પ્રસિદ્ધ નથી તો પણ તેમના દેશ નામ પૂર્વક વર્ણનના શ્લોકો તેમાં જણાવ્યા છે વળિ ત્યાંજ આનંદવર્ધન અને રત્નાકરનુ પણ વર્ણન છે, તેથી સિદ્ધ થાય છે કે તે સર્વ સ્તુતિ શ્લોકોના કર્ત્તા એક જ રાજશેખર છે એ નિર્વિવાદ છે. વળિ શકે ૮૮૧ માં અથવા ઇ. સ. ૯૫૯ મા જૈન સોમદેવે યશસ્તિલકચંપૂ રચી છે, તેના ત્રીજા આશ્વાસમા માઘાદિ કવિઓમાં રાજશેખરનું નામ પણ જણાય છે, માટે તે સમયથી પ્રાચીનજ રાજશેખર હોવો જોઇએ. કેટલાક એમ કહે છે કે એ તો પ્રબંધ કોષના કર્ત્તા જૈન રાજશેખર સૂરિનુ નામ છે, પણ સર્વથા એ ભૂલ ભરેલુ છે, કેમકે યશસ્તિલકના કર્ત્તા જૈન સોમદેવથી પ્રબંધ કોષના કર્ત્તા જૈન રાજશેખર સૂરિ અર્વાચીન છે.

રાજશેખર બ્રાહ્મણ હતો કે ક્ષત્રિય એમા મોટો સંશય છે, બાલરામાયણમા પોતાને ઉપાધ્યાય તરીકે જણાવે છે, માટે તે બ્રાહ્મણ છે એમ સ્પષ્ટ લાગે છે. કેમકે ક્ષત્રિયોને ગુરૂપદનો અધિકાર હોતો નથી. કેટલાક તો રાજાઓમાં શેખર–શ્રેષ્ઠ આ પ્રમાણે સમાસ કરી રાજશેખર ક્ષત્રિય છે એમ દર્શાવે છે પણ એ ઠીક નથી લાગતુ, નામનો આ'વી રીતે સમાસ કરી ગોઠવી દેવુ એ અઘટતું છે. જો નામનો સમાસ કરીયે તો ( राजा चंद्रशेखरे यस्य ) આમ બહુવ્રીહિ વખતે થઇ શકે, કેમકે કર્પૂર મંજરીની પ્રસ્તાવનામા " रजनीवल्लभशिखण्ड " એમ રાજશેખર નામનો પર્યાય જણાવ્યો છે. વળિ કર્પૂર મંજરીની પ્રસ્તાવનામા " चाहुमानकुलमौलिमालिका राजशेखरकवीन्द्रगेहिनी " ત્યાં આગળ ' चाहुमानकुल ' એ ચોહાણ વંશને માટે છે, એવું ક્ષત્રિયોનુ કુલ પ્રસિદ્ધ છે. જેમા પૃથ્વીરાજ રાજા થઇ ગયો છે. તે કુળમાં ઉત્પન્ન થયેલી કન્યા હાલના સમયમા બ્રાહ્મણની સ્ત્રી થવાને યોગ્ય નથી, માટે રાજશેખર ક્ષત્રિય છે એમ કહે છે તે પણ ઠીક લાગે છે. પરંતુ જગન્નાથ ભુકકુડ વિગેરે કવિઓની પેઠે કવિત્વ શક્તિથી પ્રસન્ન કરી રાજકન્યાને પ્રાપ્ત કરી હોય, એમ માની લઇએ તો ઉપરના કારણોથી તે બ્રાહ્મણ છે એમ તો સિદ્ધજ થઈ શકે છે.

રાજશેખર મહારાષ્ટ્રમા કે ચેદી દેશમાં ઉત્પન્ન થયો તેને માટે પણ સંદેહજ છે. બાલરામાયણની પ્રસ્તાવનામાં પોતાના પ્રપિતામહ અકાલ જલદ

મહારાષ્ટ્રના ચૂડામણિ છે એમ જણાવે છે, અને સૂક્તાવલિના કવિ વર્ણન શ્લોકોમાં પોતાના પૂર્વ પુરૂષ સુરાનંદને ચેદી દેશના મડનરૂપ કહે છે. આ બન્ને કારણોમાંથી ચેદી દેશનો હોય એમ વિશેષ પ્રતીતિ થાય છે. ચેદી દેશના કલચુરી રાજાઓનુજ વિદ્ધશાલભંજિકાદિ ગ્રંથોમાં ઘણું ખરૂ વર્ણન જોવામા આવે છે, જેમ ઘણા કવિયો પોતાના દેશને ત્યાગ કરી બીજા દેશના રાજાઓના આશ્રયમા રહે છે તેમ આ રાજશેખર પણ પોતાનો દેશ છોડી કાન્યકુબ્જના રાજા મહેંદ્ર પાલદેવના આશ્રયમા રહેલો.

દશ રૂપકાવલોક, સરસ્વતી કંઠાભરણ, ક્ષીર સ્વામીની કરેલી અમર કોષની ટીકા, મુકુટે કરેલી અમરકોષની ટીકા, અભિનવ ગુપ્તાચાર્યે કરેલો ધ્વન્યાલોક, કાવ્યપ્રકાશ, સાહિત્યદર્પણ, શાર્ઙ્ગધર પદ્ધતિ, સૂક્તિમુક્તાવલિ અને સુભાષિત હારાવલિ વિગેરેમા રાજશેખરના રચેલા શ્લોકો જોવામા આવે છે. તેમ શ્રીકંઠ ચરિતના છેલ્લા સર્ગમા રાજશેખરનુ નામ છે આ સર્વ ગ્રંથો આપણે નિર્ણય કરેલા સમય પછીના છે કેવળ ક્ષીરસ્વામી વિષયમા કંઈક શકા ઉપસ્થિત થાય છે, કાસ્મીરના રાજા જયાપીડના અધ્યાપક કોઈ ક્ષીર નામે ઉપાધ્યાય હતા એમ રાજતરંગિણીના ચોથા પ્રકરણના ૪૮૮ માં પત્રમા છે. તેજ અમરકોષના ટીકા કરનાર ક્ષીરસ્વામી છે એમ માનવુ ઠીક નથી. ક્ષીર સ્વામીએ કરેલી અમરકોષની ટીકામા "શ્રીભોજ" એમ વારવાર આવે છે તે ભોજ રાજા અગિયારમા શતકના મધ્યકાળમા થયો છે, તો અગીઆરમા શતકના મધ્ય ભાગથી પણ પછીથી થયેલા ક્ષીરસ્વામી તે આઠમા શતકના અંતમ ભાગમા થયેલા જયાપીડ રાજાનો અધ્યાપક શી રીતે થઇ શકે? માટે ક્ષીરોપાધ્યાય એ ક્ષીરસ્વામી ભિન્ન છે એ નિઃસંશય છે.

રાજશેખરના કહેલા ચાર ગ્રંથો હાલ ઉપલબ્ધ છે. બાલરામાયણ બાલભારત (પ્રચંડપાંડવ), કર્પૂરમજરી, અને વિદ્ધશાલભંજીકા, તેમા બાલરામાયણ મૂલ માત્ર છે પણ તેના ઉપર હાલમાંજ કલકત્તાના જીવાનંદ વિદ્યાસાગર B. A ની ટીકા પ્રસિદ્ધ થયેલી છે. બાલભારતના કેવળ બે અંકોજ મળી આવ્યા છે બીજા અંકો પ્રાપ્ત થઇ શકતા નથી. વિદ્ધશાલ ભંજિકા ઉપર નારાયણ દીક્ષીતે કરેલી ટીકા છે, અને કર્પૂરમંજરી ઉપર વાસુદેવ તથા ધર્મદાસ વિગેરેની આઠ ટીકાઓ મળી આવે છે.

બાલરામાયણમાં ભર્તૃમેંઠ, ભવભૂતિ, શંકરવર્મા, અકાલજલદ, તરલ સુરાનંદ, કવિરાજ વિગેરે કવિઓનાં નામો છે. અને કર્પૂર મંજરીમાં અપરાજીત, હાલ, હરિશ્ચંદ્ર, નંદીચંદ્ર, કોરિસ વિગેરે કવિઓનાં નામો જણા-

વેલા છે, તેમાં શંકરવર્મા અને અપરાજીત, રાજશેખરના સમકાલીનજ થઇ ગયા છે, અકાલજલદ, તરલ, સુરાનંદ અને કવિરાજ, એ પોતાના યાયાવર કુલના પૂર્વે પુરૂષો છે. પરતુ એમા અકાલ જલદ તો ખાસ રાજ-શેખરના પ્રપિતામહ થાય છે. કેમકે વિદ્ધશાલભંજિકામા " अकालजलदस्य-प्रणप्तु " તથા બાલરામાયણમા " अकालजलदस्यचतुर्थ. " અકાલ જલદથી ચોથા એમ સ્પષ્ટ લખેલુ છે. પ્રથમ કહેલા ચારે ગ્રંથોમાં રાજશેખરે રઘુ-કુલ ચૂડામણિ મહેંદ્રપાલને પોતાના શિષ્ય તરીકે વર્ણવ્યો છે. વળિ બાલ-ભારતની પ્રસ્તાવનામાં નિર્ભય નરેંદ્રના પુત્ર મહિપાલ દેવનુ પણ વર્ણન છે. નિર્ભય પણ રાજશેખરનો શિષ્ય હતો તે " बालकवि कविराजो निर्भयराजस्य-तथोपाध्याय. " કર્પૂરમંજરીના–વચન ઉપરથી સિદ્ધ થાય છે. કેટલાકોનુ એમ કહેવું છે કે, નિર્ભયરાજ એ મહેંદ્રપાલ દેવનુ બીજુ નામ છે. રાજશેખરના ઘણા શ્લોકો બીજા ગ્રંથોમા છે જેમકે

" कर्णाटीदशनाङ्कित. शितमहाराष्ट्रीकटाक्षाहत
प्रौढान्ध्रीस्तनपीडित प्रणयिनीभ्रूभङ्गवित्रासित
लाटीबाहुविवेष्टितश्च मलयस्त्रीतर्जनीतर्जित
सोऽय संप्रति राजशेखरकवि र्वाराणसी वाञ्छति "

આ શ્લોક ઔચિત્ય વિચાર ચર્ચામાં જણાવ્યો છે, " दातु र्वारिवरस्य ' ઇત્યાદિ શ્લોકો સુભાષિતાવલિમા છે " भासोरामिलसोमिला " ઇત્યાદિ શ્લો-કો શાર્ઙ્ગધરપદ્ધતિમાં છે. વિગેરે વિગેરે ઘણા શ્લોકો સુક્તિમુક્તાવલિમા તથા સુભાષિતહારાવલિમાં પ્રગટ થયેલા છે પરંતુ તે રાજશેખરના કરેલા મુખ્ય ચાર ગ્રંથોમાં જોવામાં નથી આવતા. તેમ " विद्धि न षट्प्रबन्धान् " એમ બાલરામાયણમાં પોતે પણ જણાવે છે માટે તેણે બીજા પણ ગ્રંથો લખ્યા હશે એમ સિદ્ધ થાય છે. વળિ આ કવિના રચેલા શાર્દૂલવિક્રીડિત શ્લોકો ઘણા સુદર છે. તેની પ્રશસામાં સુવૃત્તતિલકમા ક્ષેમેંદ્ર કવિ કહે છે કે, " शार्दूलक्रीडितै रेव प्रख्यातो राजशेखरः " પ્રાચીન કવિઓની પ્રશસાના રાજશેખરે રચેલા શ્લોકો મળેલા છે પણ તેનુ અહિ વિશેષ પ્રયોજન ન હોવાથી તથા વિસ્તૃત થવાના ભયથી જણાવતા નથી.

ઉપરની હકીકતપરથી એટલો તો નિશ્ચય થાય છે જ કે, રાજશેખર કવિ ચેદીદેશ ( મધ્ય હિંદુસ્તાનમાં ઇંદોરની દક્ષિણ તરફનો ભાગ ) માં ઉ-ત્પન્ન થયેલો, કાન્યકુબ્જના ( કનોજ ) મહિપાલ મહેંદ્રપાલનો આશ્રિત, ( કેરલ દેશના નિવાસીઓ આ કવિને પોતાના દેશના રાજા કુલશેખરને

રાજશેખર એમ જણાવે છે પણ તે કુલશેખર ઇ. સ. ૩૩૨ માં થયેલો છે જ્યારે આ કવિ ત્યાર પછીથી નવમા શતકમાં થયેલો અને ક્ષત્રિયરાજા હોય તો આ'વો વિદ્વાન તથા સમર્થ છતાં બીજા રાજાનો આશ્રય કરે નહિ માટે ) ઘણુ ખરૂં બ્રાહ્મણ, દુર્દકનો પુત્ર, શીલવતીથી પ્રગટેલો, ઇ. સ. ૮૮૪ પછી અને ઇ. સ. ૯૫૯ ની પહેલાંના સમયમા થયેલો છે. इत्यलंपल्लवितेन.

**વિજયાદશમી**
સવત ૧૯૭૧.
તા ૧૭–૧૦–૧૯૧૫
**ખંભાત.**

**ભદ્રશાકર.**

---

# વિજ્ઞપ્તિ.

સસ્કૃત નાટકોમાં મુખ્ય મનાતા આ મહાનાટકનુ પ્રથમ જ પ્રયાસે ભાષાન્તર કરી પ્રકાશ કરવામાં જો હુ કોઇ રીતે પાર પામ્યો હઉ તો તે વ્યાકરણ સાહિત્ય વિશારદ પડીતવર્ય પૂજ્યપાદ ગુરૂ શ્રીમાન્ **દેવશંકર હરિશકરજીના** કૃપાકટાક્ષનું ફળ છે. જો કાઇપિણુ દોષ જોવામા આવતો હોય તો તે મ્હારી પોતાની જ બુદ્ધિમા મદતા છે. સંસ્કૃત સાહિત્યના ભાષાન્તરદ્વારા ગુર્જર સાહિત્યની સેવા બજાવવા મ્હને ઉત્સાહ પ્રેરનાર રા. રા. **શેઠ મણિલાલ જુગલદાસ ( હાંડીવાળા )** તેમ પુસ્તક છપાવવા તથા બધાવવામાં સઘળો શ્રમ ઉઠાવી લેનાર રા. રા **પરી જયતિલાલ પુરૂષોત્તમદાસનો** હું અંતઃકરણપૂર્વક આભાર માનુ છુ. ગુર્જર સાહિત્યની સેવા બજાવવામાં મ્હને વારવાર ઉત્સાહ પ્રેરનાર **ખભાત શ્રી વિદ્યોત્તેજક પુસ્તકાલયના** કાર્યવાહકમડળને જ આ કાર્યનો સઘળો યશ ઘટે છે.

**ભદ્રશંકર.**

# बालरामायणम् ॥

## नांदी.

રાગ પ્રભાત

( "બાસરી બજાઇ આજ રંગસે મુરારિ" એ રાહ)

જય જય જય દિવ્ય વાણીગુરૂ વિજય પામે
પાત્ર જે પ્રસાદ ગુણ તણુ ગણાય નામે. જય જય૦
સરસ વચનરચના કરતી પ્રકાશ જેને
શ્રવણથી ચખાય મધુર પ્રથમ સ્વાદમાને. જય જય૦
આત્મતત્વ વિદ્યા સ્વરૂપ જે વિરામે
અર્થ-રૂપ વપુથી વળિ સુંદર પરિણામે જય જય૦
કવિવર ગણ સેવનીય સુખદ સર્વ કામે
જય જય જય દિવ્ય વાણીગુરૂ વિજય પામે. જય જય૦

( નાંદી થયા પછી )

**સૂત્રધાર**—( સચકિત ચારે તરફ ફરી આગળ જોઇ સવિનય બે હાથની અંજલિ જોડી ) રે રે ! ! ભુજરૂપ સ્તભમાં લક્ષ્મીરૂપ કરેણુને બાંધનાર રઘુકુલ-તિલક **મહેંદ્રપાલદેવે** સન્માન કેરેલા હે **સભાસદો** ! આપ સર્વને આ **ગુણનિધિ** વિનતિ કરે છે જે, નાટયાચાર્યે ધુર્તિલે પ્રતિજ્ઞા કરી છે તે આપની જાણમા જ છે,-

ઉપજાતિ

કે વીર ને અદ્ભુત કાવ્ય માહે
ને નાટ્યમા નૃત્યવિદ્યા ઘણેરી
પ્રવીણતા જેહની દિવ્ય તેને
પ્રવીણ મ્હારી વરશે કુમારી

તેમા દક્ષિણમાથી આવેલો **રંગવિદ્યાધર** નામનો ભરતપુત્ર આપે તપાશી જોયો. તે કૃતાર્થ ન થયો માટે મ્હારી પણ પરીક્ષા કરો ( આકાશ તરફ કાન ધરી ) શુ બોલ્યા ? લજવાયેલો તે સજ્જન કર્ણાટ નટ મર્યાદા છોડી બોલ્યો કે, " અસ્ખલિત ગતિ-વાળા કર્ણાટોના પરાક્રમો છે. તેમજ

ગીતિ.

**આ હું હરીશ તે કન્યા તેના વરનારના પણ સમીપ.**
તિરસ્કાર નારીથી સહન કર્યાનુ શિખ્યા ન કર્ણાટ. ૩"

ઠી...ક ( અજલિ જોડી ) આ આપને પણ નિવેદન કરૂ છુ કે, જો હું તેને પરણીશ તો,

ગીતિ

હરાયલી તેને પણ, પાછી દ્વીપાતરેથીં લાવુ હુ,
ઉદ્ધરવા પત્નીને, પુરૂષોને રે; સુમુદ્રલઘન શુ ' ૪

( વિચાર કરી ) રે ' તે શુ હશે ?

**પારિપાર્શ્વક**—( પ્રવેશ કરી ) આ તે છે.

**સૂત્રધાર**—આર્ય ' આ તે શુ છે ?

**પારિપા૦**—મહાશય ' દેવનુ આજ્ઞાપત્ર છે, તેને આપ જાણો.

**સૂત્ર૦**—( સખેદ ) આ બીજુ ચાલે છે, તેવા વળિ આ બીજુ ક્યા આવી પડ્યુ, તાપની આશાવાળાને આ મેઘનો ઉદય થયો છે. ( વિચારી ) "**સુંદર ક્રિયાના આરંભો વિઘ્નવાળા જ હોય છે**" ખત, એજ કાર્યસિદ્ધિનુ મૂળ છે ( નિશ્ચય કરી ) તો આમ થવા દો ત્યારે ( પ્રકાશ ) આર્ય ' બીજા રસયુક્ત મ્હારૂ ચિત્ત હોવાથી સ્થીર નથી માટે તમે જ વાંચો;

**પારિપા૦**—( ગૃહણ કરી વાંચે છે )

ગીતિ.

વસુધામા ક્રમપૂર્વક, નિશદિન સુખ વળિ કામ કરે કોને ?

**સૂત્રધાર**—અયે ' આ પ્રશ્નોત્તર, દેવની આજ્ઞા તે હમારા ઉપર પ્રીતિજ છે, જેથી હુ પોતે જ વાચીશ ( ગ્રહણ કરી વાચે છે. )

**નિર્ભય** ગુરૂ વિરચે છે, **વાલ્મીકિતણી** કથા શુ ધારીને ૫

ચમત્કારિક ભાષાનો આ કેવો આલાપ છે ( મનમાં ) સૂચનાક્રમ પણ ( વિચારી) **બાલ રામાયણ,** ( બરોબર વિચારી ) તેને ભજવવુ એમ અર્થથા સૂચવે છે.

**પારિપા૦**—અહો આશ્ચર્ય આશ્ચર્ય ' ' ' લખ્યુ છે કઇક અને વાંચે છે કઇંક.

**સૂત્રધાર**—( હાસ્યથી ) સાનુકૂલ દેવ સર્વનુ કલ્યાણ કરે છે. કારણ કે, દેવની આજ્ઞા પણ ચાલતા પ્રકરણને અનુસરતીજ છે.

**પારિપા૦**—દૈવની ઇચ્છાથી, ગંગાના અને જમનાના જળની પેઠે પ્રથમ બે પ્રવાહે વહી પછી તે કાર્ય એકત્ર થયુ.

**સૂત્રધાર**—( સહર્ષ )

**મંદાક્રાંતા.**

સદ્વિદ્યાને કુલમણિ થયા શુદ્ધ દ્વારા વડે તો
શાલી કીર્તિ ભમતી જગમાં વિશ્વગામી કવિની
ધીરોદાત્તી ચરિત વિજયી **રામ** નામા હરિનુ
કાવ્યોદ્દેશે કઇક અપરા **કામધેનુ** અહો શુ ! ૬

**પારિ૦**—મહામુનિવર **વાલ્મીકિએ** જ્ઞાનદૃષ્ટિથી અનુભવ કરી રચેલા **રામ** ચરિત્રમા તે વળિ શુ બાકી રહ્યુ છે કે, જેને આ કવિ દર્શાવશે !

**સૂત્ર૦**—આર્ય ! કોઈ વિષયમાં કોઇક વધી જાય છે, સર્વે કઇ સર્વજ્ઞ હોતા નથી.

**પારિપા૦**—મહાશય ! હુ કહુ છુ કે સમગ્ર શબ્દાર્થને જાણનાર તે પૂજ્ય મુનિના કરતાં આ ચર્મચક્ષુ તે શુ વિશેષ જોઈ શકશે ?

**સૂત્ર૦**—આર્ય ! ના, ના, કઈ એમ નથી

**ગીતિ**

નારી મુખ ચદ્રોમા નીલ કમલ-પત્રરૂપ નયન વસે
ને કવિગણ રસનામા સુદર વાણીમય લોચન વિલસે—૭

આ કવિ ઘણા બુદ્ધિમાન છે, અનેક વસ્તુઓને ઉલ્લઘન કરે તેવો બુદ્ધિનો પ્રભાવ હોય છે. વળિ તેજ મહામત્રી પુત્રે કહ્યુ છે કે,—

**શિખરિણી.**

સમુદ્રે વીંટી **ભૂ**, વળી **જલધિ** તે યોજન શત
સદા પથી **ભાનુ** ગગનની ગણે છે પરિસીમ
ઘણા ભાવો એવા પ્રગટ અવધિ ચિહ્ન સહિત
પરંતુ પ્રાજ્ઞોની મતિ વિજયી છે અન રહિત ૮

**પારિ૦**—ત્યારે તો પ્રણામ કરવા જોઇએ !

**સૂત્ર૦**—તે કવિએજ નમસ્કાર કર્યા છે

**અનુષ્ટુપ.**

યોગીંદ્ર છદકર્ત્તા જે **રામાયણ** મહાકવિ
પૂર્વ પ્રાચેતસમુનિ પામે વિજય **વાલ્મીકિ.** ૯

ગ્રથના આરભમાં જ વળિ તે કવિ આ પ્રમાણે બોલ્યા છે કે,

### શાર્દૂલ વિક્રીડિત.

વેદોથી શુભ હો વદાય હમથી વિસ્તાર વસ્તું જરા
હે સતો ! સુણજો કરાય તમને સેવાંજલિ ધારવા
યદ્વા શું ! વિનયોક્તિએ મમ ગિરા–મા જો સુવાક્યામૃત
વિદ્વાનો સ્વયમેવ મત્ત બનતા યાચા મહા દીનતા ૧૦

સર્વ ભાષામા ચતુર તે **કવિરાજ** વળિ કહે છે કે,

### શિખરિણી.

રૂડી વાણી શ્રવ્યા સહજ મધુરી પ્રાકૃતધુરી
આપભ્રંશો રૂડા સરસ રચના સત્ય વચની
નિરાળા આ પથો પણ અધિક તે ચિત્તહર છે
રચ્યા જેણે તે આ કવિવર બધામા નિપુણ છે ૧૧

આ નાટકના મહત્વમાં તેમણે એમ કહ્યું છે કે,

### સ્રગ્ધરા.

બોલે કો બુદ્ધિશાલી અધિક મહત આ નાટ્ય એ દોષ છે હા,
તે શાણાને પૂછાશે વચનમધુરતા આ વિષે છે ન કે વા ?
જો છે, હો સારૂં તારૂં કર રૂચિ ભણવા જાણ ષટ્કાવ્ય મ્હારા
ના એવુ તો રહો આ નટ–બટુ–મુખમા જર્જરા કાવ્ય કન્યા ૧૨

**પારિપા૦**—( હસીને ) કયા ગોત્રને પવિત્ર કરનાર ને કયા નામને દીપાવનાર તે કવિ છે કે જેને વિષે આપનો આટલો બધો પક્ષપાત છે ?

**સૂત્ર૦**—અરે અજાન !! ત્યારે તો તુ ગગન રત્નાકરના રત્ન સૂર્યને પણ પૂછ !

### હરિગીત

ગુણગણ શ મૂર્ત્તિમાન જ્યાય **અકાલ જલદ** મહા હતા
વળિ જ્યા **સુરાનદી** શ્રવણથી પેય–વચનવડે થયા
જ્યા ના ગણાયે **તરલ–કવિરાજ** પ્રભૃતિ બીજા બધા
તેવા **સુયાયાવરકુલે** મહાભાગ તો જે જન્મીયા— ૧૩

એ વંશમા ઉત્પન્ન થયેલા, મહારાષ્ટ્રશિરોમણિ **અકાલજલદથી** ચોથા **શીલવતીના** પુત્રી *દૌર્દિકી પંડિતવર " **રાજશેખર** " આ પ્રમાણે ઘણા જ પ્રતિષ્ઠિત છે ( સભારી ) પોતાને માટે પણ કવિનુ આશીર્વચન રમણીય છે.

---

* દર્દુકના પુત્ર

**શાલિની**

આદી મૂળ વેદ વિદ્યા લતાનુ
ના મીંચાતું જેહ્નું-ચક્ષુ કવિનુ
જે જે ઇચ્છે આપતી તેમ તેને
વાણી દેવી મ્હારી પાસે વસોને ૧૪

અને આ સુદર વચન બોલ્યા છે કે,

**શાર્દૂલ વિક્રીડિત.**

હે *જીહ્વે ! કર પૂર્ણ કર તું પ્રથમમા તે ભારતી દેવીને
જોડી અન્જલિ **રાજશેખર** કવિ પોતેજ યાચે તને
દૈત્યોને દળનાર આત્મકુલમાં જે રત્ન એ **રામમાં**
મ્હારી મદમતિ થતી પણ પ્રવૃત્તિ દૈવથી વાણીમા ૧૫

**પારિ૦**—ત્યારે તે કેમ વર્ણન કરતા નથી !

**સૂત્ર૦**—તે દૈવને જાણનારે જ વર્ણન કરેલુ છે કે

**વંશસ્થ.**

થયા કવિ **વાલ્મિકિ** પૂર્વ સર્વથા
પછી થયા ભૂપર **ભર્તૃમેંઢજ**
હતા ફરી જે **ભવભૂતિ** નામથી
હવે થયા તે કવિ **રાજશેખર** ૧૬

અને વળિ સભ્ય **શંકરવર્માએ** કરેલુ વર્ણન ત્હે શુ નથી સાભળ્યુ ?

**શાર્દૂલ વિક્રીડિત**

પીવા અમૃત કાનથી વિરચવા વાણી બુધોએ મતા
વ્યુત્પતિ અદકી થવા રસ પ્રવા–હોની સીમા પામવા
ખાવા જીવન વૃક્ષનુ ફળ મીઠુ જો છે તને લાગણી
નો બધો ! સુણ **રાજશેખર** તણી વાણી સુધાવર્ષિણી ૧૭

તથા દુખીના દુખ હારી શર નરને સૌજન્યનો સાગર
ત્યાગી સુદર સત્ય–અમૃત–તણો–ઇંદુ કવીમા વર
વા' શુ તે ગુણ–રત્ન–પર્વત તણી–શ્લાઘા ખરો દેવ એ !
જેનો શિષ્ય **મહેંદ્રપાલ** નૃપતિ જે રાઘવશ્રેષ્ઠ છે ૧૮

(નેપથ્યમા ગાય છે)

**ગીતિ**

શશિ સમિપ નિવાસોને તજનાર જ્ઞાનવાન સુરવૃંદ
વિમાનથી ઉતરીને ચિતરે છે રાહુથી વ્યથિત ચંદ્ર ૧૯

---

* જીભ

સૂત્ર૦—( સાંભળીને ) દેવની આજ્ઞાને સાંભળનારાઓએ આરંભ કર્યો જેથી આ નટ **શુનઃશેફ**ની પ્રવેશ સૂચવનારી ધ્રુવા છે ( વિચારી ) ધ્રુવા એજ નાટકના પ્રથમ પ્રાણો છે તે આ પ્રમાણે કે,

**ગીતિ.**

પ્રેરાવે પાત્રોને, ને હરખાવે સભાસદ-મનોને
રસનુ સાંધણ કરતી, પ્રયોગમા નાટ્યનાં ધ્રુવા ગીતિ ૨૦

માટે આવો આપણે પણ આગળ અન્ય કાર્ય કરવાને તત્પર થઇએ.

( એમ કહી જાય છે )

**॥ ઇતિ પ્રસ્તાવના ॥**

( ત્યાર પછી શુનઃશેફ પ્રવેશ કરે છે )

**શુનઃશેફ**—પ્રાત સ્નાન સમયમાં જ યજમાનને જોવાની ઇચ્છા રાખુ છુ. શુ મ્હને સંધ્યા વંદન કરતા વિશેષ સમય તો નહિ થયો હોય! ( આકાશ તરફ જોઇ ) હજુ સુધી પણ મજીઠના રંગને તિરસ્કાર કરે એવુ સૂર્યનુ તેજ કેમ છે?

**વંશસ્થ**

પ્રભાતમા લાલ પ્રવાલ જેવા
નવા તરૂ પલ્લવના સમાવા
ત્રિલોક કેરા ગૃહ આગણે આ
કરે ગ્રહેલી દીપમાલિકા શા ૨૧

વળી મહા જે દિન-હસ્તિકેરા
અરૂણ, કા'નો પર ચામરો આ
દિનેશના તો કિરણો કુળા જે
સ્થળે સ્થળે તેમ પ્રકાશ પામે ૨૨

**ઉપજાતિ**

નભસ્થ આ આગળ દીસતું જે
જ્યોતિ રવિ પૂર્વ પુરૂષ તે છે.
એનો થયો શિષ્યજ **યાજ્ઞવલ્કય**
તેનો વળી ભૂપ **વિદેહ** શિષ્ય. ૨૩

રાક્ષસથી રક્ષા પામવાનુ ઔષધ, **રામભદ્રને** લેવાને સિદ્ધાશ્રમથી અયોધ્યા ગયેલા તાત **વિશ્વામિત્રે,** યજ્ઞનુ નિમત્રણ કરનાર પરમ મિત્ર શ્રોત્રિય ક્ષત્રિય

**મહારાજા જનકની** પાસે પોતાના પ્રતિનિધિ રૂપ મ્હને મોકલ્યો છે માટે આવતાં ને યજ્ઞસ્થાનની સમીપ જતાં એમ તર્ક કરૂં છુ કે યજ્ઞના અનુષ્ઠાનનું તો કેવળ અવભૃથસ્નાનજ બાકી છે. ત્યારે ચાલ, **રાજર્ષિને** સુસ્નાન પૂછ-નાર પણ થઉં કે ગુરૂના અપરાધપાત્ર ન થવાય ( પરિક્રમણ કરે છે. )

**રાક્ષસ**—( તપસ્વીના વેશમાં પ્રવેશ કરી મનમા )

ઉપજાતિ.

પ્રેરાયલો આજ હુ **માલ્યવાને**
કૌશિકની વૃત્તિજ જાણવાને
જવા **નિમીની** મિથિલાપુરીમા
તથા અયોધ્યા રઘુની પુરીમા ૨૪

" કુલપુત્રક " ! આમ કહી કૃપા પૂર્વક આજ્ઞા કરી છે કે, " **સીતા** નામની અગર્ભજા જનકકન્યા શકર ધનુષ ચઢાવનારને વરનાર છે; એમ મહારાજ **રાવણે** સાભળ્યુ છે. તેને મનુષ્યોના ગુપ્તકાર્ય જાણવાને યોજેલી પોતાની **શૂર્પણખા**–નામની બ્હેન, નિત્ય આવા રાજકીય કાર્યોને સપાદન કરી આપનારી આજ્ઞાનુસારી તે મ્હારી વત્સા છે. સ્વામીના મનને અનુસરવું એ જ સેવકજનનો ધર્મ છે. **સીતાના** અભિલાષી મહારાજ **રાવણ** પણ, મિથિ-લાપુરીમા જવાને ઉત્સુક છે. વળિ શુ ઘણું કહુ ! આ એક બીજો જ લમણા ઉપર ફોલ્લો ફાટયો છે કે, નિશાચર ચક્રવર્ત્તિ દેવ **દશાનને** શકરના શિષ્ય પાર્વતીના ધર્મપુત્ર **પરશુરામની** પાસે પરશુ લેવાને **માયામય** મોકલ્યો છે તે ઘણું જ ખોટુ થયુ એમ હુ માનુ છુ. કારણકે,

હરિગીત.

શમ શૌર્યથી નિજરાજ્યને સભાળનારા રાયને
સીચાયલા તરૂસમ ફળે અતિ પરસુલક ચિંતા ખરે
છળ પૂર્ણ રાજ્યો ગુપ્તચર વિણ નહિ સુલભ છે ભૂપને
લક્ષ્મી દુરારાધ્યા થતી અતિ ભ્રમિતને ભ્રષ્ટ જ કરે ૨૫

( વિચારતો ) અરેરે ! ! અમાત્યને અધિકાર ન સોપનાર રાજાના પ્રધાન-પદને ધિક્કાર છે, કેમકે,

અનુષ્ટુપ્

સ્વેચ્છાથી સ્વામીએ કાર્ય જે જે જ્યા જ્યા કઇ થતા
તે તે કાર્યો સ્વીકાર્યામા, કષ્ટે મત્રિ જ જીવતા. ૨૬

વર્ત્તમાન અને ભવિષ્ય અનર્થમાં પ્રથમ વર્તમાન અનર્થને નીતિમાન પુરૂષોએ દબાવવો જોઇએ, માટે **સીતા** સમાચાર જ પ્રથમ મેળવવા. **ભદ્રમુખ !** તો ત્હારે મેનકાકામુક, ત્રિશકુને યજાવનાર, ક્ષત્રિય બ્રાહ્મણ **વિશ્વામિત્રની** વાતો હમને જણાવવી " તેમ તે **સિદ્ધાશ્રમથી** નીકળી ચુક્યો છે એમ સભળાય છે, તેના **દશરથ** અને **જનક** બન્ને પરમમિત્ર છે. તેથી જો, તે **દશરથને** ત્યા ગયો હોય, તો હુ બીજા કોઇ કપટથી **દશકંઠની** યાત્રા બંધ કરવા યત્ન કરીશ. તે **વિશ્વામિત્ર** તો નિશાચરોનો સ્વભાવથીજ શત્રુ છે. તપોવૃત્તમા અને વીરવૃત્તમાં નિપુણ છે. તેમ **દશરથ** પણ તેવોજ છે. વળી **જનકયોગી** શાત અને દાન્ત છે, હુ તો **મિથિલાપુરીમા** ક્વચિત્ત જ ગયો હઉ; માટે એને ત્વરાથી શોધી, પછી રઘુરાજધાની **અયોધ્યામા** જઇશ. ( વિચારી ) અરે, તેવાની સાથે તેવા જ બનવુ જોઇએ; જો, કે, મ્હેં આ તપસ્વી વેશ ધર્યો છે તોપણ મહર્ષિઓથી બ્હીને જ ચાલુ છુ. ( આગળ જોઇ ) અરે ' આ તપસ્વી કોણ છે ? ( બરોબર તપાસી ) હા... ત્યાં તો **વિશ્વામિત્રનો** ધર્મપુત્ર **શુનઃશેફ છે.** ઠી...ક થવા દ્યો, એનાથીયે કઇક સાભળી લઇશુ ( પાસે જઇ ) ભગવન્ ' અભિવદન કરૂ છુ,

**શુનઃશેફ**—ત્હારી ઇચ્છા પૂર્ણ હો; ( બન્ને પરિક્રમણ કરે છે )

**રાક્ષસ**—સપ્તપદી મૈત્રી મ્હને બોલવા પ્રેરણા કરે છે, તેથી કાઇક પૂછવાને અભિલાષી છુ.

**શુનઃશેફ**—બ્રહ્મન્ ' કહે કહે ?

**રાક્ષસ**—જાણે વિદ્યા પૂર્ણ હો એમ જણાય છે ' તો સ્વાધ્યાયવિઘ્ન કેમ છે વારૂ ?

**શૌનઃશેફ**—ગુરૂની આજ્ઞાથી,

**રાક્ષસ**—ત્હારો ગુરૂ કોણ છે ?

**શૌન.શેફ**—ભગવાન્ **વિશ્વામિત્ર;**

**રાક્ષસ**—( મનમા ) ઠીક, હવે આ'ને જરા છંછેડુ, કેમકે,
સૂતેલા મદોન્મત બનેલા, અને ક્રોધ પામેલાઓના વિચારો સ્પષ્ટ દેખાઇ આવે છે. ( પ્રકાશ ) અરે ' એ **વિશ્વામિત્ર** કોણ છે ?

**શુન૦**—અરે ' તું કઇ બીજી દુનીયામાથી આવ્યો છુ. શું ? ભગવાન્ **વિશ્વામિત્રને** પણ જાણતો નથી '

સ્રગ્ધરા.

દક્ષિણે સપ્ત થાપ્યા મુનિવર ગગને વામ નિર્મ્યા ગૃહોના
યજ્ઞોના સર્વ અંગો વિબુધગણ હણે તો રચી યજ્ઞ બીજા
વાશિષ્ઠી શાપ જેણે હણ્યો ઝપટ મહા-યજ્ઞ અધાર જેને
મધ્યાકાશે ત્રિશંકુ તણુ સ્વરગ રચ્યુ ઇંદ્રને ના ગણીને　　૨૭

તથા.

શાર્દૂલ વિક્રીડિત

ક્ષત્રિ બ્રાહ્મણમા મણિ, નૃપતિના જેતા મુનિના અને
જેનાં હાથ પવિત્ર છે ઋચિ ધર્યે ને ધારવે ચાપને
વિશ્વામિત્ર ત્રિલોકના તિલક, તુ જાણે ગુરૂ ના મમ
જેને સપ્તરૂષી વિષે કમલભૂ દેવે કર્યા સપ્તમ　　૨૮

યજ્ઞની દીક્ષા ગ્રહણ કરવાને ઉત્સુક તે ભગવાન, રાક્ષસોના ભયથી યજ્ઞનુ રક્ષણ કરવા હમણાં રામભદ્રને તેડવાને અયોધ્યા ગયા છે.

**રાક્ષ૦**—( સત્રાસ ) ભગવન્! કોપ ન કરશો, બાલિશતામા સહજ ઉત્પન્ન થતી ચપળતાએ અપરાધ કર્યો છે, બાકી અજાણ્યુ કાઇ જ નથી. જેણે રંભાને પણ સ્થીર કરી હતી તેવા ભગવાન વિશ્વામિત્રને કોણ ન જાણે! ( મનમા ) કરવાનુ હતુ તે કર્યું. હવે ચારને કરવા-યોગ્ય કાર્યનો સમય આવ્યો છે. ( પ્રકાશ ) ગુરૂએ ક્યાં જવાની આજ્ઞા કરી છે?

**શુન૦**—મિથિલાપુરીમા

**રાક્ષ૦**—ત્યા શુ છે?

**શુન૦**—ગુરૂના મિત્ર રાજર્ષિ જનકને ત્યા યજ્ઞપ્રયોગ ચાલે છે બ્રહ્મન્! તુ વિદેશી હઉ એમ લાગે છે, આમ ક્યાંથી આવી ચઢયો વારૂ?

**રાક્ષ૦**—હા ઠીક થવાદ્યો ( પ્રકાશ ) રોહણગિરિના ભૂષણરૂપ અગસ્ત્ય મુનિના આશ્રમમાથી.

**શુન૦**—( કાઇક રૉપમા ) વળિ અગસ્ત્ય એવા નામનો કોણ છે?

**રાક્ષ૦**—( હસીને ) તમે પણ ઠીક બદલો વાળ્યો, પોતાના ઉદયથી ભુવન ઉપર રહેલા સર્વ જળને નિર્મળ કરનાર અગસ્ત્યને કોણ નથી જાણતો!

શિખરિણી

ગિરિ સ્થભ્યો, પીધો પ્રથમ ઘુટડાથી જલધિને
વિનાશ્યો વાતાપિ, કલશજ અજાણ્યા ન જનને
વળી લોપામુદ્રા—હૃદયપ્રિય ત્રૈલોક—ગુરૂ જે
ત્રયીને ધારીને મણિકગિરિ પાસે મુનિ વસે　　૨૯

**શુન૦**—પરસ્પર ગુરૂને આક્ષેપ કરવાથી આપણે બન્ને જણ પણ પાપી બન્યા છીયે.

**રાક્ષ૦**—મ્હને અઘમર્ષણ કરવાની રજા આપો.

**શુન૦**—હું પણ ગુરૂની આજ્ઞા બજાવી પ્રાયશ્ચિત્ત માટે યત્ન કરીશ. વળિ **બ્રહ્મન્**! હુ તને કંઇ પૂછવા ધારૂં છુ?

**રાક્ષ૦**—પૂછો!

**શુન૦**—લંકાની પાસેના તે આશ્રમમા **રાવણ**ના સમાચાર કંઇ માલમ પડે છે?

**રાક્ષ૦**—શંકરના ધનુષને ચઢાવી **રાવણ, સીતા**ને પરણશે એમ કંઇક ત્યા સભળાય છે ખરૂ!

**શુન૦**—(હમીને મનમાં) તુચ્છ મનોવૃત્તિવાળા હૃદયના ભાવને પ્રકાશ કરતો આ **રાવણ** છે. યુક્તિથી વિચારતા એ પણ યોગ્ય લાગે છે.

**અનુષ્ટુપ**

અગર્ભસંભવા કન્યા **દશ**કંઠ જગજ્જયી
ચઢાવી **શિવનું ચાપ** કેમ તે પરણે નહિ! ૩૦

(પ્રકાશ) બ્રહ્મન્! હુ હવે મિથિલાપુરીમા જઇશ.

**રાક્ષ૦**—હુ પણ કાર્યને લીધે અહિથી જઇ, પછી પ્રાયશ્ચિત્ત કરીશ.

(બન્ને જાય છે)

॥ શુદ્ધવિષ્કંભક ॥

(પુષ્પક વિમાનમા રાવણ અને પ્રહસ્ત પ્રવેશ કરે છે)

**રાવણ**—

**શાર્દૂલ વિક્રીડિત**

જેના ધારણ માત્રથી બહુજનો છોડાય વીરવ્રતે
મ્હારે ચાપ કરોવડ ગિરિશનુ તે સાધવું છે શરે
નારી રત્ન અગર્ભ-સંભવ મળે, તેથીજ લીલામય
મ્હારાં વિંશતિ નેત્ર પંકજ તણું ખીલ્યુ પ્રકાશે વન ૩૧

**પ્રહસ્ત**—(ચારે તરફ જોઇ) શુ **દશાનન**-દેવના દર્શનની ઇચ્છા રાખતુ આ દેવનુ ટોળુ, આગળથીજ સઘળા ગગન પ્રદેશને પણ વીંટાઇ વળે છે.'' (આક્ષેપથી)

સ્રગ્ધરા.

**વહ્નિ**! જ્વાળા છુપાવા પરિચય કર તું વર્ષતા મેઘપાસે,
પાસે **હેમતની** કે ગમન કરીશ તો **ગ્રીષ્મ**! તું શાંત થાશે.
**હે સૂર્યો**! તીવ્ર તાપો પ્રશમન કરવા કાંતિ ધારો જલાર્દ્ર
આ બીજાનો પ્રતાપ ત્રિભુવન–વિજયી ના સહે **શ્રીદશાસ્ય**　૩૨

**રાવણ**—( ઉત્સુકતામાં ) હો હો !! ગગન પુષ્પ **પુષ્પક**! હું ત્હને આજ્ઞા કરૂં છું કે,

વસંત તિલકા

દેવો તણી શત વિમાનની પંક્તિઓમાં
પથાલઇ મનજયી અતિ વેગથી તે
જ્યાં તીવ્ર **રૂદંધનુ** છે ધરણીસુતાને
તે રાજધાની મહિં **મૈથિલની** તું જાને　૩૩

**પ્રહસ્ત**—શું હજુ પણ આપ ઉત્સુક છો! આ ગગન સમુદ્રની નૌકા જેવું **વિમાનરાજ** જનક મંદિરમાં ઉતર્યું. ઠીક દેવનું આગમન **જનકરાયને** નિવેદન કરૂં છું ( ઉચ્ચેથી )

સ્રગ્ધરા

ખેંચી ડાબા **ભુજોએ** શિર વિભૂષણજે કેશ–પાશો પ્રવેગે
છેદ્યો ડકપીંડો અકપટ–અસિ–સેવે–પટુ સવ્ય હસ્તે
પ્રીતિ માટે પ્રભુની અનુરૂપવિધિ સેવા તણો માનતાને
**જેને** સતુષ્ટ થાતા દશ વદન થયા વિંશતિ બાહુઓને　૩૪

વસંત તિલકા

તે આ **દશાનન** સમર્થ બળે હર્યામાં
યાચે તમોથી પણપૂર્વક મૈથિલીને
સબંધ ગાઢ વળિ આ સહુ સાધવામાં
ભૂ જ્યાં સુધી જ્યાં **નિમી**કુળ ત્યાં સુધીમાં　૩૫

( આકાશ તરફ કાન ધરી ) શું બોલ્યો? " તે પુરાણ બ્રહ્મવાદી **યાજ્ઞવલ્કય**નો શિષ્ય મહારાજ **જનક** પુરોહિત **શતાનંદ** સાથે આ તરફ આવે છે માટે આ સભાગૃહ સમીપ વિરાજો, " એમ ( બન્ને જણ વિમાન માથી ઉતરે છે ) ( પછી જનક શતાનંદ સાથે પ્રવેશ કરે છે )

**જનક**—

### હરિગીત

શતપથ નિગમ વિચારતા પ્રત્યક્ષ કરતા બ્રહ્મને
કૌશિક મુનીંદ્ર તણાં હૃદયમા પણ હમે વર્ત્યા અને
ચાખી અધિક તૂરા રસો, મન વિમલ મતિમય માહરૂ
સંગીત વિણુ ઢીલુ સમાધીમા હસી નાચી રહ્યુ ૩૬

**શતાનંદ**—રાજર્ષિ ! સૂર્ય શિષ્યના શિષ્ય ! સત્ય આશીર્વચન આપનારા ત્હારા ગુરૂ છે કે, ભગવાન **વિશ્વામિત્ર** પણ ત્હારી મિત્રતા કરે છે.

(પ્રહસ્ત "ખેચી ડાબા ભુજોએ" ઇત્યાદિ બોલે છે)

**જનક**—(સાભળીને) તપ કરનારને પણ સુખની આશા વિઘ્નરહિત નથી, કે જે આ **સીતાનો** અભિલાષી **દશકંઠ** પણ ઘર આગણે આવ્યો છે

**શતાનંદ**—અહહ આશ્ચર્ય છે કે, એક જ મહાન્ દોષ સઘળા ગુણોને દૂષિત કરે છે !! જુઓ કે,

### શાર્દૂલ વિક્રીડિત

આજ્ઞા મસ્તક ધારતો **સુરપતિ** શાસ્ત્રો નવુ નેત્ર છે
ભક્તિ ભૂતપતિ **પિનાક**-ધરમા **લંકા**પુરી વાસ છે
ઉત્પત્તિ **વિધિવંશમાં** વર નહિ એવો મળે ક્યા અહો !!
જો, એ, **રાવણ** હોય ના પણ બધા સર્વત્ર છે કયા ગુણો ૩૭

**જનક**—(સખેદ) ભગવન્ **આંગિરસ** ! ઘર આગણે આવેલા સીતાર્થી **લંકેશ્વરને** શુ કહેવુ ?

**શતા૦**—રાજન્ ઘણા કાળથી કહી મૂકેલુ છે.

**જનક**—ભગવન્ કોણે ?

**શતા૦**—ભગવાન **ભવાની**પતિએ

**જનક**—એ શુ વળિ ?

**શતા૦**—પોતાનુ ધનુષ

**જનક**—(નિશ્વાસ નાખી)

### માલિની

**શિવધનુષ** ચઢાવા શક્ત છે આ દશાસ્ય
શિવગિરિ ધરતા ને હોય શુ દીર્ઘકાર્ય ?
વળિ નહિ શુ નિમીના એ સુ સબધ યોગ્ય
ઇતિ મુજ મન જેથી ચિતવે, પામ્યુ મોહ ૩૮

**શતા૦**—રાજર્ષે ! ખેદ ન કરો. પોતાની ભુજાએ ગ્રહણ કરેલા કોદંડ-દંડને પ્રસાદરૂપે અર્પણ કરનાર **પાર્વતીપતિએ સીતાનો** પરિણેતા કોણ માન્યો છે, તે તો નથી જાણી શકતા પણ, આટલુ તો જાણીયે છીયે કે, પ્રચંડ ભુજદંડધારી **દશકંઠ** પણ **શ્રી** કંઠની ઇચ્છાથી પ્રતિકૂળ નહિ ચાલી શકે માટે આવો દુરાચારી છતા મુનિપુત્ર છે તેથી યોગ્ય રીતિએ આપણે સભાવના કરીયે. (બન્ને ઉઠી પરિક્રમણ કરે છે)

**જનક**—(આગળ જોઇ) મહદ્-ભાગ્યે આજ **પુલસ્ત્ય** પુત્રને જોયા. જેથી હમે ઘણા જ પ્રસન્ન થયા છીયે. **લંકેશ્વર** ! આમ આમ, આ આસન ઉપર આપ વિરાજો, (સર્વે જણ યોગ્યતા પ્રમાણે બેસે છે)

**શતાનંદ**—ઋષિપુત્રક ! તુ અલૌકિક છે. તેથી શુ હમે આતિથ્ય કરીયે !

**ગીતિ.**

મહોક્ષ અજ વા મોટો તે શ્રોત્રિય જન સારૂ બધાય
ને, સ્રક્ સુગંધિનો તો, નિધિનો વિધિ દિવ્યને નિવેદાય. ૩૯

**રાવણ**—એજ હમારૂ આતિથ્ય કે,

**વસંતતિલકા**

જે **પાર્વતીસ્તન** હઠે ગ્રહણે તયાર
હાથે રહેલ **શિવનાં** વગ્સો હજાર
દેવો તણા બળથી નીર્મ્યુ શરીર જેનુ
તે આપ મખ્ય ધન હો અહિ **જાનકી**નુ ૪૦

**પ્રહસ્ત**—અગર્ભ ભભવા **સીતા** સાથે ધનુષ હાજર કરો

**રાવણ**—(સીતાની આશા રાખતો મનમા)

**શાર્દૂલ વિક્રીડિત**

શોભા **નેત્રની** પદ્મ તો મલીન છે, છે દાસ મ્હોનો **શશી**
જેની કાંતિ શરીર ઢાંકણ ખરે વાણી સુધા-વર્ષિણી
જોડી અંજલિ હસ્ત વિંશતિવડે યાચેજ **પૌલસ્ત્ય** આ
**નેત્રોને** કર મિત્ર હે હૃદય ! તે **વૈદેહિને** ભાળવા ૪૧

**શતાનંદ**—દશાનન ! હમણા **શંકર**નુ શરાસન આવે છે

**રાવણ**—(મનમા) આ **મહેશ્વર**નુ ધનુષ તો પ્રગટ થાય છે, પણ હજુ મદન ધનુષ નથી થતું.

**શતા૦**—(ક્રીડાયુક્ત જોઇ)

**મંદાક્રાંતા**

**તેજી** વજ્રે નહિ હણિત જે મેરૂની હેમ કાંતિ
તેવા રૂડા દ્યુતિ સમુહથી કષ્ટ સંકોચ આપે
**નેત્રોને** જે ત્રિભુવન તણા, ને દિશાના દરોને
પીળા રંગે, હર ધનુષ આ, જે ભયકાર નિત્યે ૪૨

## ( નેપથ્યપ્રતિ. )

" **અરે અહિંઆ** કંચુકિઓ–માનું કોણ છે રે ? " કન્યાનાં અંત:પુર-માંથી **જનકરાજ** કન્યાને લાવો. ( **નેપથ્યમાં** ) આ લાવી.

**સીતા**—( ભય અને ઉત્સાહવી ) અહો રાક્ષસ એમ સાભળી ખરેજ ભય અને હર્ષ બન્ને થાય છે ! !

**પ્રથમા**—રાજપુત્રિ ! એને તું રાક્ષસ ન માન, પણ એતો રાક્ષસોનો યે શિરો-મણિ છે,

**સીતા**—ત્યારે તો વળિ ઘણોજ શોચનીય છે

**દ્વિતીયા**—અલિ ! તમે શું વિચાર કરો છો ? એ શું કરવા આવ્યો હશે વારૂ ?

**પ્રથમા**—**શંકર**ના ધનુષને સજ્જ કરવા

**દ્વિતી૦**—એમ નહિ, આમ બોલ, રાજપુત્રીને પરણવાને,

**પ્રથમા**—અલિ ચપલે ! શું **શંકર** સિવાય બીજો **શંકર**ની કૃપા વિના ચા-પને ચઢાવી શકશે ?

**સીતા**—અરે હું તો મેઘવૃષ્ટિ વિના પણ પ્રિય સખીના વચનરૂપ વૃષ્ટિથીજ જીવતી છું ! ( બધીઓ ફરે છે )

**સીતા**—( સીતા આગળ જઇ જોઇને ) એક આસન ઉપર બેઠેલા આ તે વળિ કેટલા મનુષ્યો છે ?

**સખીયો**—નહિ; નહિ. **દશ** મુખ અને વિસ ભુજવાળો તે એકજ છે.

**સીતા**—હું તો બા.....તાત શતાનંદની પાસે જઇ...બેસીશ.

**રાવણ**—( ઉત્કંઠા પૂર્વક સીતાને જોઈ મનમાં ) અહો હો ! ! ! ત્રિભુવનમાં પણ ન હોય તેવું મદનને ઉદ્દીપન કરનારૂં આનું સૌંદર્ય છે જે

લાવણ્યમયી

શશી શું મેશ વડે લેપાય !
દૃષ્ટિ મૃગલીની સંકોચાય
લાલ પરવાળ વેલ કરમાય
કાંતિ કંચનની કાળી થાય
કોયલનાં કંઠો વિષે કર્કશતા લેખાય
મોર પિચ્છ પણુ કુત્સિત જાણે, અહહહ લજ્જિત થાય ! !
હાય ! સીતાનાં સમિપ ગણાય. . ...શશી શું !... ૪૩

કેમ કે, ઘણુાજ કાર્ય કરવાના હોય ત્યારે કાર્ય કરનારને કોઈકજ કાર્ય ઉપર પ્રીતિ થાય છે. જેથી,

વસંતતિલકા

આ દીર્ઘ નેત્રવતીને મન ભાવનાએ
સંસાર સાર સમુહે નિરમી વિધિએ
શંકા કરૂં હું રખવાળ દીધો અનંગ
તીણા શરોથી વરસે મમ અંગ અંગ ૪૪

**શતાનંદ**—પુલસ્ત્ય પુત્ર ! તે આ ધનુષ, અને તે આ સીતા,

**રાવણુ**—તે આ ધનુષ, તો તે આ રાવણુ, શું દશકંઠને અયોગ્ય, ગુપ્ત અપમાનવાળું વચન બોલે છે ! જો સાંભળ,—

વસંતતિલકા

શ્રીશંકરે સહિત શંકર-પત્ની તેમ
નંદી ગજાનન ષડાનનથી સમેત
કૈલાસ ધારક દશાનનના સગર્વ
હસ્તોનીં આ જીરણુ ચાપ-વિષે પરીક્ષા ! ૪૫

**પ્રહસ્ત**—( મનમાં ) શિવ શિવાય, અન્ય કોઈએ પણુ નહિ ચઢાવેલું એવું આ શંભુનું ધનુષ છે. હવે એનું કેમ થશે ! ( વિચારી ) પરાક્રમમાં દેવના આગળ મહાદેવ પણુ કોણુ માત્ર છે !

અનુષ્ટુપ

દેવોના બળથી નિર્મ્યું મહાદેવધનુષ આ,
કિંકરો દેવનાં તે છે, સરલા ધારણુ ક્રિયા ૪૬

**રાવણુ**—( રોષથી ધનુષ ગ્રહણુ કરી )

કટાવ.

ચંડ હમારા હસ્તદંડથી ગૃહણુ કરેલી કઠણુ પણુછની
ગ્રંથિઓએ નમી ગયેલી યુગલ કોટીને ચઢાવતામાં તડ
તૂટતા ધનુષ દંડનો–રણુરણુ કરતો ઘોરનાદ એ, પ્રલય સમય
તાંડવ નાચતા **શંભુનો** જે પ્રચંડ ડમરૂ ઘોર ઘોષ જેવો
થાતામાં નભ મંડળને ભેદી નાખો; સુર મંડળના
કાનભરોને........ . ...ચંડ૦ .. ......... ૪૭

**શતાનંદ**—( નિવારી ) અહો **લંકાપતિનો** અપૂર્વ ગર્વ છે ?' હું **શતાનંદનાં** પણુ મનને નિશ્ચય નથી, કે, શું થશે ? નચઢાવી શકાય તેવુ **ચંદ્રશેખરનુ** ધનુપ છે. ને નરોકી શકાય તેવા **રાવણુનાં** ભુજદંડો છે,

**જનક**—( મનમાં ) ભગવાન્ **પિનાકિ** ! આપના ધનુષમાં પ્રવેશ કરશો કમકે આ મ્હારી કન્યા જનક કુલનો અલંકાર છે. હમે, ત્રિભુવન વિજયી છતા આ જમાઇથી ત્રાસ પામીયે છીયે,

**સીતા**—( મનમાં પ્રણામ કરી ) માતા વસુંધરે ! પ્રસન્નથા આ **સીતા** ત્હને વિનતિ કરે છે કે પ્રથમ મ્હને માગ આપ, પછી ભલે **રાવણુ** ચાપ ચઢાવો,

**સખીયો**—( આકાશ તરફ ) ભગવન **કામદેવ** ! ત્હને નમીયે છીયે. તું રાક્ષસને ઉદ્દેશી, સુકોમળ જનને યોગ્ય કોમળ શસ્ત્ર ન સાધીશ.

**પ્રહસ્ત**—( ગર્વથી ) અરેરે ! ' દશા પરિણામ સર્વનો સર્વદા સરખો હોતો નથી જેથી.

સ્ત્રગ્ધરા

ડાબો બાહુ **શિવાનો** કરધૃત રણુતા કંકણોથી રૂડો જે
જેમાં બીજો **શૂલીનો** ભુજગ વલયથી યુક્ત તે સદ્ય ખેંચે
ધાર્યં કૈલાસ ધીરા **દશમુખનોં** ભુજા–યત્રના બંધને તે
પામી હે ચાપ ! રે ! તું કઠણુ પણુ સહી ના શકુ સારી રીતે ૪૮

( વિચાર કરી ) ઠી. .ક, પાતાલવાસી આકાશવાસીઓને સાવધ કરૂ.
( નીચે જોઇ )

વસંતતિલકા

**પૃથ્વી** ! થજે સ્થિર **ભુજંગમ** ! ધાર એને
હે **કૂર્મરાજ** ! ધર તું **ભૂમિ-સર્પ**, એને

રે **દિગ્ગજો** ! ત્રય તમે પણ ધારજોને
રે દેવ સજ્જિત કરે શિવના ધનુને ૪૯

( ઉચુ જોઈ)

**સ્રગ્ધરા**

ઘોડાઓને વિસામો કર અરૂણુ ! જરા, સ્વર્ગમાતગ કઠે
ગાઢી ગ્રંથિ નિષાદી ! તું કર, સુરગણો ! કાનને હાથ ઘોને
ઉચા હાથે નમેલા શિવધનુષ તણા ભગથી થાય ઘોર
ટકાર સ્વર્ગ–પૃથ્વીપર ફરી વળતો, ત્રાસકારી ન કો'ને ૫૦

**રાવણ**—અહો !! હુ દશાનનીની આજ્ઞા, આ બધા લોક માત્રમા પણ ગગનનાં મિથ્યા મીઠી વાણી બોલનારાઓને જીતનારી સર્વત્ર પ્રસરેલી છે. અને હમણા તો,

**હરિગીત છંદ.**

ક્રમ રહિત આગ્રહથી ચતુર પ્રેમાળ સ્પર્દ્ધાવાન ને
ડાબા દશે કરથી ધર્યુ એકી સમય કોદડને
બીજા ભુજો જેવે સમર્થ થયા ન પણછ ચઢાવવા
તેવે કરે સ્પર્દ્ધા સુરો નભમા; મ્હને ઝટ સેવવા ૫૧

( વિચારી નિંદાપૂર્વક દુ:ખથી ) સાહસ એ પુરૂષોને પરાભવ કરાવનારો છે કે જે અલૌકિક હુ લંકેશ્વર સામાન્ય મનુષ્યની પેઠે પણથી પરણવાને ઉત્સુક થયો ભલે, આ'નાથીયે મ્હને શુ હાની થવાની છે"

**શાર્દૂલ વિક્રીડિત**

તોળ્યો રૂદ્રગિરિ સ્વકઠવનને છેદ્યુ પુર્યો ઇંદ્રને
કારાગાર વિષે સુપુષ્પક હયુ આ કેલિઓ જેહને
તે આ રાવણ હુ પ્રચડ ભુજદડો છે સહાયી મ્હને
શ્લાઘા શી જીવથી સજેલ ધનુને ખેચેજ ભાગે અને ૫૨

( તિરસ્કારથી ધનુષ ફેંકે છે )

**સખીયો**—રાજપુત્રિ ! દૈવેચ્છાથી આનદ પામ, ત્હારૂ પાણી ગ્રહણ કરવાની ઉત્કઠા રાખનાર દશકઠે આ ધનુષ ફેંક્યુ !

**સીતા**–(શ્વાસભેર મનમાં) હૃદય ! ત્હને મદન દેવ અનુકૂળ હોય એમ જણાય છે.

**શતાનંદ**—હે લંકેશ્વર ! મહેશ્વરના પરમભક્ત થઇ તે આવુ અયોગ્ય કેમ કર્યુ ?

**જનક**—( ઉઠીને ક્રોધથી )

**શાર્દૂલ વિક્રીડત.**

ના પ્રીતિ શ્રુતિ શાસ્ત્ર સેવન વિષે ના યાજ્ઞવલ્ક્યીગુરૂ
ક્રોધાવેશ ! ન વૃદ્ધ હુ ઝટવળી રોકી શકુ ના મન.
વૃદ્ધે જર્જર હાથ રૂદ્રધનુની જોતાં અવજ્ઞા મહા
રોષે ઉત્સુક એક ચાપ ધરવા ને શાપને આપવા. ૫૩

( વિચારી નેપથ્યપ્રતિ ) અરે કોણ છે રે ? ધનુષ, ધનુષ, ( એક પુરૂષ ધનુષ આપી જાય છે ) ( જનક કેઢ બાધી ધનુષ ગૃહણ કરે છે. )

**રાવણ**—( કોપ અને મશ્કરીમા )

**શાર્દૂલ વિક્રીડિત**

રે હાથે જપમાળ ધારી પડના કાને કરી શોભતી
નીચા ભ્રૂયુગને ઉચ્યુ નિરમીયુ, યજ્ઞોપવીતે વળી
બાધ્યુ કેઢ વિષેય વલ્કલ ધર્યું, ને હાથમા ચાપને
જોયુ કે મન યોગી આ જનકનુ શુ શાત ને દાંત છે ! ૫૪

**શતાનંદ**—( આશ્ચર્યથી ) અહો મહાપ્રભાવવાળો મ્હારો યજમાન છે ! ! આ’નેતો

**વસંતતિલકા.**

ઈચ્છાનુસાર ન ભુજો નૃપના *જરાએ
દોરી સ્વય ધનુષ અગ્રવિષે ચઢે છે
ને બાણ ઉત્સુક થતા ગતિ તાકવામા
છે, સત્ય તે તપતણો અતિષે નિધિ આ. ૫૫

**સીતા**—હાધિક્ ! હાધિક્ ! શાંતિના ભડાર તાતપણ ધનુષને ચઢાવે છે, ત્યારેતો, ચદ્રકાત મણિ પણ અગ્નિ વરસાવવાની ઉત્કડાવાળો થયો.

**પ્રહસ્ત**—રે દુષ્ટ ક્ષત્રિ ! જ્યાવૃદ્ધ ! દશાનનને ઉદ્દેશી ધનુષ ગૃહણ કરે છે તો આ ત્હને રાવણનુ ચંદ્રહાસ શિક્ષા કરનાર છે.

**રાવણ**—( અટ્ટહાસથી મશ્કરીમાં )

**પૃથ્વીવૃત્તમ્.**

ન યોગ્ય ધનુ ભાગવા શિવતણુ સળેલુ જુનુ
નિહાળી તરછોડયુ મ્હેં ભુજ પ્રતાપના ગર્વ શુ !
ન એ સહી શકેજ તે જનકરાય સગ્રામમા
બધા મુખ હસો ઘણુ સમર યોગ્ય આ છેય ના ૫૬

* ઘડપણથી

**જનક**—પુલસ્ત્યપુત્ર ! તું શસ્ત્ર ગ્રહણકર આ પરમેશ્વરનો પરમભક્ત ત્હને નથી સહન કરતો ?

**રાવણ**—અહો ! ! સીતાનો પ્રેમજ મ્હને મૃદુ બનાવે છે જેથી હું દશકંઠ પણ આ વચનોને સહન કરૂ છુ.

(ક્રોધથી)

**વસંતતિલકા**

યાજ્ઞિ જરાસહિત ને સસરા થનાર
ને છે ગુણી વિભુ વિષે મન એકતાર
મ્હારી કૃપાનુ અહિં કારણ આ અનેક
હસ્તો ! શુ વાંછિત કરો અસિ આમ છેક

**જનક**—આવ આમ આવ ત્હારૂ મોતજ ભમે છે.

(નેપથ્યમા)

**માલિનિ.**

જનક ! તું તજ શસ્ત્ર ક્રોધથી શાંત પામ
તુજ ગુરૂ રવિશિષ્ય ક્યાથીં અજાન આમ
વગર ગતિ વિચારે દુર્નૃપોએ થયેલુ (યુદ્ધ)
તજ શર નિર્મેલુ જે હમોથી લજાતું ૫૮

**જનક**—બાલર્ષિ શુનશેફ ! તુ આમ કહે છે. તો આ મ્હેં આયુધ તજ્યુ (તેમ કરી) તો હવે જગતને રાક્ષસ રહિત કરવા શાપોદક છોડુ છુ

**શતાનંદ**—સૂર્યશિષ્ય યાજ્ઞવલ્કયથી મળેલા, અંત વિનાના બ્રહ્મતત્વને પમાડનારા તપ સમુદાયનો, વૃથા કયાં વ્યય કરે છે શાપોદક ન લે.

**જનક**—ભગવન્ વિશ્વામિત્રના ધર્મપુત્ર ! તથા કુલગુરો ગૌતમ !

**અનુષ્ટુપ્.**

કર્યો રાક્ષસ રાજે આ તિરસ્કાર પિનાકનો
જાણુતા યોગ્ય ગુરૂઓ હુ છુ તમ આધીન નો ૫૯

**રાવણ**—મિથિલેશ્વર ! શુ સમજીને ક્રોધ કરે છે ? હુ વેગથી ઐરાવણને જીતનાર રાવણ છુ

**અનુષ્ટુપ્**

કંઠચ્છેદ કરી જેણે સંતોષ્યા શ્રીમહેશ્વર
તે હુમાં સર્વના થાય આયુધો તપ નિષ્ફળ. ૬૦

તું સબંધમાં જ્યેષ્ટ છે બ્રહ્મવિદ્યામાં શ્રેષ્ટ છે, એમ જાણી હું સહન કરૂં છું.

**સખીયો**—[નિવારી] વૃથા આશાવાળા ! ત્હારૂં વચન જનક-કુલ-દેવતાઓ નાશ કરો.

**શતાનંદ**—નિશાચર ચક્રવર્તિ ! તું નકામો ગર્વ ન કર. ચંડીશ કોદંડને ચઢાવી ગોળ કરનારનેજ આમ કહેવું શોભે ત્હને નહિ.

**રાવણ**—( સક્રોધ ) અરે ! ! તું શું શું કહે છે ? ? ( નિશાચર ચક્રવર્ત્તિ. ઇત્યાદિ બોલે છે ) ( વિચારી ) તો અહિં હમણાં શું કરવું !

**માલિનિ.**

મુનિજનની સભા આ વૃદ્ધ છે આ નરેંદ્ર
પણ જનક-સુતાનો લાલચુ રાક્ષસેંદ્ર
નિજ ભુજબલકેરા ગર્વધારી સભામાં
બલથી હરણનો આનંદ રે રે કરો આ ! ! ૬૧

( સક્રોધ ) સાભળો સાભળો, નિશાચર પતિની પ્રતિજ્ઞા સાભળો;

**સ્રગ્ધરા**

દોરી ખેંચે જૂણાઓ નમિત થઇ જતા સ્પષ્ટ ટંકાર પામે
જામે મ્હેરાશ લોકે, **શિવ**ધનુષ કરી આમ ત્રૈલોકમાં જે
**સીતાને** કો વર્યાને રૂધિરમય કરે મ્હારૂં આ **ચંદ્રહાસ**
કંઠાસ્થિ છેદવાથી રણ રણ વદતી તીવ્ર છે જેની ધાર ૬૨

( નેપથ્યમાં શોરબકોર )

**રાવણ**—અકસ્માત્ મહાન્ મેઘગર્જના સમાન ભયંકર નાદ ક્યાંથી થાય છે ?

**પ્રહસ્ત**—આપ દેવને અનુસરતા આપણા સૈન્યનો ત્રણભુવનને ભરી નાખે તેવો આ ઘોર શબ્દ છે. ( નેપથ્યમાં વૈતાલિક ) જય જય ત્રિભુવન પતિ ! પુલસ્ત્યનંદન ! સુખી રહો ! આપ દેવની માધ્યાન સંધ્યા અહિં થાવ; હમણાં તો—

**સ્રગ્ધરા**

કાયાનાળે લપાઇ ફણી વીંટઇ જતો ચંદન વૃક્ષ ડાળે
છાયાવાળા તરૂના મુળ મહિં ચમરી રમ્ય વાગોળતીને
માનુષી દેપવાળી તપિત સુપતિને આપતી અંકપાળ
કસ્તૂરીની વિલાસી મૃગો જતો ચરવા સારણી ગ્રંથિપર્ણ ૬૩

**રાવણ**—તો હમે પણ સહજ સુંદર મિથિલાપુરીના ઉપવનોમાં બે ત્રણ દિવસો ક્રીડાઓથી વિનોદ કરીશું, માટે આ પ્રમાણે સેનાધિપતિઓને આજ્ઞા કરો કે,

**મહિદીપ.**

તાંબુલ દલ વેલથી વીંટેલ અતિ રૂપાળા
પૂગીફલ તરૂતણા અધ પ્રદેશમાં આ
સાથમાં રહેલ સૈન્ય સુંદરીઓ સાથે
કદલી દલ પાત્ર કરી શ્રીફળ જળ પીયોને ૬૪
ગગન ગમનથી જે શ્રમસ્વેદ જળ થયેલા
તેને શુભ શીત પવનથી શમાવનારા
કોકિલ કુલ કેલિઓથી કુહુકુહુ કરાતા
સાદથી સરસ વનપ્રદેશ સેવશો આ ૬૫

(સર્વ જાય છે)

**प्रतिज्ञापौलस्त्यो नाम प्रथमोऽङ्कः समाप्तः**



# द्वितीयोंकः

( ત્યાર પછી ભૃંગિરિટી પ્રવેશ કરે છે )

**ભૃંગિરિટી**—(પરિક્રમણ કરી પોતાના આત્માને દેખાડી) અયે ! કૂબડુ રૂપ પણ કોઇક સમય મહાન્ અભ્યુદય કરનારૂં નિવડે છે. માટે

**શાર્દૂલ વિક્રીડિત.**

રેશાઓ-થીં નિબદ્ધ અસ્થિમય આ જોતા મ્હને નાચતા
કાલીના કરતાલ કલ્પિત લયે, લગ્નોત્સવે ચાલતાં
લજ્જા ત્યાગ કરી હસાયુ **શીવ**ની, સાથેજ જે દેવિએ
તેથી આજ સુધિ પ્રભુ જગતના હુમા કૃપાવાન છે. ૧

(ફરીથી આત્માને બતાવી ઉપહાસ પૂર્વક) અહો ! ! ત્રિભુવનપતિ **શંકર**નાં અનુચરનો આ ઘણોજ સુંદર વેશ છે.

**અનુષ્ટુપ.**

કૌપીન પહેરવા વલ્ક, જપ માળા જટા ઘટા
ત્રિશૂળ વળિ ત્રિપુંડ વેશ શા **ભૃંગિરિટિ**ના ! ૨

(વિચારી) **ભૃંગિરિટિ**ના સ્વામીનો પણ કેવો રૂપાળો વેશ છે ?

**રૂચિરા વૃત્ત.**

દિગંબરી ભૂષણ ધરે ભુજંગના
કૃપાલીં તે શબ તણી માળ ધારતા
રચે વૃષપ્રિય વિભૂતિ શરીરમા
**મહેશ**ના ચરિત અચિંત્ય હેતુના ૩

અને જેના લીંગનુ ઉત્પન્ન થવુ, **ભૈરવ** સ્વરૂપ, તુંબુરૂ રૂષિ સબંધી ચરિત્ર, **ઉમાનો** વિવાહ, **અર્ધ** નારીશ્વર સબંધી વૃત્તાંત, **ચંદ્રશેખરપણું**, કાળના કાળને નાશ કરવો, વિષપાન, ઈંદ્રના હાથનુ સ્તભન કરવું, **દક્ષ** યજ્ઞનો નાશ, કામદહન, **ત્રિપુર**નો દાહ, **અંધકાસુર**નો વધ, વિગેરે વિગેરે અનેકાનેક ઉત્તમ અને આશ્ચર્ય પમાડનારા ચરિત્રોનુ કીર્તન થાય છે. તે ભગવાનના ચરિત્રોને જાણવામા **બ્રહ્મા** અને **વિષ્ણુ** પણ કાણ માત્ર છે, તો પછી **ભૃંગિરિટિ** તો કયાથીજ હોય ! ! તેમજ,

**શાર્દૂલ વિક્રીડિત.**

નાગા તે શિવને નમે સુરગણો દિવ્યાબરો ધારતા
આનંદે વૃષભે જતા ગજગતિ દેવેશ સેવે સદા.
તેને ભૂષણ છે કપાલ નરના પોતે ધનેશ સ્તવે
તે એ રૂદ્ર દરિદ્રનુ પદ ઘણું, છે વૈભવોનુ અને ૪

મ્હારે તેની શી પંચાત ! હુ તો એમણે જેવી આજ્ઞા કરી છે તે પ્રમાણે કરૂં. ( ચારે તરફ ફરી જોઇ ) અરે કલહમાં આનદ માનનારો આ નારદમુનિ કયાંથી ? વળિ એને જોયાથી તો

**વસતતિલકા.**

લિગ પ્રસૂતિ સમયે સ્વમહત્વ માટે
મોટો વિવાદજ થયો વિધિ વિષ્ણુને રે
જે માહિ આ કલિમુખી મુનિ જન્મીયો છે
તો, કેમ ઇચ્છિત મહારણ થાય ના રે.......... ....૫

(વિચારી) ઠી ક તેનાથીયે રાવણ પરશુરામની વાર્તાને તો જાણી લઉ (ફરે છે) ( ત્યાર પછી ઉપર દર્શાવેલ નારદ પ્રવેશ કરે છે )

**નારદ**—( વિચારી ) "જાતિ સ્વભાવ કોઇપણ સમયે ટરે નહિ." એ કહેવત ખરેખર ખરીજ છે જેથી

**સાખી.**

કયુ યુદ્ધ કરશે વળી કરે મદોદ્ધત્ત કો'ય
એમ વ્યગ્રમન માહરા દીન ગતા ગત હોય....... ....૬

**વસતતિલકા.**

અત્રો બહાર પડતા પડીયા તુરગો
જ્યા ખડ્ગ ઘાત થકી મૂર્છિત છે મતગો
મોટા પિશાચ–ગણ શબ્દ કરી રહ્યા જ્યા
(લોહીતણા પણ પ્રવાહ વહી રહ્યા જ્યા) . ............૭
ને જ્યા કબધ અતિ તાડવ નાચતાય
તેથી ભયકરપણું વળિ જ્યા જણાય
એવા ઘણા સમરને અવલોકવા હુ
સ્નેહે નિરતર ત્રિલોક વિષે ભમુ છુ................૮

( વિચારી ) જે જેને વિષે પ્રીતિવાળો છે તે કોઇ બીજાનો તિરસ્કાર કરીને .................પણ તેને જ બહુ માને છે તેથીજ

### સાખી.

મ્હારૂં તે તપ બ્રહ્મ તે ઉત્તમ યજ્ઞ ક્રિયાય
તે સ્વાધ્યાય જપો વળી જે કંઇ રણ જોવાય. ........ .૯

કોઇ પણ વ્યસની મનુષ્યને તે વ્યસનના અભાવમા તેનો પ્રતિનિધિ પણ ................આનંદને જ સારૂં છે. અને તેથી હું

### અનુષ્ટુપ્.

અભાવે વીરયુદ્ધોના નખ તાડનથી થતા
નિહાળું સાંભળું એવા સાપત્ન્ય કલેશ નારીના... ......૧૦

અને

### ગીતિ.

લાવક તેતર ઘેટા કૂકડા પાડા તણી રણ ક્રીડા
**વિધ-હરિ**-કલહે જાયા **નારદ**મુનિને તેજ હર્ષદાતા. ૧૧

અને વળિ

### અનુષ્ટુપ્

વીરોને શસ્ત્ર માર્યામા ગજોના દંત યુદ્ધમા
સિંહોનાં નખ ભેદાતા, હર્ષ **નારદ** માનતા. ૧૨

( પોતાના આત્માને દેખાડી ) વળિ પણ

### શાર્દૂલ વિક્રીડિત

જે **નારાયણ** મોહિનીરૂપ થયા ને કામના ગર્વને
**શર્વે** નાશ કર્યો ક્ષીણાયુધ થયા વજ્રાયુધી ઇંદ્ર જે
છોડી સુંદર રૂપને **ગિરિસુતા ચંડી** થયા જે વળી
તે આ **નારદ** યુદ્ધ રંગ રમીયા—ની સર્વ ચેષ્ટા મળી ૧૩

હમણાજ કાંઇક મનોરથ સિદ્ધ થતો હોય તેમ જણાય છે. કારણકે **પરશુરામના** શિષ્ય **માઠરે** જણાવ્યું કે પરશુને માગનાર શંકર ધનુષનો તિરસ્કાર કરનાર **રાવણને** પરાજય પમાડવા, **પરશુરામ** મિથિલાપુરીમા ગયા છે, ( વિચારી ) તો હું પણ ત્યાં જઇ તે બે જણનો ક્રોધ વૃદ્ધિ પામે તેવી યુક્તિએ અનવધિ આનંદ આપનારા સંગ્રામને નિહાળું ( એમ કહી પરિક્રમણ કરે છે )

* શંકરે

**ભૃંગિરિટિ**—( વેગથી કઇક પગલા સામો જઇ ) દેવર્ષિ **નારદ** ! ભલે પધાર્યા.

**નારદ**—કોણ **મહાદેવનો** સેવક ભૃંગિરિટિ ? ( પાસે જઇ ) ભૃંગિરિટિનુ કલ્યાણ થાવ, તું ક્યા જાય છે ?

**ભૃંગિરિટિ**—જ્યા વીરોમા શ્રેષ્ઠ **પરશુરામ અને** દશકઠ છે ત્યા.

**નારદ**—શિવાનુચર મુખ્ય ! ઠીક મ્હને સભારી આપ્યુ, તો બોલ **પરશુ**રામ અને **રાવણ**મા કોણ અધિક ગણાય ?

**ભૃંગિરિટિ**—દેવર્ષે ! **પરશુરામ** તથા દશાનનના પરાક્રમમા ઘણુજ અતર છે.

### શાર્દૂલ વિક્રીડિત.

માર્યા ક્ષત્રિય એક વિશ સમયે આ જન્મથી તાપસ
ને માતા વધ પાપકારી સઘળા વેદાર્થના જે ગુરૂ
દાતા સર્વ મહીતણા યજનમા સામાર્નો મુષ્ટિ જમે
**રામ** શ્રેષ્ઠ પ્રભાવ સોમહર છે કો'ની ગિરા વર્ણવે.　　૧૪

**નારદ**—ચંદ્રશેખર સખે ! **રાવણ** પણ પરાક્રમમા કોઇનાથી ગાજ્યો જાય તેમ નથી, કેમકે.

### શાર્દૂલ વિક્રીડિત

છે કોઇ સ્થલમાં થયો વળિ થશે ત્રૈલોક્ય આલોકયને,
કે, જે **રાવણ**ના સમો, સુનયનો ત્હારા ખરે દિવ્ય છે
માથા સર્વ હણી પ્રણામ કરતા ને કાક ત્રૈલોક્ય આ
આપ્યુ એમ વર પ્રદાન સમયે તે **શંભુ** તો લાજતા.　　૧૫

**ભૃંગિરિટિ**—દેવર્ષે **નારદ** ! આપ જેમ કહોછો તેમ-જ છે...કારણકે,

### સ્રગ્ધરા.

એકે કૈલાસ ધાર્યો ગિરિવર કરમા કાચ ભેદો બીજાએ
એકે લંકા હરી છે ધનદથી, અવરે સિંધુથી કોકણોને
એકે દેવેદ્ર જીત્યો રણમહિ વળિ બીજે જીત્યો કાર્ત્તવીર્ય
તે બેના તુલ્ય કર્મો થકી સરસ કયો વીરતામા સમાન ?　　૧૬

**નારદ**—( હાથ ઉચા કરી )

### શાર્દૂલ વિક્રીડિત.

નેત્રોને પ્રિય વિસ્મયી સુરપણાની સિદ્ધિનું મંગલ
ખુલ્લું બારણું મુક્તિનું મમ મને આનંદનું ઔષધ
હે દેવો ! નવનાથ ઉત્સુક બધી દેવાંગનાઓ સહ
જો જો રાવણ રામનો રણ તમે, એ આ વદે નારદ. ૧૭

**ભૃંગિરિટિ**—હે યુદ્ધ પ્રેમી ! ઘણો ઉત્સાહ ન કરો, તમારા મનોરથને નાશ કરે તેવી મહાદેવની આજ્ઞા છે પોતાના ધનુષની અવજ્ઞાને ન ગણતાં, રૂચિક અને પૌલસ્ત્ય સાથે મ્હને તે બે જણના ક્રોધની શાંતિ કરવા મોકલ્યો છે.

**નારદ**—( ખેદથી મનમા ) આ વળી કષ્ટ કયાથી ! ઉત્કંઠાનો અંકુર ઝટ તૂટી ગયો, તો બધ રહેલુ આ રામ રાવણનુ યુદ્ધ અયોધ્યામા જઇ બીજા રામ રાવણનુ અથવા બે રામનુ યુદ્ધ ગોઠવીશુ. ( પ્રકાશ ) સ્વર્ગ મૃત્યુ પાતાળ એ ત્રણે લોકના નિવાસીઓએ પણ દેવની આજ્ઞા નથી ઉથાપાતી, તો હવે હુ બ્રહ્મસદનમા જઇશ.

**ભૃંગિરિટિ**—હુ પણ ચાલતા કાર્યની સિદ્ધિ કરવા જઇશ ( બન્ને જાય છે ).

॥ शुद्धविष्कंभक ॥

( ત્યાર પછી રાવણ અને પ્રતિહારી પ્રવેશ કરે છે )

**રાવણ**—( સીતા સબંધમા )

### શાર્દૂલ વિક્રીડિત.

જો તેનુ મુખ તો જતી શશિકથા, હાસ્યે સુધા તુચ્છ શુ !
જો તે નેત્ર હરાય છે કમલથી, તે વેણુ તો ધિક્ મધુ
તે જો કાંતિ કનિષ્ઠ છે કનક તો, વા શુ બહુ બોલીયે
સૃષ્ટિનો ક્રમ બ્રહ્મની, વિરસ છે આ વસ્તુઓમા ખરે ! ૧૮

**પ્રતિહારી**—( મનમા ) હજી સુધી તેજ ચિત્રરચના તેજ ચિત્રકર્મ, તો હું એમ માનુ છુ કે રાવણના મનમા ગાઢ પ્રવેશેલો મદન દેવ, ઇંદ્રનો ઘણો જ પક્ષપાતી છે. અહો કઠોરબાણ ! ! આ ત્હને યોગ્ય છે, આ ત્હને છાજે છે, કે આટલો બવો રાવણ ત્હારાપર પ્રસન્ન છતા તું ઇંદ્રનો પક્ષપાતી થયો, અરે ! સર્વજનોમા નિંદનીય મદન ! એકલા રાવણને પીડા આપતા લજવાતો નથી, ભલે ! કોઇ પણ કાર્ય બીજુ કાર્ય

આવવાથી વિરમી જાય છે તો તે જ પ્રકારે ( પ્રકાશ ) દેવ ! માયા મય બહાર ઉભા છે.

**રાવણ**—( સાંભળ્યાવિના ) રે રે મન્મથ ! મ્હને પણ પ્રહાર કરે છે માટે તું બહુજ અવિનયી છે. અથવા

**ઉપજાતિ**

મ્હને હણે તોય વિશેષ વ્હાલો
તુ ચંદ્રબંધો ! સહુ દેવતામા
જે બાણથી રાવણને હણે તુ
તે બાણથી તે–પ્રતિ, તો થવામા.　　૧૯

( પ્રતિહારી પ્રથમનું સર્વ બોલે છે )

**રાવણ**—અરેરે ! ! સીતાને જોઇ ત્યારથી મ્હને કઇ એક પ્રકારે સ્મર વેદના છે. એમ નથી પણ,

**શાર્દૂલ વિક્રીડિત.**

મીચાયેલ, મીંચાય, ઉત્સુક, ખુશી, વાકુ, જરા, આશયી,
ઢાકેલુ, વિમલ, પ્રસન્ન, અવળુ, પ્રેમી, રૂડુ, નિશ્ચલ,
ઉચ્ચભ્રૂ, ભમતું, કટાક્ષમયને તલ્લીન, ખુલ્લુ, ચલ
ચક્ષુ અશ્રુ સમેત છે, રસવશે પ્રત્યેક ભિન્ન–ક્રિય.　　૨૦

**પ્રતિહારી**—( મનમા ) સર્વ રીતે મંદોદરીના પ્રેમપાશને મદ કરનાર રાવણના સીતામય જ ઉદ્ગારો છે તો એને સ્વભાવથી દુસહ પરશુરામનુ નામ લઇ સીતાના આવેશને શિથિલ કરૂ ( પ્રકાશ ) આપને વિનતિ કરૂ છુ કે, પરશુરામ પાસેથી પાછો વળેલો ( અર્ધ બોલતામાં )

**રાવણ**—કોણ, માયામય, સત્વર પ્રવેશ કરાવ.

**માયામય**—( પ્રવેશ કરી ) દેવ ! આ માયામય ઉપર આણી તરફ દૃષ્ટિ આપી કૃપા કરો

**રાવણ**—પરશુની યાચના કરતા પરશુરામે શુ કહ્યુ ?

**માયામય**—ત્રૈલોક્ય રત્ન ! પરશુરામે કહેલુ આપ સાભળો.

**શાર્દૂલ વિક્રીડિત**

યાચે રાવણ નેહથી હૃદયમા એવુ સુણી મોદ છે
દેવા યોગ્ય ન શંભુનો પરશુ આ જેથી ઘણો ખેદ છે

તો કહેવું દશકંઠને મુજવતી, આપી દ્વિજોને ધરા
જીતી બોલ ત્હને શું અર્પણ કરૂં, પાતાલ કે સ્વર્ગ આ ? ૨૧

**રાવણ**—હે ! **પરશુરામ** તે વળિ, ક્યારનો પાતાળ તથા સ્વર્ગનો જેતા અને દાતા થયો, તેમ **રાવણ** દાન લેનાર થયો. પછી ત્હેં શો ઉત્તર આપ્યો ?

**માયામય**—નિશાચર ચક્રવર્તિ ! આ. આ. નિવેદન કરૂં છું.

**શાર્દૂલ વિક્રીડિત.**

જો, કે, છે ગુરૂદેવ તે તમતણા **શ્રીચંદ્ર**-ચૂડામણિ
પૃથ્વી મંડળ એક વિશ વખતે જીત્યું તમે તો પણ
કંઠે એજ કુઠારને વહીં નવી સેવાંજલિ જોડતા
ભાળું **રાવણ**ના સમીપ તમને હે હે **ભૃગુનંદન** ! ૨૨

**રાવણ**—( હર્ષથી ) ત્હારા શિવાય બીજો આ'વું કોણ કહી શકે ! પછી પછી ? ( માયામય મૌન રહે છે. )

**રાવણ**—પારકાનું કહેલું કહેવું તેમાં શેનો અપરાધ ! નિશંક નિવેદન કર

**માયામય**—દેવ ! સ્વભાવથીજ વાચાળ બ્રાહ્મણ જાતિ હોય છે, પણ આપની આજ્ઞા છે, માટે જણાવું છું.

**માલિની**

પરશુ નહિ અપાયે યુદ્ધ માટે મગાતો
શિવ ધનુષ ચઢાવા છે ઘણી કામના તો.
અતિશય વદતા તે દૈત્યને આ કહેજ
તુજ ભુજ-તરૂ-શાખા, ના સહે મત્કુઠાર ! ૨૩

**રાવણ**—( સક્રોધ હાસ્યથી ) પ્રકૃતિથી વાચાળ બ્રાહ્મણ જાતિ છે એ ત્હેં બરોબરજ કહ્યું. દુર્બળ ક્ષત્રિયોને જીત્યાથી અભિમાની બનેલો, અધમ મુનિ ચપળતાના ફળનો અનુભવ કરશે

**માયામય**—અસ્ત પામેલા પરાક્રમવિનાના આ ત્રણે લોક છે, એમ માનતો નિરંતર તે બ્રહ્મવીર ગર્વ કર્યા કરે છે

**રાવણ**—ક્યાં આગળ તે બ્રહ્મવીર રહે છે ?

**માયામય**—( મનમાં ) ભલે ક્રોધીષ્ટ હમારા સ્વામી થાવ, પણ પ્રાણ જતા સુધી અનુચરો અનુચિત વાણી વદતા નથી ( પ્રકાશ )

સ્રગ્ધરા.

આપી સંપૂર્ણ પૃથ્વી મખ વિધિ ગુરૂને દાનમાં કાશ્યપાર્થે
તેજસ્વીએ શરોએ હારશયન સમે કાઢીયાં નીર જ્યાં, ને-
સોપારી એલચીથી શ્રીફળ કદળીને નાગવેલીથી દિવ્ય
સિંધુનાં મધ્યભાગો પર મુનિ વસતા રામ તે શંભુશિષ્ય　૨૪

**રાવણ**—ત્યારે તો મિથિલાપુરીમાંથી સિંહલ દેશની ઉત્તરે લંકા જતા માર્ગે માજ આવશે

**માયામય**—સ્વભાવથીજ રોષવાળો રેણુકાનો પુત્ર **પરશુરામ** આવતો હોય એમ જણાય છે.

**રાવણ**—વાહ્ વાહ ત્યારે તો ઘણુ જ સારૂ.

( **નેપથ્યમાં** )

**પૃથ્વીવૃત્ત.**

મુનિ, પ્રથમ શિષ્ય હુ શિવતણો, ભૃગુશ્રેષ્ઠ આ
કુઠાર-શિખ અગ્નિમા નૃપતિયો બધા હોમીયા
ધરી ગરવ આવુ હુ ગુરૂ-ધનુષનિંદા થયે
અરે તુ દશકંઠ ! ક્યાં ધર કરે મહાખાગને　૨૫

**રાવણ**—( સાંભળ્યા વિના ) તું ઉપહાસ તો નથી કરતો ને ?

**માયામય**—નહિ નહિ સત્ય કહું છુ

**રાવણ**—મદનની ચેળને ધારનારી મ્હારી પ્રચંડ ભુજદંડની નડળીને તે વિનોદ આપનાર છે. ( નેપથ્યમા ઉપરનો શ્લોક બોલે છે )

**માયામય**—સમાન હાથે દોરીને તરછોડતા સુદર દેખાતો, મૃદંગના **શબ્દ** જેવા ગંભીર નાદથી પોતાનુ આગમન જણાવતો, જમદગ્નિપુત્ર ખરે આ તરફજ આવ્યો !

( ત્યાર પછી હાથથી બાણને ચઢાવતા ધનુર્ધારી પરશુરામ તથા- માઠર પ્રવેશ છે )

**માઠર**—( મનમા )

**અનુષ્ટુપ્.**

ભૃગુપુત્ર મહાભાગ આ છે કે જેમના ગુરૂ
જે સાક્ષાત્ પરમ બ્રહ્મ તે મહાદેવ શંકર　૨૬

વળી, કોઈનાથી પણ પરાજય ન પામે તેવા અપાર પરાક્રમથી ભયંકર, અને સુંદર આકૃતિવાળા મહાત્માઓ હોય છે.

**વસંતતિલકા.**

છે વીર તાપસ પરાયણ બ્રહ્મમાં ને
અદ્ભુત છે ચરિત ભીષણ રમ્ય જેનું
છે ક્ષીર સાગરનું નીર અહીંદ્ર-વાળું
ને સૂર્યનું સ્વરૂપ જેમ નિદાઘવાળું ૨૭

( વિચારી ) તો ઠીક આમ થવા દ્યો, ( પ્રકાશ ) ભગવન્ ભાર્ગવ ! કેમ આમ ચ્યવનાદિ મુનિ પરંપરાને ન ગણતા અઘટિત શિષ્ટાચાર વિરૂદ્ધ વર્તન કરવા માડ્યું ?

[1]જામદગ્ન્ય—( સાંભળ્યા વિના કંઈક સંભારી ) અહો ! ! મ્હારા ઉપર ખાસ મહેશ્વર-વલ્લભા પાર્વતીની પૂર્ણ દયા છે

**વસંતતિલકા.**

ગોદાનમંગળ વિધિ પછી રેણુકાએ
તાને નિવારી પણ કેશ વધાર્યા જે
તે કેશને ભવ વિસારી ભવાનીએ રે
વેણી કર્યાં મમ જટા અદકી થવાને. ૨૮

માઠર—( ભગવન્ ભાર્ગવ ! ઇત્યાદિ બોલી જાય છે. )

જામદગ્ન્ય—મહાબ્રાહ્મણ ! તું શું કહે છે ? વીરવ્રતની ક્રિયામાં અજ્ઞાન છે, યોગ માર્ગ જાણનારને પ્રાણરૂપ પ્રીતિને અર્પણ કરનાર યુદ્ધરૂપ પરબ્રહ્માનંદ ક્યાંથીજ હોય ! જો સાંભળ,

**શાર્દૂલ વિક્રીડિત**

ઇર્ષ્યાથી નિરખે ઉમા [2]ગુહ વિષે શિક્ષા ધનુની શિખે-
ઢીલા કેશ સુધારી ચુંબતી મ્હને તે વત્સલા મસ્તકે
એ રામે પણ શું સહ્યું શિવ ધનું ધિક્કાર્યું રાવણે
તે શંભુ વસતા ગણો સહ છતા આ'વું સૂણી લાજશે ૨૯

માઠર—શિષ્ય સંબંધી સ્નેહજ મ્હને બોલાવે છે, બાકી આપ ગુરૂ કહો છો તે પ્રમાણેજ છે

જામદગ્ન્ય—( "મુનિ પ્રથમ શિષ્ય હું ' એ શ્લોક બોલે છે. )

૧ પરશુરામ ૨ કાર્તિકસ્વામિ.

**રાવણ**—સાબાશ ! સાબાશ ! તું ખરેખરો **શંકર**નો શિષ્યજ છે

**વસંતતિલકા.**

રે **રામ** ! વીર જનની જગ રેણુકા જ
જેણે ત્રિલોકમણિ તું પ્રસવ્યો તનુજ
કે, યુદ્ધમા સુરપતિ—ગજ—કુંભ ભેદે
એ તીવ્રધાર ન ગણ્યો મુજ ખડ્ગ જેણે ૩૦

**જામદગ્ન્ય**—અરે **પુલસ્ત્ય** પુત્ર ! એકદમ હમને વીરવ્રત આપનાર તથા યમરાજના ક્રોધ ને હાસ્યને નિષ્ફળ કરનાર, વળિ જેથી **શંકર**ને પ્રસન્ન કરવા ત્હે પોતાની કંઠની મડળીને ભેદી નાખી હતી તે આ ત્હારૂ **ચંદ્રહાસ** ખડ્ગ કે, ?

**રાવણ**—અહો **જમદગ્નિ** પુત્ર ! તે એજ હમારૂ સહજ ભયકર ખડ્ગ છે કે જેનાથી સ્વર્ગ મૃત્યુ અને પાતાલ એ ત્રણે લોક મ્હારા ચરણને શરણ થયા છે.

**જામદગ્ન્ય**—**લંકેશ્વર** ! હા, ત્હારો ચદ્રહાસ એવો જ છે,

**અનુષ્ટુપ્.**

કંઠ—ખડન શકાથી મુખો ખડગ નિહાળતા
પોતાના, નહિ શત્રુના કંપ અત્યત પામતા ૩૧

**રાવણ**—**ભાર્ગવ** ! **ભાર્ગવ** ! હમે શુ તેમ કરવા સમર્થ નથી. થઈ ગયેલી વસ્તુઓમા સાક્ષીઓના વિશ્વાસને આધીન વ્યવહારો ચાલે છે. તો—

**શાર્દૂલ વિક્રીડિત**

જેવે ખાધ સુધી સ્વકંઠ વનને એ *ચદ્રહાસાસિએ
માડયુ મ્હેં ઝટ છેદવા ટસઇતિ તૂટે શિરાઓ બધે
તેવે ગદ્ ગદ્ ખિન્ન અશ્રુ ગળતું ભમભ્રુ વા જો થયુ
આ સર્વે મુખમાહિ એક મુખતો છે સાક્ષી પોતે પ્રભુ ૩૨

**જામદગ્ન્ય**—આત્મઘાત એજ સર્વપાપોમા મુખ્ય છે, આથી પણ જોતું મહત્વ માને છે તો વેદોમા ત્હારૂ અદ્ભુત ડહાપણ, પણ હમે તો એમ ભણ્યા હતા કે,

---

* ચદ્રહાસ એવા નામની મોટી બે ધારવાળી તલવાર

**અનુષ્ટુપ્.**

આત્મઘાતી જનો મુવા પછીથી ત્યાંજ જાય છે.
જ્યા લોક સૂર્ય રહિત ને ગાઢુ અધકાર છે ૩૩

**રાવણ**—અરે ક્ષત્રાણી પુત્ર ! બ્રાહ્મણની પેઠે તત્વવિચાર કરતા તું વેદત્રયીને ડુબાડે છે, તો ત્હને આ રાજા રાવણ યોગ્ય શિક્ષા કરશે !

**જામદગ્ન્ય**—અહો વર્ણાશ્રમોમા રાજાનુ શુ પાડિત્ય ! ! પણ હુ ત્હને શીખવું છુ કે,

**સાખી દુહો.**

જાતી સઘળા લોકની માતા થકી પમાય
વેદ–દર્શી મુનિવર તણો ધર્મ જનકથી થાય ૩૪

**રાવણ**—ભલે તેમ પણ હો !

**જામદગ્ન્ય**—તો શુ વાડવાગ્નિના તેજ આગળ કાષ્ઠાગ્નિનુ તેજ નાશ નથી પામતું ? માટે.

**શાર્દૂલ વિક્રીડિત**

જેની કાય પવિત્ર છે કર વડે પોતે ગ્રહી શંકરે
શસ્ત્રોમા વરજે ગજાસુર વધૂ–વૈધવ્યદાતા ખરે
જે ધારા મય અગ્નિ ઝાળ ઝરતા તે ભીમ કુઠારમા
આલિધી સહસા વિખડિત થતા તે ચંદ્રહાસાદિક ૩૫

**રાવણ**—( હસીને ) અહો હો ! ! ચંદ્રહાસને રડાવનાર તારો કુઠાર છે કેમ ? એક ભાગ તૂટેલો છે માટે ભગવાન શકરે અમગળધારી ત્હને આપેલો, ત્યારે તો તપ કરતા સમિધાઓ છેદવામા ઠીક ઉપકાર કરતો હશે.

**જામદગ્ન્ય**—ઓ હો રાવણ ! ! ભગવાન ભવાની વલ્લભે આપેલો કૃપા સ્મારક આ કુઠાર, તપ કરતા સમિધ શાખાઓને છેદવાને અને ક્રોધ કરતા ભયકર ગર્વિષ્ટ દુષ્ટોને નષ્ટ કરવાને મહા... . ન્ ઉપકાર કરે છે,

**રાવણ**—જમદગ્નિ પુત્ર ! આ'વાજ પ્રકારનો કુઠાર શંકરના કરમા હતો, માટેજ આધારના હેતુવાળુ આધેય આધારના ગુણથી આરોપિત થાય. જેમ મોતીની છીપોલીમાં ગયેલુ પાણી તે મોતીરૂપજ બની જાય છે.

**જામદગ્ન્ય**—રાક્ષસ શિરોમણિ ! નહિ નહિ, સઘળે એમ નથી હોતું, કેમ? જળના પ્રતિબિંબમા આવેલો સૂર્ય પણ ઘણા પ્રયાસે જોઇ શકાય છે તેમ પરશુરામના હાથમાં રહેલો પરશુ પણ દુઃખેજ નિવારણ કરી શકાય તેવો છે.

**રાવણ**—હા ! હમે પણ એમજ કહીયે છીયે કે, તે, નિવારણ કરી શકા તેમ છેજ નહિ. કેમકે જે રેણુકાના પણ શિરચ્છેદમા સ્વચ્છદ છે, વળિ અરે હે બ્રાહ્મણાધમ !

**વસતતિલકા.**

હેવી તણુ રમણ દર્પણ જે કુઠાર
ને જે (ગજાસુર–શિરોપર) તીવ્રધાર
તે રેણુકા રૂધિર કાદવથી કલકી
કો'નુ ન ચિત્ત કરૂણાર્થી રૂધાય દેખી ૩'

( વીચારી ) રે હો મહેશ્વર શિષ્ય ! ! આ કઇ નવોજ ક્ષત્રિય ધર્મ કે પોતાની જનની ઉપર શૌર્યને પ્રગટ કરે તો પણ, લોકો તેને માન્ય આં છે માટે અહો ! ! આ, લોક–તત્ર સ્વતત્ર છે, અથવા દુર્જનોને પણ મહ પુરૂષની સેવા સર્વ ફળને અર્પણ કરનારી થાય છે. જેથી—

**વસંતતિલકા.**

હે જામદગ્ન્ય ! જનની વધ પાપવાન
ના, બ્રહ્મવર્ચ્ચસ મુનિ મહિ તું મનાત
ત્હારા ગુરૂ અમર–વદિત–પૂજ્ય–પાદ
જો, ચંદ્રમૌલિ ભગવાન થયા ન હોત ૩૧

તોપણ ત્હને કહીયે છીયે કે,

**મદાક્રાંતા.**

શંભુ વિદ્યાગુરૂ ધનુષના જીતીયો ને કુમાર
શસ્ત્રે કાઢ્યો દુર ઉદધિને ભૂમિનુ આપ્યુ દાન
રૂડુ એતો પણ જનનીનો છેદતા કઠ ખાસ
સ્પર્દ્ધા પામે તુજ પરશુથી લાજતો ચંદ્રહાસ ૩

**જામદગ્ન્ય**—અરે કેમ ન લજવાય ! સ્વભાવથી સ્વતંત્ર પરશુરામને ? નથી જાણતો !

સ્ત્રગ્ધરા.

ન્હાતી જે નર્મદામા વિવિધ યુવતિઓના કરોએ સીંચેલ
વારિ ક્રીડા કરંતા અરજુન મહિપે જે કર્યુ તે ન યાદ ?
તેના સર્વે ભુજોને રણપર હણતો રામ વેગી કુઠારે
તે રે પૌલસ્ત્ય ! ત્હારા શ્રવણ પથ થઇ વાત ના શુ હજુરે ! ૩૯

**પ્રતિહારી**—( મનમા ) આ વળિ રાક્ષસોનો પણ રાક્ષસ છે.

**રાવણ**—( હસીને ) અહો મનુષ્યથી રાવણનો પરાભવ, એ ઠીક કહ્યુ ! ! ( પ્રતીહારીને ) જમદગ્નિપુત્ર શત્રુ છે તેથી યુદ્ધ કરવા યોગ્ય છે, નહિ કેવળ દોષારોપણ કરી દબાવી શકાય, ( નિશ્ચય કરી ) પરતુ શસ્ત્રથી સાધ્ય થાય તેવા શત્રુઓ, સામ દામ વિગેરેથી સાધ્ય થતા નથી ( હાથ ઉચો કરી ) ભાર્ગવ ! ભાર્ગવ ! ઇચ્છામા આવે તેમ ના બોલ, આયુધ વિનાના પુરૂષો ઉપર રાવણ શસ્ત્રપ્રહાર કરતો નથી માટે જો, ત્હારા વીરત્વના ચરિત્રો શાત ન પામ્યા હોય, તો તો—

વસંતતિલકા

ગૌરીશનો પરશુ બાપણ મૂળથીએ
ને વિષ્ણુનુ ધનુષ ઉન્નત છે વળી જે
એમાથી એક ધર ભાર્ગવ ! શસ્ત્ર ખાસ
જેથી હુ ધારણ કરે કરૂ ચદ્રહાસ ૪૦

**જામદગ્ન્ય**—ત્યારે; આ રામ પણ તેમજ કહે છે, વાડવાગ્નિનુ તેજ પણ સમુદ્ર જળનુ પાન કરવાની પ્રાર્થના કરે છે. કેમકે—

શાર્દૂલ વિક્રીડિત

કૈલાસાદ્રિ પ્રદેશથી સુરગણો દેવેદ્ર જોતા હતા
મધ્યસ્થે સુત શિષ્યના રણવિષે ને ચદ્રમૌલિ થતા
ત્યા સેના-ગણનાથસાથ વળિ જે મ્હે જીતીયો સ્કંદને
તો હે રાવણ ! તુ સમા મુજ વિષે સકોચવાળા બને ૪૧

**રાવણ**—( હસીને ) ગુરૂને આપવા યોગ્ય આ દક્ષિણા ગુરૂપુત્રને આપી; ઠી ક ત્યારે તો, ગુરૂભાવેજ ગુરૂપુત્ર સાથે વર્ત્તન કરવુ એ વચનને બરાબરજ પાળ્યુ.

* કાર્ત્તિક સ્વામીને.

**જામદગ્ન્ય**—સર્વ કઇ ત્હારા જેવા વેદોના અર્થમા પ્રવીણ નથી હોતા; તેથીજ ત્હેં ગુરૂના જેવા ગુરૂપુત્રને માન્યા છે, હમે શાસ્ત્રજ્ઞાન વિનાના આ કહીયે છીએ કે,

**વસંતતિલકા.**

તું પૂજ્ય છે **નલ**કુબેર પિતા સમોરે,
**રભા** કુબેર સમ પુત્રવધૂજ ત્હારે
જ્યા નીચ કામ કર્યું ત્હેં ન વદી શકાતું
સભારતા દૂષિત હુ પણ રૂદ જાપુ ૪૨

**રાવણ**—મનને પીડા આપવામાજ પરાક્રમ કરનારા પુરૂષો ગમે તેવા મિથ્યા આરોપો મૂકે છે, પણ

**વસતતિલકા.**

હે ગર્ભવર્મમય નંદિ વિનોદ ધારે
જ્યા ચદ્ર છ પ્રગટ તે રણમા કુમારે
છોડયો ત્હને શિવ તણો અતિ પ્રેમ જાણી
શુ ! તેથી તુ વિજયી ષણ્મુખ હારનાર ૪૩

**જામદગ્ન્ય**—જળને શુ અભેદ્ય છે ? દુર્જનોની વાણીમા શુ નિર્દોષ છે ! તેથીજ પરશુરામના વચનોને પણ વિચાર થાય છે જો જો સાભળ,

**વસતતિલકા**

રે, તાત શભુ ગિરિજા જનની યયે શુ !
ભાગી જતા સમરમા ગુહ—મોરલાનુ
બાણોર્થી ચદ્રકનુ અગ્ર તૂટી ગયેલ
અદ્યાપિ પિચ્છગણ સાખ પુરે હમેશ ૪૪

**રાવણ**—પ્રત્યક્ષ ન જણાતા કોઇક મતિમાન સજ્જનના અનુમાનમા બહુ માન ક્યાથી ! તેથા તેજ ત્હને કહીયે છીયે કે,–( "ગૌરીશનો પ-રશુ" એ શ્લોક બોલે છે. )

**જામદગ્ન્ય**—હે દૈત્યવર ! તુ અપકાર કરનાર છુ, પણ ત્હેં મ્હને સભારી આપ્યુ એ ઘણો જ ઉપકાર કર્યો. અને તેથી

### શાર્દૂલ વિક્રીડિત.

જે હાથે મુજને તિરસ્કૃત કરી ધિઃક્કારીયું ચાપને
જોતી દ્વેષથીં દેવીઓ કર કયો ત્હારો બલી તે કહે?
છેદી કંકણ યુક્ત રમ્ય કરને હું આ કુઠારે ખરે;
દેવીનાં મુખચંદ્રમાં લય કરૂ કોપે થતા તેજને ૪૫

અથવા એકના અપરાધમા તેની સાથે વર્તનારા સર્વે પણ અપરાધી છે. માટે જ,

### શાર્દૂલ વિક્રીડિત.

જે કૈલાસ ઉપાડનાર રમતે, જે ચંદ્રહાસાસિને
ઝાલે છે ઝટ યુદ્ધમા ભયવડે રંભાવધૂને ગ્રહે
મત્ક્રોધેજ કુઠાર મારથીં હણ્યે ત્હારા ઉડતા ભુજો
વ્યોમે, નાળથી શેષ પદ્મ નલિની–ને પૂર્ણ શોભાવજો ૪૬

**રાવણ**—ત્યારે તો, ત્હારો આશ્રય કરવાથીજ [1]પ્રમથનાથ સનાથ થયા છે કેમ? તેમ ભવાની તો ત્હને માન દૂર કરી મસ્તક નમાવતી હશે વારૂ! ( વિચારી )

### વસંતતિલકા.

બાંધ્યો સુરેશ વળિ પુષ્પક ને હર્યું છે
તે આજ આ મુજ મુખો અટ્ટ હસે છે
સૂત્રાક્ષ વલ્કલ જટા શર ચાપ ધારી
કે'થાય તાપસ ભૃગુ બટુ આમ વૈરી. ૪૭

**જામદગ્ન્ય**—બળિરાજાની સ્ત્રીયોથી બળની પરીક્ષા કરાયેલા એવા ત્હનેજ મ્હારા જેવા ઉપર 'બટુ' એમ કહી તિરસ્કાર કરવો શોભે છે, ( નિંદા પૂર્વક )

### માલિની.

પણ દશમુખ રે,! પાતાળમા તું ગયો ને
લય-લલિત મુખોનુ વાદ્ય માડી ત્હને રે
વિકસિત નયનોએ તે બલિની સ્ત્રીયોએ
સ્વભુજ પર નચાવ્યો રંગમા સાભરે તે? ૪૮

**રાવણ**—બધુયે છે પણ પરશુરામની પેઠે રાવણ દયા કરવા યોગ્ય અને પાલનીય સ્ત્રીજનમા અપુરૂષાર્થી નથી.

---

[1] શંકર

**જામદગ્ન્ય**—ત્યારે આ **પરશુરામ** રાવણની પેઠે વાનર પશુમા અપુરૂષાર્થી નથી, વળિ કંઇક ત્હને પૂછુછુ કે, ?

**શાર્દૂલ વિક્રીડિત.**

ઘાલી કાખ વિષે ત્હનેજ કપિએ દેવેંદ્રના નદને
સધ્યા વદનનો વિધિ ઉદધિના કાંઠે કર્યો જે સમે
માનુ હું ભુજયત્ર ચાલન વિના તો મદ શ્વાસો થતા
પૂરાં વ્યાકુળ આનનો તુજ થયા દુ ખી બન્યો તે સમા. ૪૯

**રાવણ**—( ક્રોધથી અને હાસ્યથી ) જડ બુદ્ધિવાળાજ જેમ સાભળે તેમ ગ્રહણ કરે છે. પણ, સારા-સારનો વિચાર કરતા નથી, માટે જો જો,

**ગીતિ.**

અર્ધ-સ્ત્રી અર્ધનર, અતરમા એમ ધારણા ધારી
શકરના પણ ધનુમા, તિરસ્કાર જે તણો થયો ન જરી. ૫૦

**અનુષ્ટુપ્.**

ભૂમિ, પાતાલ, ત્રૈલોકે, વીર તે દશકંઠ આ
રામ ! તેને શુ આસ્થા છે ! બટુમા કપિમા તથા. ૫૧

**જામદગ્ન્ય**—ભલે ! ગમે તેમ **પરશુરામ** હો, પણ તેવા પ્રકારના ઉત્તમ નર-રત્નો રાક્ષસીથી ઉત્પન્ન થયેલા જોવામા નથી આવતા, જો સાભળ.

**વસતતિલકા**

આપે અલૌકિક ચરિત્ર ઘણી પ્રતિષ્ઠા
ના ગોત્ર કારણ મનાય સમર્થતામા
વાતાપિ-શત્રુ મુનિ કુંભ થકી પ્રસૂત
જેણે કર્યું ઝટ અપાર સમુદ્ર પાન ૫૨

**રાવણ**—અરે દુષ્ટ બટો ! તપોધમ ! શંકર સમાન ગુરૂને પણ છેતરનાર ! તલવારની ધારથી રેણુકા માતાનો નાશ કરનાર ! રાજાઓના રૂધિર જળની અજલિથી પિતૃઓને તૃપ્ત કરનાર ! રાજાઓની સ્ત્રીયોને ગર્ભપાત કરાવનાર મહા પાપી ! હવે આ રાવણના બહુ બાહુઓના પરાક્રમો જોવાશે, પછી

**અનુષ્ટુપ્.**

રેણુકા શત્રુ ! ત્હારા આ મૃણાલસમ કંઠને
છેદીને આ ચંદ્રહાસ, કરશે પાપ-શુદ્ધિને ૫૩

અને વળિ,

સ્રગ્ધરા

ક્યાં ! મ્હારૂં ખડ્ગ, ઐરાવત શિરપર સો ઘા લિપી જીતપત્ર,
પામી પામેલ કીર્ત્તિ વળિ ચપલજ ક્યાં ! શસ્ત્રધારી તું વિપ્ર !
ડાબા મ્હારા ભુજોથી જુદીં ટચલીં અહિં આગળીથી થયેલી
વેદોના ઘોષવાળું શિર નખનીં શિખા ત્હારૂં છેદો ગળાથી ૫૪

**જામદગ્ન્ય**—અરેરે ! ! વારવાર આત્મ બળને વખાણનાર ! દુષ્ટાચાર ! નીચ પિશાચ ! બ્રહ્માના કુલને કલંક કરનાર ! લંકાજાર ! પાપરસિક ! કુએરશત્રો ! પુત્રવધૂ-રંભાના આલિંઘનની ઇચ્છા રાખનાર ! આ પરશુરામ પણ રાવણના બહુ બાહુઓના બળને જોશે

**રાવણ**—( હસીને ) પોતાના બળને અનુસરી ભાર્ગવ રાવણને પણ સામાન્ય ગણે છે ( નેપથ્ય પ્રતિ ) અરે પુષ્પક ! આમ આમ ( પુષ્પક વિમાનમાં પ્રવેશ કરીને ) આ હું, આ હું.

**રાવણ**—હવે હું બેઠું છું, ઠી.. ક ( અરધું ગટી પાછો ઉતરીને ) અ હ હ હ ! ! જરા વીર વ્રતની મર્યાદાને ચક્યો.

**જામદગ્ન્ય**—

વસંતતિલકા

હું રામ પાયગતિ રાવણ ! છું તથાપિ
ના માળ પુષ્પક તણો તજવીરતાથી
નીચા જતા વળિ ઉચા ચ'તા શરોએ
જામેલ યુદ્ધ નિરખો ખરૂં, અપ્સરાઓ ૫૫

**રાવણ**—ત્હારો અભ્યાસ વિનાનો આ યુદ્ધારંભ છે એમ જાણી મ્હને દયા આવે છે

**જામદગ્ન્ય**—( ઉપહાસ્યથી ) શંકર જેવાયે પણ જેના ઉપર કૃપા નથી કરી તેના ઉપર તું દયા કરે છે અહાહા ! ! શું ત્હારી દયાળુ બુદ્ધિ તોપણ, હું ત્હને કહું છું કે—

અનુષ્ટુપ્.

ત્હારા જેવા તણા બાણો, જેવો અભ્યાસ ત્યાં જતા
શિવના શિષ્યના તો તે સઘળે ઃબળ પામતા ૫૬

**રાવણ**—તો, જો, હમણાજ ભગવાન ત્રિનેત્ર ત્હારા ત્રાતા થશે. ( બન્ને જણા ધનુષ ચઢાવે છે. )

[ ત્યારપછી સશિષ્ય રૂચિક પુલસ્ત્ય અને ભૃગિરિટિ પ્રવેશે છે. ]

**શિષ્ય**—( આગળ દેખાડતો આશ્ચર્યથી ) અહહહહ આમ આ શું ?', સંપૂર્ણ એકઠી થયેલી જ્વાળાના સમુદાયથી તીક્ષ્ણ કિરણોવાળા, એકદમ પ્રાપ્ત થયેલા દાહથી ઉગરવાને લીધે પ્રકાશમાન સુવર્ણમય ધ્વજાદંડની મંડળીઓવાળા, પુષ્કળ સ્વચ્છંદ રીતે પડતી મોટી જ્વાળાની પંક્તિઓના સ્પર્શ–વડે પ્રગટ થયેલા અગ્નિના સમૂહથી બળી ગયેલી ધ્વજાઓવાળા, ઘણા જ દુ:ખમા સપડાયા છે તોપણ ખીલેલા કમળોના સમાન કનકમય કમળ વન વડે સુશોભિત જણાતા વિમાનો ઝટ ઝટ આમ તેમ દોડતા જણાય છે.

**રૂચિક**—વત્સ દાક્ષાયણ !

ઝૂલણાં છંદ

દોડતા વિવિધ વૈમાનના આગણે
મણિ–વલભિ રત્નના ગોખમાથી
કંઠ પર્યંત શુભ ભાસતા વદનથી
દેવીઓ ભાળતી આશ રાખી
ગગન દેખાય આ વીજળી જડિત શું !
તેથી માનું હું રે શું ! બીજુ આ
એજ વત્સા વડે વહનિ વરસાવતા
શસ્ત્રમય દેવતાઓ ભજાતા—　દોડતા૦ ૫૭

**પુલસ્ત્ય**—( સારી રીતે નિહાળી ) સખે ! ત્હારો તર્ક ખરો છે !

શાર્દૂલવિક્રીડિત

એકી પાસ ગણાય એક, દશ તો બીજી દિશામા થતા
ટંકારે જગ ઢાંકતા મળિ બધા એકાદશે ચાપ આ
ઝીણા નૂતન દર્ભ અંકુર સમા દેવાંગના–ઓ તણા
કેશોને પ્રિય લગતા ભુજવડે સંગ્રામને ધારતા
તે આ રામ અને દશાનન બીજો બન્ને જણાઓ મળ્યા.　૫૮

**શિષ્ય**—( આશ્ચર્યથી ચોતરફ જોઇ ) અરે જુઓ જુઓ !! આમ વળી આ સિંદૂરથી સુંદર દેખાતા કુંભસ્થળોના પૂર્વ ભાગવડે શોભતાં, પ્રચંડ મુંડના મંડળોથી મંડિત શુંડા દંડના આડંબરવડે ભયંકર જ-

ણાતાં, નીકળતી મદધારાઓનાં પ્રવાહથી નિરંતર ચીકણી રેણુઓવડે રમણીય માર્ગવાળા, ગળાની અંદરનાં ભાગોમાં એકઠા થયેલાં, અને મેઘના સમૂહોને જીતે તેવાં વિસ્તારવાળાં, હાથીઓના ટોળેટોળાં ઉતરતાં જણાય છે.

**ભૃંગિરિટિ**—ભદ્ર દાક્ષાયણ ! આ ગજાસ્ત્રનો પ્રયોગ રાવણે કરેલો છે. જેથી,

**સ્રગ્ધરા.**

ગર્વે, તુચ્છે, ઉછાળે ગુળુ ગુળિત ગળાં ડિંડિમે દીપતી જે
વર્મે સ્થાપેલ કર્મક્રમથી શુભ દિસે મ્હાવતે શોભતીએ
વાંકા તીવ્રાંકુશોએ શિર વળિ કરતી પંક્તિઓ હસ્તીઓની
છાટની વારિ ચારે તરફ ફરકતા કેતુ સાથે પડે શી. ૫૯

**શિષ્ય**—વળિ આણી તરફ પણ, ઉંચા પૂછડાના અગ્રોવડે ગગન અંગનાના ઉત્સંગને આલિંઘન કરતા મોટા નાકના ઘુર ઘુર ઘોષથી ઘર ઘર ગર્જના કરતા, ગળાની ગુફામા સ્ફાર ધ્વનિથી ફુલેલા કંઠોવાળાં વીજળીઓના સમૂહની પેઠ પીળા નેત્રોની છટાના કટાક્ષોથી ન જોઈ શકાય તેવા સિંહના સમુદાયો સહસા ઉતરે છે.

**પુલસ્ત્ય**—આ પણ, ગજાસ્ત્રનાં સામુ સિંહાસ્ત્ર પરશુરામે છોડેલુ છે. જેથી,

**સ્રગ્ધરા.**

ગુંજાશા નેત્ર રાતા વળિ વિકટસટા કંપતી સ્કંધ ભાગે
પીળા અંગે જણાતા અતિ ભયકર તીણા નખોએ અપાગે
કંઠાની પદ્ધતિએ ઘુર ઘુર ઘુર આ ઘોર ઘોષો કરતા
સિંહોએ વ્યાપ્ત કીધુ ગગન તલ બધુ વેગથી સ્હેજમા આ ૬૦

(સર્વ જણ એકદમ) આવો, આવો, આપણે સઘળા તેમની વચમા પડીએ.

(શિષ્યના શિવાય સઘળા, હાથ ઉચા કરી)

**દ્રુત વિલંબિત.**

વિરમ **ભાર્ગવ** ! તુ તજ યુદ્ધને
દશ ધનુષ દશાનન છોડને
સહીં શકે ન પરસ્પર નાશતે
તમ તણા પરમેશ ઉમેશ જે ૬૧

**રાવણ**—[ખેદપૂર્વક] આ તો બળતા દાવાનળ ઉપર ગૌરવ શાલી જળધારા પડે છે, [વિચારી]

**વસંતતિલકા.**

છે વીર ભાર્ગવ મુનિ, વળિ રાક્ષસેશ,
બન્ને પ્રરોહ યશના અતિ પ્રાલતાજ
ઇચ્છે ન કેમ કરીં મ્હેં શિવ અષ્ટમૂર્ત્તિ—
ની, ત્રૈણુ લોક મહિ એકજ દિવ્ય ભક્તિ ૬૨

**જામદગ્ન્ય**—તિરસ્કારથી

**શાર્દુલ વિક્રીડિત**

ધિક્કાર્યું ગુરૂ ચાપ પ્રેરિત કરે તે વીરતામા મ્હને
પોતે ભૃગિરિટિ વળી શિવતણી વાણીથી આજ્ઞા કરે
હા ! હા ! હુ કરૂંશુ ! બીજુ ધરણીમા કે, માગ માગી જઉ
કે કાલાગ્નિ તણો અતિથિ પરશુ કોદંડ સાથે થઉ. ૬૩

( અન્ય સર્વ જણા " વિરમ ભાર્ગવ ! " એ બોલી જાય છે )

**રાવણ**—ભાર્ગવ ! ભાર્ગવ ! દેવની આજ્ઞાથી તમે મિત્ર છો માટે જવાની આજ્ઞા માગું છુ.

**જામદગ્ન્ય**—તમે મિત્ર છો એમ કહ્યુ, માટે હું પણ જવાની રજા આપુછુ.

( બીજા સઘળા ) બહુ રાજી થયા, બહુ રાજી થયા,

( નેપથ્યે )

ભગવન્ ભાર્ગવ ! ભગવદ્ભક્તિ પરાયણ પૂજ્ય મૈત્રેયી, લૌકિકને અનુસરતા પૂજ્ય કાત્યાયની, તેઓની સાથે નિષ્પાપી યાજ્ઞવલ્ક્ય મુનિ તમને આ પ્રમાણે કહે છે કે,

**માલિની.**

અતિથિ તું છું બીજુ શુ ! છે ગુરૂ રૂઢ ત્હારે
અહિ સગૃહિણી સાગ્નિ ને હમે તો વસ્યારે
ભૃગુકુલમણિ મ્હારા આવ્ય તું તે ગૃહોમા
પ્રિય બટુકસભાને હો વિહારો રજાનાં ૬૪

**જામદગ્ન્ય**—જેવી સૂર્યશિષ્યની આજ્ઞા. ( સર્વે જણા જાય છે )

**परशुराम रावणीयः समाप्तो द्वितीयोंकः**

# तृतीयोंकः

[ ત્યારપછી ગીધપક્ષીનું જોડુ પ્રવેશ કરે છે. ]

**પક્ષી**—પ્રિયે સુવેગે! લક્ષ્મીપતિનુ લાંછન, સર્પોના સહજ શત્રુ, અમૃત ગ્રહણુ કરતી વખતે પ્રસિદ્ધ પરાક્રમ કરનાર, હમારા કુલનાં પ્રથમ પુરૂષ પક્ષીરાજ ભગવાન ગરૂડજીનાં સર્વ કુળમાં શ્રેષ્ઠ એવા ભવિષ્ય પુત્રવાળી તું ગર્ભવતી છે. તો, ત્હારે દાનવોના માસાસ્વાદથી અને રૂધિરના સ્વાદથી *દોહદ પૂર્ણું કરવાનો આ સમય આવ્યો છે.

**સુવેગા**—અયિ ચિત્રશિખડ! ત્રૈલોકયમા એકજ પરાક્રમી રાક્ષસની રક્ષા કરનાર, રાવણુ કુશળ છતા આ આશા પૂર્ણું થવી દુર્લભ છે.

**ચિત્રશિખંડ**—તું કહે છે તેમ જ છે. એ તો ખરેખર રાવણુ જ છે. જો સાભળ,—

**શાર્દૂલવિક્રીડિત**

છે જેના પ્રપિતામહ કમલભૂ, ને કોણુ મોટો મદ
નારી ધારીં નમે ન જે સુવરદા દેવી ઉમાને પણુ
જેના શૌર્ય પ્રકાશને સઘળુ આ ત્રૈલોક્ય ભાળે મળી
છોડી રાવણુ અન્યના ચરિતને ગાતા લજ્જૈએ વળી ૧

પણુ, જો કે,

**અનુષ્ટુપ્**

મોતીનો જન્મ વેલીમા હતો જે કાળ તે ગયો.
શુક્તિઓ જન્મનો હેતુ હાલમા તે તણો થયો ૨

તેથી જ, તાડિકાનુ તાડન સાભળ્યુ છે, તો પણુ રાક્ષસ શિરોમણિ રાવણુ હજુ સુધી પોતાના ભુજદડોની પ્રચડતાને ઘટતું પરાક્રમ નથી કરતો.

**સુવેગા**—રે હો ગરૂડવશ ભૂષણુ! સુંદાસુરની સુદરી તાડિકાના વધની કથા કેવી થઇ તે કહો?

**ચિત્રશિ૦**—પ્રિયે! સાભળ એક દિવસે તે ભગવાન વિશ્વના મિત્ર વિશ્વામિત્ર યજ્ઞના રક્ષણુ માટે અયોધ્યાથી દશરથ નદન રામચદ્રને

---

* સગર્ભાને થતા અભાવાને દોહદ કહેવાય છે

લક્ષ્મણ સાથે સિદ્ધાશ્રમમા લાવ્યા, અને યાજ્ઞિક કર્મનો પ્રારભ કર્યો. જેવે સામવેદીઓ યથોચિત સામગાન કરતા હતા, હોતાઓ મંત્રોથી પવિત્ર આહુતિઓ હોમતા હતા, અધ્વર્યુ યજ્ઞવિધિનાં દર્શનનુ કર્મ વિચક્ષણ રીતે કરતો હતો, યજમાન દિવ્યવાણીને અનુસરતો હતો, અને બ્રહ્મા સર્વ કર્મ રૂડી રીતે અવલોકન કરતા હતા તેવામા, નહિ વાડવાગ્નિનુ, નહિ વજ્રનુ, નહિ વીજળીનુ, નહિ ચદ્રનુ, નહિ સૂર્યનુ, નહિ અગ્નિનું, એવુ તેજ અચાનક વેગપૂર્વક પ્રગટ થયુ.

**સુવેગા**—આશ્ચર્ય આશ્ચર્ય ! ! પછી પછી ?

**ચિત્રશિ૦**—અને ત્યારપછી દેશદેશાંતરથી પુત્ર પરિવાર સાથે પધારેલા ભયથી ભાગી જતા મુનિઓ આ શુ હશે ? આ શુ હશે ! એમ કહેતાંની સાથે જ મનુષ્યો મોટેથી બૂમે બૂમ પાડવા લાગ્યા કે,

**મનોહર છંદ.**

રૂધિરથી જાડા ઓઠ ભાગ લેપાઇ ગયેલ  
વ્યગ્રતાળુ દીસે મોટા કોળીયાને ચાવતી  
પ્હોળા કઠતણા સગે થતા ઘોર ફુતકાર  
શબ્દોવડે પોતે બધા વિશ્વને કપાવતી  
બન્ને હાથોમાહે શબ યુગલ ગૃહણ કરી  
તાડિકા તડાક જોર દઇને પછાડતી  
દબાયેલ દાઢોતણા ધમવાથી રણ રણ  
નાદે ભય આપતી તે દોડતી આ આવતી ૩

**સુવેગા**—ભયકર રાક્ષસોની વ્રથા આશા પણ ભયકર હોય છે. પછી પછી ?

**ચિત્રશિ૦**—ત્યારપછી ભગવાન કુશિકનદને તેનો નાશ કરવા રામને જ આજ્ઞા કરી.

**સુવેગા**—ભગવાન કૌશિકે ઘણુ જ દુષ્કર કાર્ય કર્યુ હો; પછી પછી ?

**ચિત્રશિ૦**—ત્યારપછી સ્ત્રી વધની શકાથી સકોચ પામતા રામભદ્ર સવિનય આમ બોલ્યા કે,-

**વસતતિલકા**

સ્ત્રી રાક્ષસી ક્યમ પડે અહિ આમ બાણો  
આ દાસના, કુશિકનન્દન ! હર્ષ માનો  
આજ્ઞા કરો જ તમ કોઇ તપસ્વિમાં ને  
કે, કાક મત્ર વરણોથી હણેજ આ'ને ૪

**સુવેગા**—અહોહો રાઘવનુ શુ ડહાપણુ ! ! પછી પછી ?

**ચિત્રશિ૦**—પછી એક જન્મમા ક્ષાત્ર ધર્મ તથા બ્રાહ્મણ ધર્મને અનુભવતા, ભગવાન વિશ્વામિત્ર ત્રણ ધ્વજાના આકારવાળા હાથવડે દાઢીને નમાવી રામચદ્ર પ્રત્યે બોલ્યા.

અનુષ્ટુપ્.

કાલરાત્રી સમી આ છે સ્રીની શકા કરાય કાં,
તારવા આ ત્રિલોકીને વત્સ તું હણ્ય તાડિકા ૫

**સુવેગા**—(ભયથી) પછી પછી ?

**ચિત્રશિ૦**—ત્યારપછી મુનિની વાણી વિરામ પામતાંની સાથે જ, ભુજંગ-કાયા સમાન ભયકર બાણધારા સરવા લાગી અને લક્ષ્મણે કહ્યું કે,

વસતતિલકા.

રે અતરો નીકળીયા ભુજયુગ્મ છિન્ન
ધારા રૂધીર તણી દક્ષિણ કુક્ષિભિન્ન
ચીરેલ ચર્મ શરથી કરી આર્ય રામે
અગે પ્રહાર કરતા શઠ તાડિકાને ૬

**સુવેગા**—રામચદ્રનુ બાળપણામાં પણ તરૂણ રાઘવના સરખુ ચરિત્ર છે. પછી પછી ?

**ચિત્રશિ૦**—ત્રિશકુના શોકશકુને શમન કરનાર તે ભગવાન વિશ્વામિત્રે સુંદાસુરની-વધૂ તાડિકાના વધથી આશ્ચર્ય પામીને,

નારાચ

સમત્ર જૃંભકાસ્ત્ર યુક્ત ચાપવેદ આદ્ય જે
પ્રસન્ન તે કૃશાશ્વનાથી મેળવેલ કૌશિકે
સમગ્ર આદિ વેદ તે સ્થલે દિધોજ તેમણે
થઈ પ્રસન્ન રામનેય તેમ રામ-બન્ધુને ૭

**સુવેગા**—અહો ! ! ભરતના માતામહ વિશ્વામિત્ર મુનિનાં તો, જેમા યોગ્ય સયોગ છે તેવા પ્રકારે ચરિત્રના વિલાસો છે. ત્યારપછી તે કૌશિકે શુ કર્યું ?

**ચિત્રશિ**—ત્યારપછી તે શકુતલાના પિતા કૌશિકમુનિ, સુકેતુની પુત્રી તાડિકાના નાશથી પરાક્રમની પરીક્ષા લેવાયેલા અને ધનુર્વિદ્યાને

મેળવનાર એ રામ લક્ષ્મણને લઇ, જ્યા ધનુષ આરોપણ કરવા **સીતા** સ્વયંવર રચવામાં આવ્યો છે ત્યા તે મિથિલાપુરીમાં જવા નીકળ્યા.

**સુવેગા**—પછી પછી ?

**ચિત્રશિ૦**—તેટલામાં, પોતાના તેજથી સૂર્યના તેજને તિરસ્કાર કરતો મારિચ, તથા નિરતર પ્રયત્નશીલ બાહુવાળો **સુબાહુ** એ બન્ને તાડિકાનાં તનયો, જનનીનાં વધથી ક્રોધ કરતા તેમના માર્ગને રૂંધવા લાગ્યા.

**સુવેગા**—વૈર સાધવાને તત્પર બનેલા તે દુષ્ટ રાક્ષસીનાં દુષ્ટ પુત્રોને તેમ કરવુ ઉચિત છે. પછી તેઓનુ શુ થયુ ?

**ચિત્રશિ૦**—જેવી તેમની માતાની ગતિ, તે એજ કે,

**નારાચ.**

ધનુષમાંથી નીસરેલ બાણ–કેરી ધારથી
સુબાહુને હણી કર્યો દ્વિભાગ દેહ સ્હેજથી
વળી સમીર તીર ફેંકતા મરિચ દૈત્ય એ
થયો ક્ષણે તડાક, રામથી સમુદ્ર પાર તે　　૮

**સુવેગા**—( સતોષપૂર્વક ) રાક્ષસકુળનો ક્ષય પમાડનારૂ જ **રામચદ્રનુ** ચરિત્ર છે.

**ચિત્રશિ૦**—માટે, તે યુદ્ધમા ઢગેઢગ થયેલા લોહીથી અને માંસથી ત્હારા અભાવાને પૂર્ણ કર

**સુવેગા**—નાથ ! આવો ઉપકાર કરનારા તમે તો સર્વ પંખિણીઓનાં સૌભાગ્યને તરછોડે તેવી સૌભાગ્યવતી સુવેગાને કરી પણ કાંઇ બીજુ પૂછુ ?

**ચિત્રશિ**—વ્હાલિ ! પૂછ પૂછ ?

**સુવેગા**—શુ દશાનન, આ'વા અપરાધોને સહન કરે છે ?

**ચિત્રશિ**—અયિ સુપખિણિ ! સર્વનુ અપમાન કરનાર **રાવણ**, કેમ પોતાના અપમાનને સહન કરે ! પણ, તેમાં **સીતા**ના વિયોગ સબધી ઘેલછાજ વિઘ્ન નાંખે છે, કેમકે, હિમની પક્તિ શિવાય સૂર્ય શીતલ હોય નહિ.

**સુવેગા**—**રાવણને વૈદેહિનાં** વિરહની વેદનાના વિનોદો કેવા થાય છે વારૂ ?

**ચિત્રશિ**—**લંકા**નગરમા ફરતા તમારા દિયેર ત્રિકુટાચલ **પક્ષીરાજ રત્નશિખ**ડે જણાવેલાજ છે.

**સુવેગા**—પણ તે કેવા છે ?

**ચિત્રશિ**—તેજ હવે કહીયે છીયે

**મંદાક્રાંતા.**

ઇંદુ **સીતા**-વદન સરખો જાનકીનેત્ર જેવાં
કાળાં પદ્મો બિસ કિસલયો મૈથિલીહાસ્ય જેવાં
રૂડાં સામ્યે વળિ જગતમાં થાય એવા ઘણાં એ
આનંદો એ દશવદનને જાનકીનાં વિયોગે ૯

એ વિનોદ પછી આજ આમ છે કે, ભગવાન ઇંદ્રની આજ્ઞાથી આર્ય ભરતાચાર્યે **સીતા** સ્વયવર ચરિત સબધી નવુ નાટક રચેલુ, જે દેવ-સભામા ભજવાયેલુ, તેને જોવાને દશાનને નાટચાચાર્યને કહ્યું, જેથી તેમણે અપ્સરાઓ સાથે સો પુત્રને પણ લંકાપુરીમાં મોકલ્યા છે.

**સુવેગા**—તો ચાલો, આપણે પણ આપણાં રાજ્યસ્થાન વિંધ્યગિરિમાં જઇ માળામાં નિવાસ કરતાં દોહદને સપાદન કરીયે.

( એમ કહી જાય છે )

॥ प्रवेशक ॥

( રાવણ અને પ્રહસ્ત પ્રવેશ કરે છે )

**રાવણ**—( કામ ચેષ્ટા કરતો ) હૃદય ! **સી**તાની છબીને જોવાથી તું ઠી...ક આનદ માને છે.

**( નેપથ્યમાં ).**

જય જય ત્રિલોકેશ દશમુખ ! સુખથી આપ દેવની સાયસધ્યા થાવ, હમણા તો,

**શાર્દૂલ વિક્રીડિત**

રગેલા બહુ લાલ વસ્ત્ર સરખો સકોચતો +પાદને
આ અસ્તાચલમા જતો દિનમણિ સ્વેચ્છા થકી આથમે
વા-વેગે પ્રસરેલ પદ્મ રજથી જે, છત્રવાળો ક્ષણે
તે જે ક્ષીણ સમુદ્રમા ગરકતો આ આમ તો દેવ તે ૧૦

**રાવણ**—આનદથી દિવસનો અંત થયો, રે રે **પ્રહસ્ત** ! **બ્રહ્મપુત્ર મુનિઓને** "આરંભ કરો" એમ કહે.

**પ્રહસ્ત**—( પડદા સામુ જોઈ ) રે રે ભરતપુત્રો ! રાક્ષસ શિરોમણિ રાવણ જોવામાં ઘણો જ આતુર બન્યો છે માટે પ્રયોગનો આરંભ કરો.

---

+ કિરણોને

**કોહલ**—[ પ્રવેશ કરીને ]

**ગીતિ.**

કપુર–સમ બળ્યો તોપણ જે બળશાળી સકલ–જગત–પર છે
શૃંગાર–મૂળ તેને પ્રણમુ પ્રેમે કુસુમ ધનુષધરને ૧૧

**રાવણ**—બાર પદવાળી આ નાંદી પ્રવર્ત્તાવી હવે પ્રયોગ ચાલશે;

**કોહલ**—પરમપૂજ્ય પ્રજાપતિના મનથી પ્રગટેલા પ્રથમ પુત્ર **ભરતાચાર્યે** રચેલુ "**સીતા સ્વયંવર**" નામનુ નવિન નાટક ભજવવાનુ છે. માટે **બ્રહ્માથી નાટ્ય** શાસ્ત્રને જાણનાર, પોતાના પરાક્રમથી પ્રસન્ન થયેલા **પાર્વતીપતિએ** શીખવાડેલાં તાડવ નૃત્યમાં ચતુર એવા આપ મહારાજ **રાવણ** ધ્યાન આપશો. એમ પ્રાર્થના કરૂં છુ

**ગીતિ.**

પેય ઘણા શ્રવણોથી, લાબા પુષ્કળ લોચનથી દશ્ય
તમ માટે રચ્યુ જાણે, આ નવ "**સીતા સ્વયંવર**" સુનાટય

**રાવણ**—કેમ આમ સબધ વિનાનુ ચાલે છે, એ વળી કોણ છે કે હુ **રાવણ** છતા, એ પોતે **સીતાને** વરશે [ વિચારી ] ઠી...ક "કવિઓની વાણી નિરકુશ હોય છે."

**કોહલ**—( ચારે તરફ જોઇ ) અહો ! ! રાક્ષણ શિરોમણિ **રાવણની**—

**[1]રાગ ધન્યાશ્રી.**

અહોહો શક્તિ પ્રબલ અપાર ! !
ત્રિભુવનના મુકુટમણિ સરખી
શક્તિ પ્રબલ અપાર ......... ... ...... અહોહો.
તારાઓ પ્રતિબિંબે કરતા મણિ–શોભા વિસ્તાર
ચંદ્રકાતિ અતિશય પ્રસરે દિનમણિ ગણ–દર્પણ સાર અહોહો.
સધ્યારાગ પણ સહજ [2]રંગમા સિંદુર હાર રચનાર
સર્વ તરફ પ્રસ્વેદ છેદવા વાયુ આ વા કરનાર અહોહો. ૧૩

રે રે લંકેશ્વરના સભાસદો ! તે આર્ય ભરતમુનિ આ પ્રમાણે કહે છે કે—

**રૂચિરા છદ.**

ગિરા વિદર્ભા શ્રવણે મધુરા માધુર્ય ગુણોને જ ઝરે
રમ્ય ઉક્તિનાં ચિન્હ સૂચવતું વસ્તુકથન મન હરણ કરે

---

૧ અન્ય રાગોમા ગવાય છે ૨ નાટકશાળામા

દિવ્ય પ્રૌઢિએ નીપજેલો જે પ્રસાદગુણ રસ ઉપજાવે
આમ કવિની ગ્રથકલા એ વાણી દેવીનું આશ્રય છે ૧૪

"અને તેથી"

સાખી.

સુવર્ણ બધે શોભતું, છાયા વળી સુદિવ્ય
લલિત-વૃત્ત મણિસમ સુણો, સુજ્ઞજનો શુભ કાવ્ય ૧૫

(નેપથ્યમા ગાન ગાય છે)

આર્યા.

"રામ-કમળ પ્રકટાવે, કૌશિકવાળો જ લક્ષ્મણા-નદી
સુરધનુષ ભેદવા આ, ઉત્પન્ન થયો શરદ્ સમય" ૧૬

**કોહલ**—નટોએ આરભ કર્યો, કેમકે, આ રામ લક્ષ્મણ સાથે ભગવાન વિશ્વામિત્રના પ્રવેશ-સબંધી ધ્રુવા ગીતિ છે. તો હુ પણ બીજુ કાર્ય કરવા તત્પર થઉ. [જાય છે]

॥ इति प्रस्तावना ॥

[રામ લક્ષ્મણ સાથે વિશ્વામિત્ર પ્રવેશ કરે છે]

**વિશ્વામિત્ર**—અહો તત્વજ્ઞાનમાં જનકનું મન છે! હોય જ! કેમકે, એ યાજ્ઞવલ્કયથી યજુર્વેદના જ્ઞાનમા નિપુણ બન્યો છે, જે પાષાણો દ્રવે છે તે ચંદ્રનો જ પ્રભાવ છે

**રામ લક્ષ્મણ**—ભગવન્ ઉપાધ્યાય! શુ એ જનકરાય યાજ્ઞવલ્કયથી યજુર્વેદ જાણી વનમા નથી નિવાસ કરતા?

**વિશ્વામિત્ર**—વત્સ દશરથનદન! વત્સ લક્ષ્મણ! એ તો રાજ્યાશ્રમનો મહામુનિ છે, તે આ'વો વિચાર ધારે છે કે,

શિખરિણી.

મૃગો સાથે પ્રીતિ પુનિત વનમા વાસ અહહ!!
ફલોથી વૃત્તિ છે નદિપર શિલાઓજ શયન
ફળે આ સામગ્રી શમન કરવા રાગીજનને
સમાને માને છે ભુવન વન વા શાત મન જે ૧૭

**રામ**—એ તો, સત્ય જ કહે છે પણ તેમાં અજાણ માણસ તેવા રહસ્યને નથી જાણી શકતો!

**રાવણ**—(આક્ષેપપૂર્વક) **તાડિકા** અને તાડિકાના તનયોને તાડન કરનાર તેજ આ **દશરથપુત્ર રામ** કે? (મુનિને ઉદ્દેશી) **અહો!!** ક્ષત્રિય બ્રાહ્મણ વિશ્વામિત્રનુ મારણ કર્મમાં કેવું ચાતુર્ય છે!! કે, હમારા પરિજનોમાં પણ આ ક્ષત્રિય બાળક બાળચેષ્ટા પ્રગટ કરે છે.

**લક્ષ્મણ**—(આગળ જોઈ) ધનુષવાળી સ્વયવર ભૂમિમા આપણે આવ્યા છીયે. જેથી,

**હરિગીત.**

ખણુ ખણિત કચન કિંકિણીથી ઝણિત તોરણ શોભતાં
વળિ વિવિધ મણિમય કાતિએ સ્ફુટ ઇદ્ર ધનુષો જ્યા થતા
એ ગોપુરોએ શુભ ભુવન પર્યકપર નયનેજ આ
જોવાય ખેચરીયોવડે મહારાજ રાજ વિરાજતા ૧૮

**વિશ્વામિત્ર**—(ચારે તરફ જોઇ)

**માલિની**

ત્રિપુર વિજયી તે છે ચાપ ચંડીશનું આ
વળિ મુનિ જનકોમા શ્રેષ્ઠ છે ભૂપતિઆ
અહિ પણ દીસતા એ ધર્મબધુ નિમીના
મખ મહિ ઉપજેલી આમ સીતા દીસે આ ૧૯

(પ્રથમાકની પેઠે જનક, શતાનદ, સીતા, હેમપ્રભા, પ્રતિહારી ધાત્રેયિકા વિગેરે બેઠેલા પ્રવેશ કરે છે)

**શતાનંદ**—રે વિદેહરાય! આજ આ તાડિકાના કુટુબને નાશ કરનાર રામભદ્રને જોતા **દશરથની** બાલ્યાવસ્થા મ્હને સાભરી આવે છે કે જે તેણે પણ—

**ઉપજાતિ.**

ન મૂછ જેને જરીએ જણાય
પામી ક્ષણે ઇંદ્રની મિત્રતાએ
દૈત્યો તથા દાનવના વિનાનુ
ત્રૈલોક્યનું રાજ્ય કર્યુ મનાતુ. ૨૦

**જનક**—હા, એમજ છે. ઇક્ષ્વાકુ કુળના પુરૂષોનું પરાક્રમ વયના ક્રમની અપેક્ષા નથી કરતું.

**શતાનંદ—**હેમપ્રભે ! રાજકુમારીને શંકરધનુષ સમીપ આણ્ય. સ્વયંવર ઉત્સવ ચાલુ થયો. ( સીતા અને ધાત્રેયિકા તેમ કરે છે )

**વિશ્વામિત્ર—**વત્સ લક્ષ્મણ ! જનકનાં સમીપમાં પ્રતિહારીએ દર્શાવાતા એક આસન ઉપર રામભદ્રને બેસાડય, અને તું પણ બેશ કે જનકરાય બરોબર જોઇ શકે. ( રામ તથા લક્ષ્મણ તેમ કરે છે )

**રામ—**અયે ! આ એ સીતા કે જેની ભગવતી વસુમતિ માતા જેનુ યજ્ઞભુમિ જન્મસ્થાન, અને શંકરધનુષ ધરનાર જેને વરનાર ( સ્પૃહાથી જોઇ )

### શિખરિણી.

નપૂરે પૂરૂ તો સ્તન સહિત ચોમેર ઉર છે
સ્વશોભાને ચાહી પણ હજુ નિતબે ન લહીં તે
વિલાસો નેત્રોના સ્થિર અતિ થઇ ના પ્રગટતા
યુવાવસ્થા આની નવિન થતીં પામે વિજય આ ૨૧

( વિચાર કરી ) રે હો હૃદય ! આજથી જરૂર અસ્ખલિત શાસન કરનાર કામદેવ થશે. જો જો,

### માલિની વૃત્ત.

અહિ ગ્રહણ કરે આ, યૌવન જ્યા સુધીમા
મદન તહિ સુધી તો ધન્વીઓના શિરોમાં
સહજ ધનુષ ધારો વાસનુ [1]ઇક્ષુનુ વા
બહુ શર વરસાવો લોહના પુષ્પનાં વા ૨૨

( બરોબર નિહાળી ) આ સીતા, નવા આભૂષણોને ધારણ કરવાના વિલાસ ચાતુર્યમા આસક્ત મનવાળી હોય એમ મનાય છે, પરતુ એ તેની વયોવસ્થાને ઘણુજ શોભાવે છે. જેથી

### શાર્દૂલવિક્રીડિત.

ઉચા કેશ લગાવવા, સુકબરી-પાશો રચ્યામા રસ,
દાંતો શુદ્ધ કરાય, બધ નિવિનો ભૂલાસ્યમા આદર
વાકાં ચક્ષુ ચલાવવા, વચનમા છેકોક્તિ મેળાવવે
આીનાં બાલ્ય ગયે વિલાસ ક્રમ આ સર્વક્ષણે મ્લાન છે ૨૩

૧ શેરડીના દાંડાનુ

**રાવણ**—આ મ્હારા હૃદયનાં ઘાને રૂઝવનારી ઔષધી સીતા, માટે સઘળાં નેત્રો વડે અને હું નિહાળું ( ઘણીવાર જોઇ )

રાગ ખમાચ

હે દશયુગલ ! નયન નિરખો— ધ્રુવ.
દશ પ્રકાર સમ ભાગ કરીને
સુંદર તેં મૈથિલી પરખો— હે દશ૦
રૂચિર કેશભર, વિમલ હાસધર
લાંબા લોલ લસે નયનો— હે દશ૦
કુટિલ ભ્રકુટિ પાશ સમ શ્રવણો
ભાલ વિશાલ લાલ અધરો— હે દશ૦
કનક કાંતિમય કુંઠ વિલસતો
કઠણ હૃદય ભાગ ઉછળતો— હે દશ૦
વિપુલ નિતંબ બિંબ મંજુલ વળી
સુંદર તે મૈથિલી પરખો— હે દશ૦ ૨૪

( સીતાને જોઇ મનમાં ધ્યાન કરી, આકાશ તરફ ઉન્માદની પેઠે )

પૃથ્વીવૃત્ત

ચલાવ્ય દ્દગ સુંદરી ! કમલ થાવ ઝાંખુ ઝટ
કર પ્રગટ ઓઠને ધવલતા ધરો *વિદ્રુમ
વપુ ક્ષણ તું ખોલને કનક થાવ કાળાશમા
જરા મુખ ઉચું થયે યુગલચંદ્ર હો વ્યોમમાં. ૨૫

**પ્રતિહારી**—( ચો તરફ રાજાઓને જોઇ ) અતુલ રૂપવાન મનુષ્યની સહાયતાથી તે ભગવાન મદનદેવ કામીજનોને કંઇક જીતે છે, તે ખરેખર સત્યજ છે. કારણકે–

મંદાક્રાંતા.

છે આ કંઠે મધુર સ્વર તો, આ ઘણેરૂ હસે છે
આ આશાળા નયન કરતો આ રહ્યો વક્ર અંગે
આ હર્ષે તો કરથી ધરતો હારના અગ્રનેરે,
સ્ત્રી સબંધી પરિચય નવો મોહકારી જનોને. ૨૬

( કંઇક ઉંચેથી )

માલિની

જનક પણ સુણોને ક્ષત્રિયો ! સર્વ આપ
નમિત કરી ચઢાવે જે મહાદેવ–ચાપ

* પરવાળા

દશવદન-ભુજોની જે વિષે શક્તિ હારી
ત્રિભુવન-જયલક્ષ્મી મૈથિલી તેની નારી. ૨૭

**રાવણ**—( ક્રોધપૂર્વક તિરસ્કારથી ) કેમ રે મિથ્યા કવિ ! મૂઢ ! શું પર્વતરાજ કૈલાસ-ને તોળનારા દશકંઠના બાહુઓ ધનુષલતાને ચઢાવવામાં બળરહિત બન્યા ! વાહરે ડાહ્યલા ! પંડીત છું એમ ડૉળ ઘાલનારા !

( તોળ્યો રૂદ્રગિરિ વિગેરે બોલે છે. )

**હેમપ્રભા**—સખિ જાનકિ ! ધનુષ મહોત્સવનો આરંભ થયો, તો તેમાં પ્રજાપતિની પ્રિયસખી વિધાતાનો રૂપ રચવાનો શ્રમ સફળ થાવ, અને કુસુમાયુધનાં આયુધનો પરિશ્રમ પણ સફળ થાવ.

**પ્રતિહારી**—( આગળ જોઇ મનમાં ) અયે ! આ પ્રથમ નરકાસુર આવ્યો.

[ પ્રકાશ ]

**વસંતતિલકા.**

કૃષ્ણાગુરૂતરૂ તળે સુરપત્નિઓએ
ગાયેલ કીર્ત્તિ મૃગ કરતું મોદ જ્યાં છે
ભૂમા વરાહવપુ શૌરિ થકી થયેલ
પ્રાગ્જ્યોતિનો નરક આ નરપાલ થાય. ૨૮

અને જેની—

**સ્રગ્ધરા.**

યાત્રામા, દુદૂભીના, પ્રસરિત રવથી દાન રોષે દ્રવતા
વર્મ સ્થાપે સગર્વી, અતુલ બલવતા હસ્તિઓ ભારવતા
તે ભારે સર્વ ભૂમિ નમિત થઈ જતાં કેઠ બધેજ ઢીલા
પૃષ્ઠે *અષ્ઠીલ રોગે ચપલ જરજરા કૂર્મ અશે થયા હા ! ૨૯

**હેમપ્રભા**—જોતાની સાથે કમનીય-કામદેવ જેવો રૂપવાન આ કામરૂપદેશનો અધિપતિ, એનાપર તરૂણ તમાલ તરૂની કાંતિ સરખા રૂપાળા કઠોર કટાક્ષો ફેંક.

**સીતા**—એ તો દેવતાઓનો દુશ્મન દૈત્ય છે ની!

**હેમપ્રભા**—સખિ ! ગાભરી ન થા, અસુરથી ચઢાવી શકાય તેવું શંકર-ધનુષ નથી.

**પ્રતિહારી**—અહો પાર્વતીપતિનો કેવો પ્રતાપ ! કે જે પૃથ્વી પુત્ર નરકપણ

**ગાતિ.**

પ્રચંડ બાહુવાળો, શિવાચિંતનથી વિસ્મય પામેલો
ધનુષ ચઢાવા જાતા, ઉઠીને તેજ આસને બેઠો ૩૦

---

*બરડા ઉપર ચામઠા પડી જતા તેને અષ્ઠીલ રોગ કહેવાય છે.

**રાવણ**—ધિક્કાર છે ત્હને ભૂમિનદન ! ધિક્કાર છે, આરભની અપૂર્ણતા તે વીરપુરૂષોને મહા અપયશનુ મૂળ છે

**પ્રહસ્ત**—દેવ ! બધા કઇ દશકઠ હોતા નથી.

**પ્રતિહારી**—( બીજી તરફ જોઇ મનમાં ) આ પાંડયદેશનો નરાધિપ, (પ્રકાશ)

**શાર્દૂલ વિક્રિડિત.**

(જેની) કીર્ત્તિને મલયાદ્રિ ચદન–તરૂ–ના કુજમા નાગણો
ભિલ્લસ્ત્રીથી સુણી *ફણીપતિ કને સગીતમા ગાય તો,
તે આ **પાંડય** સમુદ્ર વશ–હરિ છે, આ અન્ય આ'ને વળી
દાને મૌક્તિક– કામધેનુ થઇ છે તે તામ્રપર્ણી નદી ૩૧

અને વળી

વાણી, સજ્જન રજતી, રણ કરે' દેવસ્ત્રીયોને પ્રિય,
કાયા મોહક નારીનાં નયનને હાથે રહેલુ યશ
એમા સદ્‌ગુણ સ્હેજ સુદર દિસે છે દોપ તો એક આ
પાત્રાપાત્ર વિવેક ના કદીં કરે સર્વસ્વ આપ્યા છતા ૩૨

**હેમપ્રભા**—કપોલની કાંતિ વડે મધુર મધુક પુષ્પને લજાવનારી હે સખિ **સીતે** ! આ **પાંડયદેશ**–નો નરપતિ છે તો એના વદન કમળપર ગમન કરતા મધુકરોની કાંતિ સરખી દૃષ્ટિ નાખ,

**સીતા**—જે દ્રવિડ દેશનો શિરોમણિ છે તે આ કે !

**પ્રતિહારી**—(આકાર જોઈ હસીને)

**અનુષ્ટુપ્.**

હર્ષથી વેગથી વા ને ધરી ધનુષ શભુનુ
લાજથી નમતા કડે, નમીને પણ છોડીયુ ૩૩

**રાવણ**—અહો ! ! દ્રવિડપતિનુ સારી રીતે ધનુપ પકડવું એ છોડી દેવા માટેજ કે !

**પ્રતિહારી**—( બીજે જોઇ મનમા ) આ, માહિષ્મતી નગરીનો મહિપતિ. ( પ્રકાશ. )

---

*સર્પરાજ.

**શાર્દૂલવિક્રીડિત.**

અત્રિ લોચન રૂપ છીપનુ મહા-મોતી સમો ચંદ્રમા
જેથી હૈહયરાયનું કુલ થયું [1]અર્જુન જે વંશમાં
રેવા યુગ્મ કરે રૂંધેલ વપુએ હંફાવીંયો રાવણ
તેનો આ સુત ઇંદ્રજીત–વિજયા–કાંક્ષી સુશત્રુતપ. ૩૪

**રાવણ**—અરે વૃદ્ધ ક્ષત્રિયના પ્રતિહારી ! ખોટો અપવાદ કરનાર ત્હને આ દશકંઠ ભલે ક્ષમા આપે ! પરંતુ વત્સ ઇંદ્રજીતની નિંદાને આ ચંદ્રહાસ નહિ સહન કરે. ( ખડ્ગ ગ્રહણ કરે છે. )

**પ્રહસ્ત**—દેવ ! મુનિજનોએ ભજવાતું આ તો નાટક છે, માટે સમય વિનાનો વૃથા કોપ આપ ન કરો.

**પ્રતિહારી**—

**વસંતતિલકા**

છે નર્મદા સરસ જેહનીં મેખલાય
જ્યા કાશહીન વસતો વળિ વાહ્નિરાય
રક્ષાય એથીં કૃતવીર્ય–યશસ્વિની તે
માહિષ્મતી કલચુરી તણી રાજધાની ૩૫

અને આ'ના યુદ્ધમા તો—

જે અશ્વ સૈન્યનીં ખરીથીં ખણેલ ભૂની
ઉડેલ ધૂળથીં પુરાયજ એ ભયેથી
દેવસ્ત્રિયો નિત પ્રફુલિત ચક્ષુઓને
ઢાંકે ઘણા સજડ યુગ્મ ભુજો વડે રે. ૩૬

**હેમપ્રભા**—ગુરૂજનને વિનય દર્શાવનારી, આનંદ દેનારી હે વૈદેહિ ! આ નર્મદા નદીના શણગારરૂપ માહિષ્મતી નગરીનો નરેંદ્ર, એના ઉપર એકદમ ચપળ પાપણોવાળા ધોળા વિશાળ લાવણ્યથી રાતા દેખાતાં નેત્ર કટાક્ષો આપ.

**સીતા**—એ તો ક્ષત્રિય કુળનો કુમાર થઇને પણ પરશુરામે તિરસ્કારેલા પરાક્રમવાળો છે, તે કે !

**પ્રતિહારી**—( મનમાં ) અહો હૈહય કુળનાં કુમારનુ કેવું મદોન્મત્તપણું છે ! ! ( પ્રકાશ )

---

[1] સહસ્રાર્જુન

સાખી.

શિવનાં પણ કોદંડમાં ભુજદંડે ગર્વિષ્ઠ
દોરીનું આરોપવું નહી વીરને ઇષ્ટ. ૩૭

**પ્રહસ્ત**—મૂઢ ! તું પોતાને દશકંઠ માને છે ! પણ તું મહેંદ્રને બંધન કરનાર નથી.

**પ્રતિહારી**—( બીજી તરફ જોઇ મનમા ) અરે આ આણી તરફ ચેદીપતિ, [ પ્રકાશ ]

વસંતતિલકા.

**સીતા-સ્વયંવર**—નિમિત્ત ધનુષ ધારી
પોતે શિવે ત્રિપુરનેય દિધેલ બાળી
તેનો પડયો ટુક ભૂમાં નગરી ગણાય
તે ચૈદ્યવંશ મણિથી ત્રિપુરી પળાય ૩૮

તથા,

મંદાક્રાંતા.

ઢાંકે છે જે બકુલ કુસુમો-ની સુગંધી કરો એ
દંપતિનાં સુરત સુખની જે ગણત્રી કરે છે
ઇંદુજ્યોત્સ્ના તણું સુખ થકી પાન તો જે કરે ને
તે એ આ'ના સરવયશના અદ્દભુતોને સ્તવે છે ૩૯

**હેમપ્રભા**—મહા મદન મદના દાનમા લલાટને પ્રગટ કરનારી જાનકિ ! આ દશાર્ણેશ્વર છે. તેને, વાંકુ જોવાની છટાથી ઢંકાયેલી કાળાશવાળા કપૂરના ચૂર્ણની ધોળાશને-ગૃહણ કરતા નયન કટાક્ષવડે નિહાળ.

**સીતા**—એ નર્મદાને મંડિત કરનાર મંડળ દેશનો નરેશ છે કે !

**પ્રતિહારી**—

અનુષ્ટુપ્.

માની આ નેત્રથી જોતા શીવજીના ધનુષને
વિચારે મનમા સંઘ સ્વભુજાદંડ યુથને ૪૦

**રાવણ**—અહો મેકલપતિનુ પોતાના પરાક્રમને માપવાનુ શુ ચાતુર્ય !!

**પ્રતિહારી**—( બીજી તરફ ભાળી મનમા ) આમ આ સિંહલેશ્વર, (પ્રકાશ)

વસંતતિલકા.

જેને સમુદ્ર વળિ રોહણ અદ્રિ બન્ને
છે દ્રવ્યકોશ, પ્રિય કોમળ હાસ્ય જે, તે
આ સિંહલેંદ્ર, સ્મર સૂચક વાણીઓએ
ક્રીડા નિધાન અનુરોધપુરી દીપાવે ૪૧

અને

સ્રગ્ધરા.

(જેના) તીણા ખડ્ગ પ્રહારે મરણવશ થતા દૈવિ એ વૈરિઓએ
શસ્ત્રો ફેંકે ભમતા અરિસુભટ ગયે શૂન્ય સગ્રામ માર્ગે
જીવ્યાની ભ્રાંતિ લીધે જહિં તહિં ફરતા આત્મનાં જે ધડોમા
શાંતિથી તો ઘણેરા સહસુર કુસુમે સાધુવાદો જ દીધા ૪૨

**હેમપ્રભા**—અયિ અપૂર્ણ નવયૌવને મૈથિલિ! રોહણગિરિ અને માણેકગિરિનો આ અધીશ્વર છે. તો એને જોતી તું. કઇક ખીલેલા કમળોની માળાથી મિશ્ર અર્ઘ આકાશયુક્ત બનાવ્ય.

**સીતા**—જે કૌસ્તુભ મણિના વશમા નીપજેલા મણિઓથી રચેલા શિરપેચ વડે સુશોભિત શિરવાળો છે તે એ કે!

**પ્રતિહારી**—(મનમા) આ સદેહવાન મનને લીધે શિથિલ ઉદ્યમી હોય એમ જણાય છે (પ્રકાશ)

ગીતિ.

ધનુષમા આ નૃપને પોતાના હસ્ત દઢમાંહ્ય અને
સખ્ય કરે છે નયનો વારે વારે ગમનાગમન કરે ૪૩

**રાવણ**—**સિંહલપતે**! કેમ આમ સશય કરે છે! વીરવ્રતનો નિર્વાહ તે કંઇ સદેહથી થતો નથી!

**પ્રતિહારી**—(અન્યત્ર જોઇ મનમા) કેમ રે આ મથુરાનાથ,! (પ્રકાશ)

વસંતતિલકા.

કસ, પ્રલબ, વૃષ આદિક શત્રુઓને
સહારવા પ્રગટશે હરિ જે વિષે રે
એવા પુરાણ કવિનાં વચનો સુણાય
આ ભૂપથી સુમથુરા પુરી તે પળાય ૪૪

અને વળી,

શાર્દૂલ વિક્રીડિત

જોતા નૂતન મેઘ ખંડ નભમાં આનંદ દે વિશ્વને,
દે શોભાજ કદમ્બના કુસુમને, દે મોરને નૃત્ય એ,
યાત્રાવેશ જયેચ્છુને તજવતો, ને સ્પષ્ટ જયા કચુકો,
મિત્રોની વળિ શત્રુઓની વહુના ભેગા થયા ઉત્સવો ૪૫

**હેમપ્રભા**—સહજ સર્વાંગ સુંદરિ **સીતે**! આ **મથુરાનાં** અલંકારરૂપ છે. માટે જો તું અતિશય સુંદર સ્વરૂપનાં ભંડારને નિરખવા ઉત્સુક હાઉ તો તેના ઉપર નજર કર

**સીતા**—એ તો, વૃંદાવનમા વિહાર કરવાની દુરાશા કરનાર.

**પ્રતિહારી**—(મનમા) કેમ આ ધનુર્વિદ્યામા કુશળ છતાયે આળસુ બને છે. (પ્રકાશ)

અનુષ્ટુપ્

ચઢાવો વા ચઢાવોના ચાપને ભૂપ આપણુ
અભ્યાસી છે ધનુષનો દિસે છે કરમા કણુ. ૪૬

**રાવણુ**—મહાધનુષધારી **મથુરાનાથ** ધનુષ આરોપણુ કરવામા પરમપ્રવીણુ કેમ ન હોય!

**પ્રતિહારી**—(અન્યભણી જોઇ મનમા) અહિ આ વળી **અવંતિપતિ** (પ્રકાશ)

શાર્દૂલવિક્રીડિત

શંભુ, કેવળ મોક્ષ એક રૂચિ, ને ત્રૈલોકય-લીલાગુરૂ
તે એ **મન્મથ** દેવ, સાથ વસતા છોડી બધા વૈરને
ક્ષિપ્રાના જળરૂપ ખાઇ ધરતી એકાસની પુરીને
આ **સત્યવ્રત** ભૂપ પાલન કરે વિશ્રામ તૃષ્ણા વડે ૪૭

અને

પદ—રાગ સોરઠ

એની જયશાલી તલવાર—ટેક

સરવ સમરમા વીરશ્રીનો, વેણિબંધ થનાર (એની૦)
ભુજરૂપ ભુજગની ફેણા, અરિમા ભૃકુટિ ધ્વજસાર
યમ રાજાની અતિશય સેના-સરિતા-તરંગ-હાર (એની૦)

ક્રોધ અગ્નિની ધૂમાડી, લક્ષ્મીનો નયન વિહાર
સુરલલનાનાં લોચનને તો લખ મેખલા તાર (એની૦) ૪૮

**હેમપ્રભા**—હે રથ ચક્રના જેવા વિશાળ નિતબવાળી વૈદેહિ ! આ ધણોજ ઉત્સુક છે, માટે એના ઉપર કઇક ગોળ ને નૃત્યમાં નિપુણ લાંબી ભ્રકુટિથી સુદર દેખાતી દૃષ્ટિને ફેંક.

**સીતા**—એતો, ત્રિપુરને દહન કરતી વખતે જે સ્થાનમા રહેલા મહાકાળ નામધારી શંકરના ચિહ્નથી પવિત્ર લલાટવાળો છે તે કે !

**પ્રતિહારી**—( મનમાં ) શુ આ ધનુષ ધારણ કરવામા પરાઙ્મુખ થયો !
( પ્રકાશ )

સાખી

નેત્ર માત્રથી નિરખતા ત્રિપુરારિનુ ચાપ
આશા છે પણ એ થયો વાતે તત્પર આપ. ... ...૪૯

**રાવણ**—રેહો અવતીશ્વર ! ઝટ ત્રટી જાય તેવા જીરણ ધનુષમા પણ ત્હારાથી ઉદ્યોગ થતો નથી શુ !

**પ્રતિહારી**—( બીજી તરફ મનમા ) આ ક્રથકૈશિક દેશના અધીશ.
(પ્રકાશ)

વસત તિલકા.

જયા ભારતી રસવતી કરતી નિવાસ
જે કામદેવનુ વિલાસ—અવાસ ખાસ
સદેશ હારિ લલનાથી લલામ માર્ગ
આ, રાય તે નગર કુડિનનો નરેંદ્ર ... ૫૦

અને

સ્રગ્ધરા.

રૂપે છે એક બ્રહ્મા સમ, કુળ ઘર છે ચાતુરી કાર્યમા આ
ને, વિદ્યા કામ તેડવા તણી, મનહર, ને રાગિને મોક્ષદાતા
તેનું તો નામ સૂણી અરિ રણથી જતા શકતા દૈવ થાતા
વેશો થાતાં વૃથા જે વરગૃહણ થવે સ્વર્ગ વારાગનાનાં ...૫૧

**હેમપ્રભા**—કાળાં અને સુંદર, વાંકડાં કેશવાળી હે જાનકી ! આ કુંતલપતિ છે. એનુ દર્શન કરી ઘણા લાબાં લોચનને સફળ કર.

**સીતા**—જે મહારાષ્ટ્રમા શ્રેષ્ઠ છે તે કે !

**પ્રતિહારી**—( મનમાં ) સ્વભાવથીજ આનુ પરતંત્ર ચરિત્ર છે ( પ્રકાશ )

અનુષ્ટુપ્

શિવચાપ ચઢાવાને આશ્રિતોએ કહ્યુ પણ
શસ્ત્ર વિદ્યા કલાનાં, આ કરે રૂપનુ વર્ણન............૫૨

**રાવણ**—આ'ણે ઘણુંજ બાળક સરખુ આચરણ કર્યું.

**પ્રતિહારી**—( બીજી બાજુ મનમાં ) આ કાંચીપુરીનો ભૂપતિ, (પ્રકાશ)

વસંતતિલકા.

કામારિ–શંભુ–નયનાગ્નિ થકી થયેલ
છે શ્રેષ્ઠ જે કુલિનના કુલમા કુમાર
સર્વ ત્રિલોક મહિ સુંદર કીર્ત્તિઓએ
કાંચી તણો નૃપતિ આ, અતિશે પ્રકાશે ...........૫૩

વળી

સ્રગ્ધરા.

વીરો સ્હામા થનારા રણમહિ સુહૃદો ખડ્ગના ઘાવ જેને
તે, દેવોનાં થયાછે કુસુમસમૂહના દાનને પાત્ર પોતે
આ'ના બાણ પ્રહારે અમરપણુ કરી તેજ સર્વે ફરીને
બાકી વીરો પરે રે, ભ્રમર સહિતતો પુષ્પવૃષ્ટિકરે રે... .૫૪

**હેમપ્રભા**—નવા કાચનથી રચેલી [૧]કાચીવડે કમનીય [૨]કાચીદેશ–વાળી હે જાનકિ ! આ **કાંચી**–દેશનો નરેશ છે, માટે એના વદનચદ્ર પર મદન શરની સૃષ્ટિ–જેવી દૃષ્ટિ નાખ

**સીતા**—એ તો વળિ શંકરની પ્રસાદીરૂપ, કુલ પરંપરાએ મળેલી **વૃષભની** નિશાનીવાળો કે !

**પ્રતિહારી**—( મનમા )આ, તો ઇંદ્રાણીના શાપને પણ ન ગણકારતો હોય એમ જણાય છે.

ગીતિ.

ધનુષા–રોપણ છોડી, બેઠો એ **જાનકી સ્વયંવરમા**
એને રોષે રાતા, નયનોએ નિરખતાં નરેશ બધા ......૫૫

**રાવણ**—(સક્રોધ) રે રે નિર્લજ ! સ્વયંવરના નિયમનો ભંગ કરતાં, તું હતો નહતો બનીશ ( નાટક એમ વિચારી ) ના, ના, તું છેજ

૧ કટિમેખલા–કંદોરો ૨ કટિ ભાગ

**પ્રહસ્ત**—( હાસ્ય કરીને )

**વસંત તિલકા.**

જે ભૂપ ઉત્સુક સ્વયંવર ભાગવામા
રોમાંચ યુક્ત બધુ તે તણું અગ જોતા
રોષો ઘણા પ્રગટ રાવણનાં જણાય
નાટચ પ્રપચ સમજી પછીં શાત થાય........ .... ૫૬

**પ્રતિહારી**—( બીજી પાસ નિહાળી મનમા ) આ તો **વીર** અને **શૃગાર** રસમા સુદર તથા લંપટ **લાટ** દેશનો રાજા,

(પ્રકાશ).

**વસ ત તિલકા.**

લોકૈકબધુ કમલાસન દેવથી આ
સધ્યા સમે ચુલુકથી જળને પીવાતાં
જન્મ્યા પ્રતિસ્વરૂપ જે મુનિ તે ચુલુક્ય
તે વશમાં તિલક આ નૃપ **લાટ**રાય... . ...... ..૫૭

વળિ

**શાર્દૂલ વિક્રીડિત.**

હેલાથી ચલ કઠમા વિલસતી મોતીવડે શોભતી
માલાને ધરતી જ વારયુવતીઓએ વિલાસે અતિ
ભૃગાગ્ર ગૃહતા સુકેતક તણા સ્પર્દ્ધા સ્વનેત્રો વતી
શત્રુના ભુવનો વિષે વિજયીઆ જોવાય તૃપ્તિ સુધી ......૫૮

**હેમપ્રભા**—અષ્ટમીના ચંદ્રજેવા લલિત લલાટપટ્ટને ધારતી **હે મૈથિલિ**! આ **લાટે**શ્વર છે, તો એનાપર કાળા ધોળા પ્રવાળ જેવાં અને સ્વચ્છ ઇંદ્રધનુષની કાતિને પણ લજાવે તેવા મનોહર કટાક્ષો કર.

**સીતા**—આતો, નિરતર શરીરને શોભાવવામા જ લોલુપ રહે છે!

**પ્રતિહારી**—(મનમા) એ સ્વભાવે જ માયાવાળો છે (પ્રકાશ)

**ગીતિ**

અગ વિમલ કરવાના છલમા તત્પર, તેજ ભુજે કરતો
એ આ શભુધનુષને ગ્રહણ કરે નહિ નહિ વળિ પરહરતો ...૫૯

**રાવણ**—ખરેખર; શૃગાર લીલામા લપટજ આ લાટરાય છે. માટે એને વીર શી રીતે કહેવો.

**પ્રતિહારી**—(બીજી તરફ જોઇ મનમા) અહો આ કુશસ્થલીના પ્રજાપાલક છો ! (પ્રકાશ)

**શાર્દૂલ વિક્રીડિત.**

વિશ્વામિત્ર મહામુનિ થકી થયુ બ્રહ્મત્વનાં પૂવ જે
ગોત્ર ક્ષત્રિતણુ, થયો પ્રથમ જ્યા સુશ્રુત વિખ્યાન તે
જેણે દિવ્ય રચી મહા કરૂણ થૈ લોકે ચિકિત્સા સુધા
કીર્ત્તિ સ્થભથી રમ્ય સૌ કરી દિશા, સેનાધિપે જેહના ....૬૦

તેમ

વસ્ત્રો જાબુલ-પલ્લવો જધનમા, ગુજાસ્ત્રજો ભૂષણ,
હાથે સ્વસ્તિકદાન, પાસનિધિ, ને ધાતુદ્રવો મંડન
કા'ને ભૂષણ મોરપિચ્છ ધરતા, યોડા દિને વેશ આ
આ'ના વૈરિવધૂજને શબરીના સ્હેવાસથી શીખીયા ... ..૬૧

**હેમપ્રભા**—કરતલથી ગૃહણ કરી શકાય તેના મધ્ય દેશવાળી **વૈદેહિ** ! આ **મધ્ય** દેશનો રાજેંદ્ર છે તો એને કૌતુકથી પ્રફુલ્લ નયનો વડે પૂર્ણ મુખમડળવાળી બની અવલોકન કર.

**સીતા**—જે **મદરગિરિએ** હલાવી નાખેલા **ક્ષીરસાગરમાથી** પ્રગટેલા **ધન્વં**-તરીના છેલ્લા અવતાર દિવોદાસનો પ્રથમ શિષ્ય છે તે કે !

**પ્રતિહારી**—

**અનુષ્ટુપ્.**

વામ હાથે ધર્યું ચાપ **શિવનુ**, અન્ય હાથથી-
દોરી તાણી શકે ના આ, ને ચાપ તજતો નથી ......૬૨

**રાવણ**—(હસીને) હે હે ધનુર્વિદ્યામા અશ્રુત સુશ્રુત ! તું વિવિધ વ્યાધિઓમા વૈદ્ય બને છે તેમ **શકરધનુષમા** ન સમજીશ.

**પ્રતિહારી**—(ચોતરફ નિહાળી મનમા) ઓ હો હો હો ! ! ! આ બધા રાજાઓ હું પહેલો હુ પહેલો એમ ભગવાન ભવાની પતિના ધનુષને આરોપણ કરવા આમ આવે છે, ઠીક, (પ્રકાશ)

**સ્રગ્ધરા**

**આ** છે **ઐાંદ્રાધિરાજા**, અહિમગધપતિ, આમ **કાંબોજરાય**,
**આ સૌરાષ્ટ્ર** પ્રભુ, આ **શકનૃપતિ**, વળી આમ **નેપાળપાળ**
**આંધ્રોનો** નાથ પેલો, નરપતિ સઘળા આ સભામા મળ્યા છે
પ્રેમે, કૌતુહલે ને, સરસ **જનકજામા** ધનુમા બન્યા છે...૬૩

**હેમપ્રભા**—મધ્યમાં રહેલી માળારૂપ લતાથી સુશોભિત જણાતાં કઠીન સ્તનોને ધારણ કરનારી હે જનક નાદની ! મેઘ-ગર્જના સમાન પ્રચડ અને ભયકર, સર્વ મહીમડળમા મહાબળશાળી મહામહિપતિઓને તુ ચાલતા ભ્રમરોની ચાચમા રહેલી શિખા સમાન, ચપલ કમલનાં દલમાં રહેલાં પત્રઆકાર જેવા કુટિલ, ને કાન સુધી વિશાલતાને દર્શાવતા ચચલ લોચન વડે બરોબર નિહાળ.

**સીતા**—કેમ આ બધા રાજાઓ, સર્વ ક્ષત્રિયોના માનને ખડન કરતા **ખંડપરશુ**ના ધનુષને આરોપણ કરવામા, આરભનાજ આડંબરથી જ આત્માને નિષ્ફળ કરે છે શુ !

**પ્રતિહારી**—કેટલાક ભૂપાળો તો,

અનુષ્ટુપ્

એકાગ્ર બુદ્ધિએ ધ્યેય ન કર સ્પર્શ યોગ્ય એ
એમ ભાવ વડે સર્વે નમે છે **હર**-ચાપને .........૬૪

અને બીજા કેટલાક રાજાઓ,-

ચઢાવા કાક કળથી તોળતા ચાપનેજ આ
તે ભારે અગ ભેદાતા ત્રુટણે ધરણી ઢળ્યા ... ....૬૫

**રાવણ**—( હસીને )એમણે તો પાર્વતી પતિના ધનુષનેય આરોપણ ન કર્યું, અને પોતાના આત્માને પણ વીરપુરૂષોમા આરોપિત ન કર્યો !

**પ્રતિહારી**—( મનમા )કેમ આ બધા ક્ષત્રીઓ ક્ષત્રિયને યોગ્ય ધનુષ ધારણ કરવાના કર્મમાં પણ સામર્થ્ય વિનાના બન્યા ! પરતુ આ બધામા હજુ પરાક્રમને અપ્રગટ કરનાર દિનકર કુલના કુમાર બાકી છે, અરે એનાથીયે શુ થનાર છે !

સાખી

વજ્ર મણિને ભેદતા ઘણી સોય ભેદાય
ત્યા કૂળા કાતા તણા નખે ખણે શુ થાય ! ......૬૬

( વિચાર કરી ) ભલે, તોપણ મ્હારે એ'નુ કીર્તન તો કરવુ જ જોઇએ કારણ કે અપ્રગટ બળવાળુ પણ એ વીરશ્રેષ્ઠ **દશરથ**નુ સતાન છે.

**રાવણ**—**શંકર**નુ અપમાન થાય એ બુદ્ધિથી લકેશ્વરે નહિ આરોપણ કરેલુ શિવધનુષ ક્ષત્રિયોની નિર્બળતાથી ગર્વ કરે છે ( ધનુષને ઉદ્દેશી ) હે જીરણ વાંસથી બનેલા ધનુષ !

વસંતતિલકા.

મ્હેં શંભુ-ચાપ ! તુજને તજીયુજ જેથી
મો'ટો હવે તું અભિમાન ન ધાર તેથી
ત્હારો વિનાશ કરવા સબળા કરોએ
છે આ દશાનન સમર્થ હઠી ઘણોએ ........૬૭

( એમ બોલી ઉઠવાને ઇચ્છે છે. )

**પ્રહસ્ત**—દેવ ! ન હોય આ જાનકી, ન હોય આ શભુનુ ધનુષ !

**રાવણ**—ત્યારે એ આ શુ છે ?

**પ્રહસ્ત**—જોવાનું નાટક !

**પ્રતિહારી**—

વસંતતિલકા.

જે બિબ રત્ન નભનુ જલની પ્રસૂતિ
જે દીપને રજનીમા અરપે સ્વકાતિ
જેના *મયૂખ શશિમા વળી ચંદ્રિકાય
તે પૂર્વ પૂરૂષ દિવાકરને નમાય...........૬૮

તે સૂર્યથી મનુ થયા નૃપ બીજ જે છે
તે વંશમા સગર ભૂપ ભગીરથી છે
એકે બધા જલધિને પરિખાત કીધો
અન્યે વળી સુરનદી વર્તી પ્રરી દીધો. ..........૬૯

શાર્દૂલ વિક્રીડિત.

સાવિત્રી મનુથી મહાકુલ વિષે જે ક્ષત્રિયો જન્મીયા
તેમા આજ મહારથી દશરથ ક્ષોણીપતિ રે થયા
સ્થૂલસ્કંધ, વિશાલનેત્ર, ગુણથી રાચે અયોધ્યા બધુ
પામ્યા કૌશિકથી ધનુર્નિગમને એ રામ તેના શિશુ......૭૦

**રામ**—વત્સ લક્ષ્મણ ! કેમ આ'તો, મ્હને દર્શાવે છે ! માટે હુ ઉઠુછુ.

**લક્ષ્મણ**—આ હુ પણ ઉઠુંચુ !

( આસનથી ઉતરી બન્નેજણ પરિક્રમણ કરે છે. )

**પ્રતિહારી**—વાહ વાહ રામભદ્ર ! વાહ વાહ; તું સૂર્યવંશમા એક અલકાર છે.

---

* કિરણો

**રાવણ**—સાબાશ રે ક્ષત્રિય બાળક ! સાબાશ, ત્હેં ધનુષના ગર્વને ઘણો જ ઉતારી નાંખ્યો, અને અનવધિ ઉત્સાહ પ્રગટ કર્યો. માટે પ્રમદાઓમાં ત્હારી જ માતા પુત્રવતી છે.

**વિશ્વામિત્ર અને જનક**—દિલીપ અને દશરથ કરતાયે વિશેષ કાર્ય રામભદ્રે અગિકાર કર્યું.

**હેમપ્રભા**—વયમા રામભદ્ર બાળક છે, પણ ચરિત્રમા તો સકલ નરેંદ્ર મંડળમાં શ્રેષ્ટ છે.

**શતાનંદ**—

નારાચ.

મહેશના કરે રહી બલિષ્ટ આ ધનુષને
ચઢાવવા સુરામભદ્ર જાયછેય આ સમે
ગૃહેલ કાર્ય આદરી નિવૃત્ત સર્વ પૂર્વજો
દિનેશનુ કુલ પ્રભાવમા મપાય આજતો . ......૭૧

**પ્રતિહારી**—

સાખી

ગૌરી ને ગૌરીશને વદન કરી કુમાર
તત્પર ધનુષ ચઢાવવા ના જાણુ શુ થનાર ! ..... ....૭૨

**હેમપ્રભા**—તે ભગવાન પાર્વતી પતિએ જ કરેલુ છે, કારણકે સિહ શિશુના જેવુ પરાક્રમ કરનારા પુરૂષોને બાહુબળ વડે સુદર લાગતા કાર્યોમા કાઇ પણ દુષ્કર હોતુ જ નથી !

**રામ**—( પ્રદક્ષિણા કરી મનમા )

ગીતિ.

જનકસુતાને પતિના હેતુવાળા ! સુર બળવાળા હે !
ત્રિપુર દહન કરનારા ! ત્રિનયનના ધનુષ ! હુ નમુ તુજને......૭૩

( વેગથી ઝાલી પ્રકાશ )

મુજ ભુજ બલથી ખેંચ, હે પ્રિય લક્ષ્મણ ! લક્ષ્ય આહિ આપ
તૂંટશે શુ દોરીવા, કે' શંકરનુ તુટી જશે ચાપ !...૭૪

**રાવણ**—( હસીને ) આ તો નટની ગર્જના છે.

**લક્ષ્મણ**—શંકરના કરને ખેચતી વખતે સહન કરનાર આ ધનુષમા શુ એ આપની અપકીર્ત્તિ છે.

**રામ**—ત્યારે આ મ્હેં ચઢાવ્યુ.

**રાવણ**—આ'યે પણ નટનુ ચાતુર્ય છે.

**પ્રતિહારી**—( ચોપાસે જોઇ )

ઉપજાતિ.

યથા, યથા શંકરચાપ અગ્રે,
રામે ચઢાવ્યા થકી જ્યા ચઢે છે.
તથા, તથા, સર્વ નરેશ્વરોનાં,
મેલાં મુખો મૂળ થકી બને છે. ........૭૫

**લક્ષ્મણ**—લાજ પામતા રાજાઓનુ કેવળ મુખજ મલીન છે એમ નહિ, પણ

શાર્દૂલ વિક્રિડિત.

ભૂપોએ સ્મિત આદર્યું ધનુપ એ આર્યે ઝલાતા કઇ
દોરીને જ ચઢાવતાં અતિહસ્યા અન્યોન્ય તાળી દઇ
આરોપી કુળીં આગળી ચલવતા તે તો થયા મ્લાનને
ને ખેંચે ગુણ જોરથી, તૂટીં જતાં મોહી પડયા આસને ......૭૬

**પ્રતિહારી**—( એકદમ નિહાળી ) અહોહોહો ! ! ! ચઢાવ્યું એટલુજ નહિ પણ ભાંગી નાંખ્યુ ( કઇક ઉચે સ્વરથી )

શાર્દૂલ વિક્રીડિત.

સસ્પર્શે પણ વાયુના ગિરિતણા જ્યા શબ્દવાળુ બને
ક્ષત્રોનાં વધમા શુરા ભૃગુપતિ ક્રૌંચાદ્રિના શત્રુ જે
તે સાથે સઘળા નૃપો નિરખતા ના કો સમે હારતું
ખેંચતા ભુજથી તુટે શિવતણું એ, ચાપ ટકારતું ૭૭

**રાવણ**—અહાહા ! કેવી કામધેનુ જેવી કવિયોની વચન-રચના જે અસત્ય છે-તો પણ સત્યસમાન વર્ણવે છે

**વિશ્વામિત્ર**—સખે જનક ! રામભદ્રનુ હમારી પાસે ધનુર્વેદ વિદ્યાનું વિદ્યાર્થી થવું તે સફળ થયુ. તેમજ,

સ્રગ્ધરા.

મ્હોટી જ્યાને ધ્રુણાવે અધિક ભયદ પાતાલનાં પાલકોને
ફેલાવો એકીવારે શ્રવણ પથ થતો દેવના મડલોને
જેથી ગ્રથી તૂટી એ શિવધનુષ તણો રામ હાથે ધરેલાં
ભાગેલાં દિગ્ગજોનાં મદજળ ઝરવે દિવ્ય ટકાર છે આ ૭૮

શતાનંદ—અહો અહો !! આશ્ચર્ય આશ્ચર્ય !! રામચંદ્રનુ ચરિત્ર શંકરથી પણ તપી જાય તેવું છે. તે એજ કે,

[2]રાગ ખમાચ.

ધનુષનો ભવ્ય ટંકાર થાય ટેક.
વિશ્વરક્ષા નિયમરૂપ વેદો તણો
પ્રણવ, ને કાલનુ અટ્ટહાસ ધનુષ૦
શત્રુનો નાશ કરનાર, ને વૈરિનાં
સુયશ છોડાવતો પટહનાદ ધનુષ૦
હાથથી પણછ[1] ખેંચે નમિત અયનો
નીકળતો સર્વ ગ્રથિથી થનાર ધનુષ૦
વિજયી આ રામનો વિજયી ટંકાર છે
શીવ ધનુષમા પ્રથમ વદનાર ધનુષ૦૭૯

જનક—નીલલોહિત ભગવાન શંકરને નમન કરૂ છુ.

વસંતતિલકા.

આ વિશ્વના નૃપ બધાથી ન થાય તેવુ
તે કામ સદ્ય થયુ રાઘવથી જ મ્હોટું
તેમા દુખી મન થયુ શિવચાપ ભાગ્યે
જામાતૃ લાભ થકી તેમ બન્યુ ઉમંગે ૮૦

સીતા—સખિ હેમપ્રભે ! ભગવાન શિવના ધનુષને તો ભાંગ્યુ.

હેમપ્રભા—અને પ્રિય સખીનુ "પાણિગૃહણ" પણ થયુ.

રાવણ—(હસીને) બુદ્ધિમાન પુરૂષોની આખ, ઉત્તમ બુદ્ધિયુક્ત વિષયવાળી બુદ્ધિમા ઠરે છે. જેથી,

વસંતતિલકા.

જૂનુ ધનુપ શિવનુ મતિમૂઢ રામે
ભાગ્યુ મૃણાલ સમ કોમલ જે હતું તે
તેમા ત્રિભોવન સમર્પિત કીર્તિવાળો
આ રાક્ષસેંદ્ર ન તિરસ્કૃત લેશ ધારો ૮૧

રામ—(ગદ્ ગદ્ કંઠે)

---

૧ પણછ ધનુષની દોરી ૨ બીજા રાગોમા પણ ગવાય છે.

શાર્દૂલ વિક્રિડિત

વિશ્વામિત્રની વાણીથી ધનુષને આપ્યુ ચઢાવા મ્હને
ભાંગ્યું તે મુજ હાથથી હઠ કરી ખેચ્યુ અવજ્ઞા વડે
લજ્જાથી ભગવાન આ જનક તે કડે નમીને પણ
ના, જાણું ત્રિપુરારી શકર કને શુ આપશે ઉત્તર !.........૮૨

**લક્ષ્મણ**—પુરૂષાર્થ પુરૂષાર્થમાં પણ મ્હોટું અંતર હોય છે !

વસંતતિલકા.

ભાંગેલ આમ શિવ કાર્મુકને નિહાળી
કાયા હમારી થઇ અગ્ર રૂંવાટ વાળી
ને આર્યનુ શરમથી મુખ બધ રે' છે
સર્વે દિશા નિરખતાં નયનો દિસે છે .........૮૩

**વિશ્વામિત્ર**—આ તો દિલીપ કુલનાં દીપક રૂપ દશરથનો પુત્ર છે એમાં શુ કહેવાનું હોય !

**શતાનંદ**—મહારાજ જનકરાજ ! હવે જેમ યોગ્ય હોય, તેમ વિચાર કરો. અને રામભદ્રને જાનકી અર્પણ કરો

**જનક**—( આસનથી ઉતરીને )

ગીતિ.

શિવ ધનુષ તોડનારા ! નિજભુજ બળથી જીતાયલી આ જે
સીતાને ગ્રહણ કરો, કમલા આ કમલમાં વસો આજે......૮૪

( એમ કહી હાથમા હાથ આપે છે )

**રાવણ**—( ક્રોધથી ) કુમરે આ વૃથા ચતુર કીડારૂપ ક્ષત્રિયનુ છોરૂ હું લંકેશ્વર રાવણ સમક્ષ છતાયે સીતાના હાથને હાથથી ગ્રહણ કરે છે ! તો એમ નહિ થાય, ( ક્રોધ કરે છે )

**પ્રહસ્ત**—( હસીને મનમા )

શાર્દૂલ વિક્રીડિત.

મિથ્યા હર્ષવડે [1]અલીક જનકે આપેલ વૈદેહીને
ધારેલી નટ રાઘવે ભુજ વિષે પ્રેમેજ રગાંગણે
જોતા ક્રોધ થવાથી ક્રૂર નયની લંકેશના બાહુઆ
ધારે શસ્ત્ર મુખોજ ઓઠ પીસતા રે કપતા દીસતા.........૮૫

---

૧ વૃથા-મિથ્યા.

( પ્રકાશ ) રે રે રાક્ષસપતે! જોવાનુ હવે બહુધા, સપૂર્ણું થયું, તો પાત્રોની બુદ્ધિ, રસનીવૃદ્ધિ, અભિનય ચાતુર્ય કેવું મધુરૂં છે, એ આપ વિચારો.

**રાવણ**—( સાંભરી આવતાં લજ્જાથી મનમાં ) શુ આ નાટક છે, વૃથા મ્હે કોપ કર્યો, ( પ્રકાશ ) સખે પ્રહસ્ત! પણ ત્હને દશકંઠની પ્રતિજ્ઞા સાંભરે છે.

**પ્રહસ્ત**—દેવ ! હુ સંભારી રાખુ છુ. ( "દોરી ખેચે" એ શ્લોક બોલે છે )

અન્ય નેપથ્યમાં.

**વૈતાલિક**—જય જય મહારાજા જનક! સુખ રૂપે આપ દેવની. સાય સધ્યા જમાઇ રામભદ્ર સહ થાવ, હમણા તો—

હરિ ગીત.

સકોચ આપે કમલ ગણને મૂર્તિ ત્રણુ વેદોની જે
પરવાળ મુળ સમ રમ્યવપુ રવિ તેજહિણુ આ જાય છે
જે મજીઠથી રંગેલ પીત્તળસમા કિરણુ સમીપ આ
કાળા સનાળ કમળસમા વિસ્તૃત તિમિર દેખાય છે......૮૬

અને વળિ

ગીતિ.

દિન સધ્યા વરવહુના, વિવાહ વહ્નિ-વિલાસ ભાનુ થયો
લાજા રૂપ બને છે, ઉજવળ ચચળ તારકના સમુહો... ..૮૭

ફરીથી નેપથ્યમાં

દેવ! દેવીજનો વિનતિ કરે છે કે—

માલિની.

જનક કુળ વધુનો સજ્જ છે આ સમાજ
વળિ અનુકુળ બંધુ સર્વ રૂડો સમોજ
અનુભવ કરવા આશ્ચર્ય અતર્ગૃહોના
અહિ સહ દુહિતાની રામને મોકલોને...........૮૮

**જનક**—આ હમણા મોકલુ છુ, અને હુ પોતે પણ આવીશ. ( પ્રતિહારીના કાનમા ) એમ એમ!

**પ્રતિહારી**—( કંઇક ઉચ્ચ સ્વરથી )

**માલિની.**

અહિ સુજન સભામા જે મળેલા નૃપોને
નૃપ જનક વદેછે અજંલિ જોડી બન્ને
પુર સમિપ વસોને જ્યા સુધી ઉત્સવો આ
મમ ગૃહણુ કરોને ત્યાં સુધી આપ સેવા.. .........૮૯

( બધા જાય છે ) ( **સીતા સ્વયંવર** નામનો ગર્ભાંક સમાપ્ત. )

**રાવણ**—( વિચારીને )

**વસંતતિલકા**

રે રામનો યશ વૃથા નૃપની સભામાં
ને નાશ પામી કિરતી ધનુની વૃથા આ.
રૂદ્રે તજેલ શિવ ચાપ જુનુ હણ્યાથી
મિથ્યા જ રોષ પદ રામ થયો હમોથી

(સીતાને અનુસરી) જો તેનુ મુખ૦ (વિગેરે બોલે છે)

**પ્રહસ્ત**—આ નાટક સમાપ્ત થયુ માટે બધા મુનિયોને વિદાય કરો ને આપ મહારાજ પણ અંતપુરમા પ્રવેશ કરો.

## इति लज्जित लक्डेश्वरोनामम तृतीयोंकः समाप्तः



# चतुर्थोंकः

(ઉપાધ્યાય અને બટુ પ્રવેશ કરે છે)

**બટુ**—રે હો ઉપાધ્યાય! શિષ્ય થવાની ઇચ્છા રાખતો આ **ભવભૂતિ** ચરણ ગ્રહણ કરી નમન કરે છે.

**ઉપાધ્યાય**—વિદ્યાવાન થા, ( માથા ઉપર હાથ ફેરવી ) વત્સ **ભવભૂતે**! ઉપનયન આદિ સસ્કારો ક્યાં થયા ? વિદ્યાગુરૂ કરવાને ક્યાંથી આવ્યો છું ?

**બટુ**—ભગવાન **પરશુરામ** પાસેથી,

**ઉપાધ્યાય**—પરમાત્મા **પાર્વતી** પતિથી ધનુર્વેદ મેળવનાર, ચૌદ વિદ્યાઓનાં જાણનાર ભગવાન **ભાર્ગવમુનિ** છે, તો પછી ભણવા સારૂ બીજા આચાર્યોનો આશ્રય કરવો એ મ્હારી દૃષ્ટિએ અસભવિત છે.

**બટુ**—ઉપાધ્યાય ! બરોબર વિચાર કરતા તો બિલકુલ અસભવિત નથી.

**ઉપાધ્યાય**—કારણ ?

**બટુ**—તે તો મહર્ષિ થઇને, સગ્રામના સમારભમાજ ઘણા આગ્રહી થયા છે.

**ઉપાધ્યાય**—એ, માતાના વધથી મળેલી આયુધ પિશાચિની તેના હૃદયમાથી જન્મ પર્યંત ખસવાની નથી

**બટુ**—તેથી હુ, આ...તે...શત્રુપક્ષના હાથીઓના પ્રચડ ગડસ્થલોમા અને પડખામા ભોકાતા ભાલાઓ, આ...મોટા ગોટા મહારથીઓના ગર્વને ગળાવનાર ક્ષુરપ્ર નામના બાણો, આ શત્રુધનુષધારીઓના ધનુષોને ખડન કરતા પ્રચડ શરો, આ...મૂર્છા પામેલી ચતુરગિણી સેનાના સહચારીગણના કવચવડે સર્વ અગોમા ચિન્હ—વાળાં ભૈરિક નામના સસ્ત્રો, અને આ...ક્ષત્રિયોનાં કુળને નષ્ટ કરવાથી ગર્વિષ્ટ બનેલી બાણપક્તિઓ, આ પ્રકારે અત્યત બાણોનો ભાર વહન કરતા મ્હારા શરીરથીજ હુ નરમ થઇ ગયો છુ તો પછી વિદ્યાની પ્રાપ્તિ તો શીરીતેજ થાય ! અને તેથી જ હુ ગજાનન જેવા ભારે અગવાળો થઇને, આજ ભૃંગિરિટિનાં જેવો કૂબડો બની ગયો છુ વળિ તેમાંયે પાછુ રાત્રિમા શંકરનુ શરાસન* દશરથ નદન રામે તોડી નાખ્યુ, એમ જાણી પોતે તેનો પરાભવ કરવા નિશ્ચય કરી બહુ પ્રકારનાં તેજસ્વી

* ધનુષ

અને તીણીધારોવાળાં બાણોને એકઠાં કર્યા છે. આ બધો ભાર નહિ ઉચકી શકાય એમ ધારી, મધરાતે છાનોમાનો પગનો ધબકારો ન થાય તેમ ત્યાંથી છૂટી આપને શરણે આવ્યો છુ.

**ઉપાધ્યાય**—હમોએ પણ એ વાત સ્વર્ગે જતા મુનિયોના મુખથી સાંભળી છે. પરશુરામના યુદ્ધસમારભને જાણનાર ઇંદ્રે પણ દશરથનો યથાયોગ્ય સત્કાર કરી ત્યા મોકલ્યા છે. (વિચારીને) અહો બન્ને રામમા તો ઘણુંજ અતર છે ! ! એક વૃદ્ધ અવસ્થાવાળા પ્રૌઢ પ્રરાક્રમી વૈખાનસ પુત્ર છે અને એક કુમારાવસ્થાને લીધે સુકુમાર સુદર મુખવાળા રાજકુમાર છે (વિચાર કરી) અહ્હ, મ્હેં એને એકજ વાર જોયો છે, પણ જાણે મ્હારી આખ આગળ ફરતો હોય એમ જોઉ છુ ! ' અહો રે રે ! !

### મંદાક્રાંતા.

"મોટો ધન્વી" ધનુ નવુ ધરે લાલ જેની હથેળી
"વીરોને જે નિપુણ હણવે" તાડિકા મારી પ્હેલી
"કાનો માંહે ધવલ પળિયાં" બાલ એ રામ સાથ
લાજે ના એ અરર ! ! લઢતા કેમ એ "જામદગ્ન્ય"......૧

**બટુ**—અરે હે ઉપાધ્યાય ! આ'વા મહાપરાક્રમી પરશુરામ શંકર ધનુષ ગ્રહણ કરવા કેમ તત્પર ન થયા ?

**ઉપાધ્યાય**—તે તો ધનુષવિદ્યામા પ્રવીણ છે પરતુ વારવાર સમાન બ્રહ્મચારીઓએ ધનુષ ગ્રહણ કરવા સબધી પૂછાતા છતા પણ, એ તો આ પ્રમાણે જ કહ્યા કરતા હતા કે.—

### મંદાક્રાંતા

મ્હારા છે તે શિવગુરૂ મહા નામ અગ્રાહ્ય હુથી
એથી પામ્યો ધનુપ-શ્રુતિને શક્ત તેની કૃપાથી
ધાર્યું રે રે અહહ ! ! ! શુભ મ્હેં વૃત્ત વૈખાનસોનુ
સીતા-પ્રાણીગ્રહણ પણ એ, ચાપ શુ હુ ચઢાવું !......૨

**બટુ**—રામ અને પરશુરામમાં વિજય કો'નો થશે વારૂ ? એમાં આપનું શુ ધારવું છે ?

**ઉપાધ્યાય**—બેટા ભવભૂતિ ! શુ કહું ! બન્નેનાં પરાક્રમને નીહાળતું આ હૃદય, જાણે સદેહ-હિંદોળામા ઝુલતુ હોય એમ છે ? સાંભળ.

મંદાક્રાંતા.

એકે જીત્યો રણપર મહા શંભુજીનાં શિશુને
ને બીજાએ શિવ ધનુષને ભાંગીયુ પુષ્પ પેઠે
બન્ને તેવા સબળ સરખા કોણની છે જય શ્રી
જેને તે એ શિવ ખુશ હશે પાર્વતીનાથ તેની...........૩

( નેપથ્યમાં )

વસંતતિલકા.

અત્રે ! પુલસ્ત્ય ! પુલહ ! પ્રતિથે ! સુગીથ !
શાંડિલ્ય ! કુંડિન ! વિભાંડક ! યાજ્ઞવલ્ક્ય !
કણ્વે ! વશિષ્ઠ ! યમ ! યુદ્ધ જુઓ પધારી
બાળે જ આ નિકર નારદ શાપ આપી...........૪
હે સ્વર્ગ નાયક ! વિનાયક ! વન્હિ ! શંભો !
હે ભાનુ ! હે શંશિ ! વિશાખ ! વરૂણ ! દભ !
હે વાયુ ! કિન્નરપતે ! યમરાજ ! હો હો ! !
સગ્રામ રામ વળિ રાઘવનો નિહાળો...........૫
રત્ન પ્રભે ! રજનિ ! ચિત્રલતે ! લવગી !
હે વીજળી ! ભ્રમરિ ! સુંદરિ ! હે શુભાંગિ !
રંભે ધૃતાચિ ! કલકઠિ ! સુકઠિ હે રે !
સ્વર્ગ સ્ત્રિયો ! નિરખજો જઇ રામને રે...........૬
વિદ્યાવતસ ! તિલકોત્તર ! કેલિસાર !
જીમૂતવાહન ! કપિજલ ! હંસનાદ !
આયાવને ! વિંહગ વેગ ! કૃપાણકેતો !
વિદ્યાધરો ! જઉ રણે ઝટ આપ આવો...........૭
હે હેમવર્ણ ! મણિશેખર ! ચિત્રબાહુ !
વીણા–વિનોદ ! મદ–વલ્લભ ! રક્તકંઠ !
ક્રીડાકુમાર ! કનકાગદ ! રૂદ્રહાસા !
હે સારણો ! અનુસરો ઝટ જો [1]દિદૃક્ષા...........૮

**ઉપાધ્યાય**—વત્સ ભવભૂતિ ! કલહમા જ આનદી નારદમુનિ, મહર્ષિઓને, દેવોને, વિદ્યાધરોને, અપ્સરાઓને, અને સિદ્ધોને હઠથી ને હર્ષથી કહે છે, તો આવો આપણે રણમા જઇ બ્રહ્માના પુત્ર નારદમુનિને અનુસરીયે.

( બન્ને જણ જાય છે )

---

૧ જોવાની ઇચ્છા

॥ इति मिश्र विष्कंभक ॥

( ત્યારપછી માતલિ સારથી સાથે રથમાં બેઠેલો, ચમરધારિણીઓએ વાયુ ઢોળાવતો દશરથ રાજા પ્રવેશ કરે છે. )

**દશરથ**—( ચોતરફ જોઇ ) કેમ શુ આપણે ખીલેલાં પારીજાતતરૂનાં પુષ્પનાં ગુચ્છ સમાન સુદર રાતી પ્રાતઃસધ્યાથી મિશ્ર ગગનતલમાં આવ્યા છીએ ! ( વિચારી ) અહોહો, આકાશમા પ્રભાત સમયની વિચિત્રતા કેવી લાગે છે ! !

હરિગીત

આકાશના શણગાર વિજયી સૂર્યના કિરણો જ આ
નીચા ઉંચા પ્રસરેલ ભૂમિ નભનાં તિમિર સહારતા
વળિ ગગનપર મંદાકિનીમા નીપજેલાં કમલનાં
સમુદય પ્રભાત સમય પ્રકાશે પત્રને પ્રસરાવતા ૯

અને

હરિગીત.

પ્હેલાં જતામાં અતિ ગગડતા દુંદુભિથી મ્હાવતે
ગજ દૂર નામ્યા વ્યોમ માર્ગે હલવતો જે સૂઢને
જેના તુટયા તડ તાડતાં દ્દતાગ્ર પાષણો વત
એ મેઘ ગગામાં વિહરવા નીસરે ઐરાવત ૧૦

( સ્મરણ લાવીને ) આર્ય માતલે ! સર્વ સુરસુદરીઓના હાથે હલાવાતા ચામર કેશોવડે સ્પર્શ કરાતી, પુષ્ટ ખાધ ઉપર ધારણ કરેલી દિવ્ય પુષ્પમાળાવાળા, મદોન્મત્ત મદઝરતા ઐરાવત ગજેદ્રની ડોલતી ગતિએ અતિ મનોહર જણાતા ઇંદ્રદેવે આજ્ઞા કરી છે કે, “ સખે દશરથ ! તું મિથિલા પુરીમાં જા, મનુષ્યલોકમાં ફરતા, ચાર કર્મમા ચતુર ચારણોએ મ્હને જણાવ્યુ છે કે શંકર ધનુષ ચઢાવવાના પણથી થયેલા **સીતા સ્વયંવર** ની યાત્રાને લીધે પરાધીન બનેલી મિથિલાપુરીમાં શિથિલ અભિમાન થઇ જતાં લજ્જા પામતા સર્વ રાજાઓની મધ્યમાં,

સ્ત્રગ્ધરા

કાયા જેની ગિરી છે શિવનુ વલય જે નાગ તે દોર માન
વિષ્ણુ છે બાણ જેનું ત્રિપુર અભય નિર્ભેદ્ય જેનું નિશાન

શંભુ ધન્વીજ જેથી ભુવન ગુરૂ વળિ તેજનું ધામ છે, તે-
મોટા શબ્દો કરતું ધનુષ કર ગ્રહી તોડીયું રામભદ્રે ૧૧

ત્યા ધનુષને ભાગવાથી થયેલા દ્વેષને લીધે દારૂણ દેખાતા, ભય રહિત પરશુરામની જોડે રામભદ્રને યુદ્ધ થશે. માટે ત્યાં જઈ તેમને શાંત કરી, વરવધૂને અયોધ્યામાં મૂકી, બોલાવ્યા વિના પણ સર્વ દેવોનાં કાર્યને સપાદન કરવા તરત અહિ આવવું" તો હે ઇંદ્ર સારથે! તે ભગવાન ઇંદ્રાણીપતિ પરશુરામનાં ચરિત્રને વિશેષ માન આપે છે કે નહિ, તે કહે?

**માતલિ**—બહુ માને છે કે નહિ એમ શામાટે; સાંભળો હુ સભળાવું છું.

વસંતતિલકા

વૈમાનમાં ભુવનમાહિ સભાગૃહોમાં
એ વીર દેવપતિ, રોજ જયી રથોમા
આશ્ચર્યથી ફલકમાં ચિનરેલ પોતે
શ્રીરામનાં ચરિત પૂર્વતણા જુએ છે ૧૨

અને મહેંદ્રના આ રથની ચારે તરફ બાર સાખનાં પાટીયા ઉપર પરશુરામના ચિત્ર છે. (આગળીથી બતાવી) માટે આણી તરફ દૃષ્ટિ આપો, આ ભગવાન ભવાનીપતિથી ધનુર્વેદ વિદ્યાનો લાભ થાય છે, તે સબધી ભૃગુપતિના× પરાક્રમ રૂપી મહાનાટકમાંનું ચિત્ર.

**દશરથ**—શુ આ વિશાલ શિલાવાળો પર્વત છે? તેમા પણ હિમથી ધોળા ધોળા જણાતા શિખરોને લીધે હિમાલય હોય એમ જણાય છે.

**માતલિ**—

શાર્દૂલવિક્રીડિત.

આ હિમાલય શૈલ જયા ગુરૂ-ગુફા-નીમધ્ય ગધર્વીઓ
ગાયે છે તુજ ગાન, જેપર શિવે સસ્ત્રીક વાસો કર્યો
જયા જાણ્યુ ચિરજીવનાર સુજને દિવ્યૌષધી સેવને
અગે હીન અનગનુ ચરિત ને જે અગવાળુ અને ૧૩

(બીજી બાજુ દેખાડી) આ આહિ ધનુર્વેદ વિદ્યાનો ઉપદેશ થાય છે.

* પરશુરામજીના. × ભાર્ગવના-પરશુરામના

શાર્દૂલવિક્રીડિત.

દેવ શ્રી **શિવ** પૂજ્ય યુગ્મ ચરણો દેવોવડે જેહના
આચાર્યત્વ ગૃહી ધનુર્નિગમને* આપે અહિં આ રહ્યા
ધારે છે બહુ નમ્ર મૌલિ થઇને આનદથી વેગથી
સેનાની[1] ગણનાથની સહબધા રામાદિકો સુવ્રતી ૧૪

**દશરથ**—મનુષ્ય લોકના મુનિયોમા મહાભાગ્યશાળી **ભાર્ગવ** છે, કે પોતે ભગવાન **ચંદ્રમૌલિ** શકર જેના ધનુર્વેદવિદ્યાના ગુરૂ છે.

**સૌદામિની**—ઉપદેશનાં રહસ્યને મેળવ્યું તેમજ નહિ, પણ ધનુષનાં અભ્યાસની રમત કરતાં આમ આ તેમના બાણો દેખાય છે, વળિ દૂર સૂધી જઈ લક્ષ્ય વીંધે તેવી ગતિ, અને દઢ પ્રહાર કરવો એ સર્વ પરશુરામનાં બાણોનુ ચિત્ર આ તરફ ચિતરેલુ છે.

**માતલિ**—અહો ! બુદ્ધિ બુદ્ધિમાં તો ઘણોજ ફરક છે ! ! કેમકે,

માલિની.

ગુરૂ શિવ શિખવે છે કર્મ સર્વે સમાન
સરવ સમ કરે છે યત્ન અભ્યાસવાન
તદપિ પરશુરામ શ્રેષ્ઠ એ સર્વમાથી
**“ કઇંક સહજ વસ્તુ ભવ્ય થાયે ગુણોથી ”** ૧૫

( આગળ નિહાળી ) પોતે **શંકર** અત્યત સ્વતત્ર છે, તોપણ તે દેવનુ ઘણુંજ સમાનપણું છે.

વસતતિલક.

રે જ્યાં ષડાનન[2] ગજાનન છે તથાપિ
તેમા તજી પ્રણય [3]પ્રાંજ્ઞપ્રિય. પિનાકી[4]
ધારેલ નિત્ય [5]અહિકકણ–યુકત હાથે
પીડે સદા સ્પરશ **ભાર્ગવ**ને કરે છે. ૧૬

( આગળ જોઇને ) વારૂ શર ફેકવાની રમતમા, બાણોની પક્તિઓને પ્રસરાવનારા **શંકર**ના શિષ્યોના મનમા તો પરસ્પર સ્પર્દ્ધાએ સ્થાન કર્યું લાગે છે. ( ફરી જોઇને ) ધનુર્વેદના જ્ઞાન નિમિત્તે આ તો કકાસજ ચાલુ થયો.

---

* ધનુર્વેદને. ૧ કાર્ત્તિક સ્વામી ૨ કાર્ત્તિક સ્વામી ૩ બુદ્ધિમાન ઉપર વ્હાલ રાખનાર ૪ શકર ( પિતા–ધનુષને ધારણ કરનાર. ) ૫ સર્પરૂપી કંકણવાળા

**દશરથ**—એમજ છે.

**શાર્દૂલવિક્રીડિત.**

યુદ્ધારંભ થયે કુટીલ ભમરે ભાલે જણાતા મુનિ—
રામે આગળથી ગૃહી દૃઢ ધનુ ટંકારતા પૂર્વથી
બ્હેરા મધ્ય થતા, ઘણા પણછના શબ્દે બધા કાનને
ઢાંકે છે ભુજયુગ્મથી સુરતણા સેનાપતિ [1]સ્કંદ એ ૧૭

આ રણભૂમિમાં પધારેલા કૈલાસનિવાસી ભગવાન મહાદેવ, દેવી પાર્વતીને સાથે લઇ, નંદી અને પ્રમુખ સેનાપતિથી વીંટાયેલા કુમાર તથા ગણપતિના પરશુરામ સાથે જુસ્સાબંધ ચાલતા યુદ્ધને નિરખે છે.

**માતલિ**—કેવળ નિરખે છે એમજ નહિ પણ, પોતાની બુદ્ધિથી વધી જતા શિષ્ય ઉપર કંઇક પ્રસન્ન થાય છે.

**સ્રગ્ધરા.**

રૂડી [2]કોદંડ વિદ્યા, વિનય ચતુરતા, બોલવું યુક્તિ–યુક્ત
એ મ્હારા શિષ્યમાં, કે મમસુત નહિ છે જાણવા એ વિશેષ
દેવ [3]શ્રી ચંદ્રમૌલિ કર કલમ ગ્રહી ગૌરીનો, સ્થીર આંખે
ઉંચે ડોકે રહીને સ્ફટિક ગિરિતણા અગ્રભાગે નિહાળે. ૧૮

**દશરથ**—ઘણાજ પ્રસન્ન થાય છે, કારણકે,

**શાર્દૂલવિક્રીડિત.**

જેમાં ચંડ પ્રચંડ, નંદી હસતો, હાવે શશી ચંચલ,
ભારે જ્યાં [4]ગજ–આસ્ય હાસ્ય કરતા, ધુંમેય ઘંટામુખ,
નાસે છે ગણલોક, ભૃંગિરિટિ જ્યા આ યુદ્ધ માંહે ભમે,
સ્નેહે સ્ત્રી સહ શંભુ યુદ્ધ કરતા ભાળે મુનિને બધે. ૧૯

**માતલિ**—આમ આમ, હાસ્ય રસ અને અદ્ભુત રસ–નો પ્રસંગ તો જુઓ,

**શાર્દૂલ વિક્રીડિત.**

બન્ને હાથ રહેલ તીવ્ર ધનુથી રે નીસરંતા શરો
ને, સૂંઢે પરશુ ધરી, ભુગળશા છે દાંતનાં અગ્ર તો !
કાને વ્યાપ્ત થયુજ [5]વર્મ મુખનું કોપેલ સંગ્રામમાં
એ લંબોદરના પરાક્રમ ઘણા હા ! ચિત્તને ખેંચતાં. ૨૦

---

૧ શિવપુત્ર કાર્તિક સ્વામી–કુમાર ૨ ધનુર્વિદ્યા ૩ શંકર ( ચંદ્ર જેના મસ્તકપર છે તે ). ૪ ગણપતિ ૫ કવચ

ગીતિ.

નર ગજના છે કર્મો, મિશ્ર રૂદ્રગણુ તણી ક્રિયા ધારે
હાઃ ! ગણુપતિની દુઃસહ, યુદ્ધતણી કેલિયો ખરે ભારે ૨૧

**સૌદામિની—**ગણુપતિનાં યુદ્ધપ્રસગથી કોપાયમાન બનેલા જમદગ્નિપુત્રે આ કેવું કરવા માડયુ ! કે, સર્વે ગણો પલાયન થતા સમરભૂમિ જાણે સ્વચ્છ કરી હોય એમ જણાય છે !

**દશરથ—**સાબાશ સૌદામિની સાબાશ ! તુ વિચાર કરે છે તેમજ છે.

શાર્દૂલવિક્રીડિત.

એ પેલા ગણલોક આશ્રય કરે કૈલાસ શૈલો વિષે
નંદી, ભૃંગિરિટિ, વળી ધનુષનાં ભગે જ ભાથા તજે
[1]ભૃંગોએ ગણુનાથનુ અમદ એ છોડયુ મુખ ત્રાસમા
બાણોથી ગુહ વિદ્ધ છે પણ હશી ઉભા રહ્યા યુદ્ધમા ૨૨

( આગળ જોઇ ) વારૂ પરશુરામના આગળ આ " અક્ષરાવળિ " શેની છે ! ( વાંચેછે )

શાર્દૂલવિક્રીડિત.

તું છે પુત્ર મહેશનો પણ વળી હુ શિષ્ય તે દેવનો
તો બે તુલ્ય, શનો ત્હને વિધિ ઘણો કોદડ-વિદ્યાતણો
જો આધારતણો સહેતુક થતો આધેય ધર્મોદય
તો હે સ્કદ કરે ધરી ધનુષને તેનો કરો નિર્ણય ૨૩

**માતલિ—**રે હે પૃથ્વીના રાજેદ્ર ! આગળ જુઓ, સન્મુખ ઉભેલા ષટ્મુખ અને ગજમુખના સ્હામા એકદમ પ્રકાશના સમુદાયથી આકાશભૂમિ અને ગુફાઓના દરોને ઢાકી દેતા પશુપતાકાસ્ત્રવડે પરશુરામ હર્ષભેર ઉભા રહ્યા છે

**દશરથ—**રે કઇક " અક્ષરાવળિ " બોલે છે

મંદાક્રાન્તા.

ક્રોધાવેશે અતિ સદશને ને મહાભ્યાસ યોગ્ય
મ્હારા હાથે સદશ ગ્રહવે શંભુના શિષ્ય યોગ્ય
શકા દેતું વિબુધ મનને, સન્મુખ સ્કંદનાથી
[2]કેતુ થાવા સહજ નિસરો બાણ એ ચાપમાંથી ૨૪

---

૧ ભમરાઓએ ૨ સર્વ નાશ કરનાર ધુમકેતુ.

**માતલિ**—અહિં આગળ વળિ કઇક થયુ છે.

**શાર્દૂલવિક્રીડિત.**

થોડા કોપવડે મલીન મનથી *સેનાનીમાં જે સમે
પોતાનુ શિવચાપ એ ભૃગુસુતે સાંધ્યું શરે તે સમે
લજ્જાથી સરતાં સુવસ્ત્ર ધરતાં કાંચી લચે જેહની
જેનાં ઝાંઝર લચતા ભગવતી મધ્યે થયાં પાર્વતી ૨૫

**દશરથ**—( આગળ જોઇ ) આ તો સ્વભાવથી ઉદ્ધત પરશુરામ, આમ વિનયીની પેઠે કેમ વ્યવહાર કરે છે ! અહો, ત્યારે તો ત્રિલોકને ઉલ્લંઘન કરે તેવું આ'નુ અદ્ભુત ચરિત્ર છે ! !

**મંદાક્રાંતા.**

રામે જોતાં કિસલય સમો હાથ ઉંચો રચતાં
પોતાની ને ગુરુની વચમા પાર્વતીને ઉભેલાં
ભાથુધારી શર તજી ધનુર્દંડને સધ છોડી
પાદસ્પર્શી નમન કર્યુ નમ્ર મોટી જટાથી ૨૬

**સૌદામિની**—અહો ! ! આર્ય મનુષ્યેદ્ર ! ભાર્ગવના ઉપર ચંદ્રશેખરની અતિશય કૃપા છે. આપ આમ તો જુઓ.

**દશરથ**—( જોઇને )

**વસંતતિલકા.**

શંભુજ ખંડ-પરશુ, પરશુવડે જે
જેની સુમેરૂ-તટ-તાડન ખડ ધાર
એ આગ્રહી યુગલ અજલિ જોડતાને
આપે કુઠાર શિવ ભાર્ગવ શિષ્યને રે' ૨૭

**અનુષ્ટુપ્**

ચૌદ વિદ્યા તણા સ્થાનો તેને શંકર આપતા
અનેક ભદ્ર દેનારા પ્રસાદો ભગવાનના ૨૮

**સૌદામિની**—મ્હને તો એમ લાગે છે કે ત્યારથીજ રામ પરશુરામ કહેવાયા હશે.

**માતલિ**—વળિ, આ આગળ જુઓ.

---

* કાર્ત્તિકસ્વામી ઉપર

મંદાક્રાંતા.

વિદ્યા માટે ધનુષનો જતા શંભુનાં પાદમૂલ,
રોકંતો જે પથ શિખરથી હેલિએ ક્રૌંચશૈલ
ધારે કોપે ભૃગુપતિતણાં બાણથી જે રચેલ
છિદ્રદ્વાર, ત્રિદિવ સરમાં હસ જાતાં પવિત્ર ૨૯

હવે આ આગળ, પરશુરામની અતિશય પિતૃભક્તિ જુઓ, આ પિતાની આજ્ઞાથી રેણુકા માતાનો શિરચ્છેદ કર્યો.

**દશરથ**—અરે રે ! ! "शान्तं पापम्" હે મહેંદ્ર સારથે ! જમદગ્નિ પુત્ર પણ મદોન્મત્ત થાય છે !

એત.

માતા, પિતાથી ગુરૂપણામાં, અધિક એક સહસ્ર રે'
તો કેમ ? તાત ગિરાવડે, આ રામ જનની વધ કરે ૩૦

અથવા નિરપરાધીના વધથી પણ પરશુરામ પ્રમત્ત બને છે, ( વિચારી ) કોણ એવો છે કે, પરશુરાના આ રીવાજને પણ ધર્મશાસ્ત્રમાં છે એમ જણાવે !

એત.

ઉદ્ધત ઘણો ને વળિ અહિત હિત માંહ્ય પણ અણજાણ જે
ઉન્માર્ગગામી ગુરૂ તણો પણ ત્યાગ ઘટિત ગણાય છે. ૩૧

**સૌદામિની**—( કાન ઢાંકી ) શુ ભગવાન ભાર્ગવે કાને સાંભળતાંમાંજ અઘટિત કામ પણ પરશુધારાથી કરી નાખ્યુ !

**માતલિ**—પણ હવે આગળ તો જુઓ,

**દશરથ**—શુ પાછી એની માતા જીવતી થઇ !

**માતલિ**—અહો ! ! આશ્ચર્ય આશ્ચર્ય ! ! !

વસંતતિલકા.

ના રામ જ્યા સુધિ વર્યા વર પ્રાર્થનાથી
( ત્યાંસુધી ) જીવાડવા જનનીને ખુશ તાતનાથી
જુદુ રહેલ પણ મસ્તક માત કેરૂં
વેગે કર્યું જઇ સમીપ કબંધવાળુ. ૩૨

**સૌદામિની**—તેજ સમયે જીવિતદાન અપાવનારા એવા મહાન્ કર્મને કર-નાર ભગવાન **ભાર્ગવને** માતાનો શિરચ્છેદ પણ શોભા ભરેલો છે.

**દશરથ**—

**શાર્દૂલવિક્રીડિત.**

જે છેદ્યુ શિર માતનુ પણુ ફરી, સાધ્યુ પિતાના વરે
મોટું **શંકર** શિષ્યનુ ચરિત તે આશ્ચર્યવાળુ ખરે
તે આ અદ્‌ભુત વાતથી પણ હમે તો બોલતા લાજીયે
યદ્વા તે ગુરૂઓ અચિંત્યચરિતી રે' તેમને વર્ણીયે. ૩૩

**માતલિ**—બીજુ આ જોવા યોગ્ય છે તેને તો જુઓ !

**દશરથ**—આ તો, હજાર ભુજદડોથી ન સહન થઇ શકે તેવો **હૈહયોનો** રાજા **કાર્ત્તવીર્ય અર્જુન** કહેવાય છે.

**માતલિ**—

**શાર્દૂલવિક્રીડિત**

[1]ઇષ્ટાપૂર્ત્તથી શુદ્ધ આશ્રમ વિષે આવ્યો અહિં **અર્જુન**
તેનુ આ **જમદગ્નિ** અર્ચન કરે આતિથ્યમા તત્પર
ધેનું કામદુધા તણો અહિ વળી એણે હર્યો વત્સને
તે પાછો ગ્રહતા [2]રૂચિકિ મુનિઆ તેમા તજે પ્રાણને. ૩૪

**સૌદામિની**—( આગળ જોઇ સશયયુક્ત ) અહૂહૂ ! ! ! સહસ્ત્રાર્જુને ક્ષ-ત્રિયકુળને કલક લગાડનારૂં સાહસ કર્મ કર્યું, હમણાજ રણમા મૂર્ચ્છા પામેલા પતિના પાલન માટે તેના દેહ ઉપર પડેલી પતિવ્રતાઓમાં અગ્રેસર રેણુકાને તીખી તલવારની ધારાના ઝટકાઓથી ઝટ હણી.

**દશરથ**—અરેરે શુ મોટા પુરૂષોમા પણ પ્રમાદ ! ! અહો તેથીજ સાસા-રિક ભોગો ઉપર પ્રેમ એ કેવળ નિન્દનીય છે ! !

**માતલિ**—આમ આ, પીઠ ઉપર ભાથાને ધારનાર, [3]ઉમેશથી ઉપદેશના ધર્મને પામનાર, ધનુષના કર્મને સજ્જ કરનાર, પરશુધારાના તેજથી દેદીપ્યમાન, યુદ્ધમા દેવોને સતોષ આપનાર, વનવાસીઓ દ્વારા સર્વ સમાચારને જાણનાર, જાણે સાક્ષાત્ કાળ હોય ! તેવા, પીંછાવાળા બાણોએ આકર્ષાયેલા તથા શિવની સેવામાથી પરવારેલા મહાવીર

---

૧ અગ્નિહોત્ર તથા ખાત આદિક કર્મને કહેવાય છે ૨ જમદગ્નિ રૂચિકના પુત્ર છે તેથી ૩ શકરથી

પરશુરામ એકદમ વેગપૂર્વક આણી તરફ આવ્યા, રે, આગળ આ અક્ષરોની પંક્તિ શેની છે? ( વાંચે છે )

**શાર્દૂલવિક્રીડિત.**

જ્ઞાની, શ્રીયુત, વૃદ્ધ, જીવન થયુ જેનુ નીંવારો વડે,
સત્ય જ્ઞાનતણા નિધિ, ધનુધરે ગો રક્ષવા કારણે
રે'કુક્ષત્રિય! શાંત તે મુજપિતા જે પુત્રવાન્ હુ વડે
કીર્ત્તિશેષ કર્યાં, સહસ્ર ભુજાને ધિઃકાર ત્હારા ખરે. ૩૫

**ઉપજાતિ.**

વિના ગુ'નાએ મુજ તાતને રે'
કર્યાં મહા ઘા ત્રણુ અર્જુને રે'
તેથી નૃપોહીન *ત્રિસપ્ત વારે
કરીશ ભૂમિ હુ હણી ત્હને રે! ૩૬

રે રે!! નિર્દોષવચની તપસ્વી જનો! શુ મ્હારા ક્રોધને શાંત કરવા આપ આરાધના કરો છો? પણ આ વિષયમા હુ પરાધીન છુ.

**શાર્દૂલવિક્રીડિત.**

ઉત્પત્તિ ભૃગુવંશમા વ્રતવિધિ વૈખાનસોનોય આ
ને, શંભુ ગુરૂથી ગૃહેલ સઘળી જ્ઞાને વિશુદ્ધ ક્રિયા
તત્વજ્ઞાન વળી દયા સરવમાં એ ધર્મ મોટો બધે
છોડી તે સહુ માત ઘાતથી થતો આ ક્રોધ–વન્હિ વધે ૩૭

**માતલિ**—સત્ય પ્રતિજ્ઞા કરનાર આ પરશુરામ છે,

**સ્રગ્ધરા.**

બાધી લંકેશને તો, ધનુષ પણછથી સ્નેહીઓની વિનતિ
કા'ને સૂણી કહે જે વચન અધિક, દૈત્યેદ્રને શીખ દો–જી
તે કીર્ત્તિ–સ્તભ–લક્ષ્મીયુત અરજુનના ક્રોધથી ભાર્ગવે રે'
બાહુના મૂળમાથી પરશુવતી હણ્યુ હાથના ઝાડને રે' ૩૮

**સૌદામિની**—ખરેખર, પરશુરામ +પશુપતિનો શિષ્ય ખરો? પણ ભૈરવ રૂપધારી પશુપતિનો, નહિ કે સદાશિવનો જો એમ હોય તો, સહસ્રાર્જુનનાં ભુજદડોને ખડન કરવામા આટલુ બધુ મહાસામર્થ્ય ક્યાંથી!

* એકવીસ વાર + શંકર

સ્રગ્ધરા.

આ એકવિશ વારે ત્રિભુવન તિલક ક્ષત્રિયોનો નિહંતા,
યજ્ઞોમાં તે સમે ને *વિધિસુતમુનિને ભૂમિનું દાન દાતા,
સ્નાતા રોષો શમાવા વિપુલ નૃપતિનાં લોહિની વાવડીમા,
તેની પૂર્ણાજલિઓ જનક જનનીને આપતા વીરતામાં. ૩૯

(આગળ જોઇ) અહ્દ્ ભાર્ગવવીરનુ ભારે પરાક્રમ છે!! અરે!
આ રાજાઓની કેવી દશા બની છે!

શાર્દૂલ વિક્રીડિત.

માગે આ નિજ નારનાં મુખવડે સ્વપ્રાણ ભીક્ષા નૃપો
કંઠે પ્રાપ્ત કુઠારને વિનવતા પાયે પડે અન્ય તો
ક્રીડા દર્પણ હાથમાં લઇ રચી સ્ત્રીવેશ પેલા નમે
બીજા કૌપીન ધારતા નમીં રહ્યા દ્વારસ્થ વેદી વિષે ૪૦

માતલિ—આ શંકરશિષ્ય પરશુરામનુ છેલ્લામાં છેલ્લુ અદ્દ્ભુત ચરિત્ર,

મન્દાક્રાંતા

આપી પૃથ્વી ઉદધિસુધીની યાચતા વિપ્રને રે'
તીણા તેજી શરપતનથી સાગરે મુક્ત જે એ-
મુક્તિ માટે ભૂમિપર વસી શંભુના શિષ્ય પોતે
દર્ભો કાષ્ઠો પરશુથીં હણી આ તપે છે તપોને. ૪૧

દશરથ—વધારે શુ કહેવુ! આરભથી કે અત સુધી અખડ રીતે ખંડ પરશુરામના શિષ્ય પરશુરામનું વીરવ્રત નભેલુ છે

સૌદામિની—હમે તો ભગવાન ત્રિપુરારિના ત્રીજા નેત્રથી નીકળતો અગ્નિ, તથા શંકરે ધનુર્વેદનો ઉપદેશ કર્યાથી દૃઢ રીતે પ્રકાશમાન મહાપ્રતાપી પરશુરામ, એ બન્ને કોઇનાથી ન હઠે એવા પ્રભાવવાન છે, એમ સાભળીયે છીયે.

દશરથ—(ચોતરફ જોઇ) આર્ય માતલે! મહા સમર્થ ભૃગુપુત્રના ચરિત્રમા આસક્ત ચિત્ત થવાથી મ્હને કાઇ પણ સમજાતું નથી, માટે કહે કે આપણે આકાશના કયા પ્રદેશમા આવ્યા છીયે?

માતલિ—ઇંદ્રની નગરીથી સપ્તમ, અને મનુષ્યલોકથી પ્રથમ, આ વાયુનું સ્થાન છે. એટલે આપણા રથની ગતિ ભૂમિતલથી ઘણીજ પાસે છે.

* કાશ્યપમુનિને

(રથવેગ બતાવી) તે...આ વિદેહરાજાની નગરી, તથા આ.. જનકરાયનું મંદિર, તો મહારાજ દશરથ! આપ ઉતરી મ્હને અને સૌદામિનીને સ્વર્ગલોકમાં જવાની રજા આપો. વળિ આ મિથિલેશ્વરનો પ્રતિહારી આપનું આગમન જાણી આપનાં સ્હામો આવે છે.

**દશરથ**—આર્ય માતલે! ભદ્રે સૌદામિનિ! ત્યારે તો તમે બન્ને જણા જાઓ.

**પ્રતિહારી**—(પ્રવેશી પ્રણામ કરી) મહારાજ દશરથ! આમ આમ પધારો.

**દશરથ**—રે'રે જનકરાયનાં દ્વારપાલ! રામભદ્ર મંગળ વિવાહ-યુક્ત બન્યા?

**પ્રતિહારી**—કેવળ, મંગળવિવાહ યુક્ત બન્યા એટલુંજ નહિ પણ જવાને તૈયાર થયેલા છે. જેથી મહારાજ જનક ભગવાન વિશ્વામિત્ર રામભદ્ર અને લક્ષ્મણ તથા સીતા અને હેમપ્રભા એ સર્વે સભા મંડપમાં બેઠેલા છે.

**દશરથ**—હૃદય! શું ઉત્કંઠા કરે છે? નવવધૂ સહિત રામભદ્રને તું જા.

(એમ કહી બન્ને સભાગૃહમાં પ્રવેશ કરે છે.)

(ત્યાર પછી બેઠેલા સર્વે પ્રવેશ કરે છે.)

**શતાનંદ**—(સીતાની દાઢી નમાવી)

**શાર્દૂલવિક્રીડિત.**

જેની આ જનની ધરા, જનક છે જોગી પિતા જેહને
માડી મૈથિલિ! શીખવાય શું કહે સદૃશ-જાતા ત્હને?
પ્રેમે કેવળ આ કહું પણ ત્હને સ્ત્રીનું પતિ દૈવત
છોડી ધર્મ બીજાજ રામપતિને તું સેવ છાયાવત. ૪૨

**જનક**—બેટા વૈદેહિ! કહેવાનું હતું તે સર્વ કુલ-ગુરૂએ કહ્યું છે, તોપણ વાત્સલ્યભાવ મ્હને વાચાળ બનાવે છે.

**શાર્દૂલવિક્રીડિત**

આવે જો પ્રિય તો ઉઠી પ્રણમવું તેના કહ્યાં માનવા
નાંખી બેસવું દૃષ્ટિ નાથપદમાં જાતે સદા સેવવા
સૂવે ત્યારપછી સુવું પ્રથમથી શય્યા તજી ઉઠવાં
વૃદ્ધાએ કુલનારના સરસ આ બેટા! કહ્યા ધર્મ આ. ૪૩

**શતાનંદ**—જાનકિ! વળિ પ્રસંગને અનુસરતી આ શીખામણ આપું છું કે,

*રેખતો

પિયુમાં શુદ્ધ તું થાજે, નણંદોમાં વિનયવાળી.
સ્વસાસુઓ તણી ભક્તા, થજે બધુ વિષે સ્નેહી
સુભાવે પરિજનો જોજે, સપત્નીમા ખુશી રે'જે
પતિનાં મિત્રજનમાંહિ, સદા પરિહાસથી વદજે
ધણીનાં દ્વેષિઓ સાથે, હમેશાં ખેદ તું કરજે
નાથને હાથ કરવાનુ ઘણું આ શ્રેષ્ઠ ઔષધ છે ૪૪

(સીતા રડે છે)

**જનક**—(નિશ્વાસ નાખી)

લલિત.

અરર ! ! આંસુના બિંદુ જાનકી !
શમવ તુ ખરે પ્રેમી બાળકી
સુરજશિષ્યથી જ્ઞાન પામીયુ
તદપિ ચિત્ત સ-સારમા રહ્યુ
કુશિક-પુત્રની પાસમાં અરે !
નયન માહ્યરા આસુડા ગરે
અધિક લાજ એ અન્ય શુ કહુ !
હૃદયથી ગયુ ભાન માહ્યરૂ ૪૫

**શતાનંદ**—એમ શા માટે; ભગવાન કુશિકનંદનને પણ તેમ જ થયુ છે. આ એમનુ મુખ પણ લજ્જાવાળુ થયેલુ જણાય,

ગીતિ

વૈદેહીના વિરહે ઉપજેલા સાસારિક વચનોએ,
વિશ્વામિત્ર મુનિનુ મન પણ શુ દ્રવિત બને આસુંએ ! ૪૬

**રામ**—(મનમા) કેમ વારૂ સીતા આમ રડે છે ? (સમજીને)

રાગ કાફી

સુનયનીએ કા રૂદન કરાય...(૨) ધ્રુવ૦
અતરમા રૂંધેલ આંસુડા
શિથિલ પુટે ઉભરાય
ચચલ લોચન છે તોપણ
કિકિઓએ પાન કરાય સુનયની૦

* કવ્વાલીના જેવોજ ગવાય છે

અતિ ઝટ ઝરતા ચપલ પાપણે
આસપાસ પ્રસરાય
પૂર્ણ પ્રવાહે પછી સરતા
કંઠ સુધી ટપકાય સુનયની૦ ૪૭

(વિચારી) કાંઇક મનમા લાવી રૂદન કરતી પણ જાનકી આનંદ ઉત્પન્ન કરે છે. કરેજ, મનોહર આકૃતિવાળાની એવી પ્રકૃતિ હોય છે કે ગમે તે અવસ્થામા સુંદર જ લાગે.

**સીતા**—પિતાજી ! ઉર્મિલા **માંડવી** અને **શ્રુતકીર્તિને સાથે** લઇ જઇશ.

**વિશ્વામિત્ર**—હા ! તે પણ આવશે.

**હેમપ્રભા**—સખિ ! ત્હને શુ ભગવાન **વિશ્વામિત્રે** શીખવાડયુ ?

**શતાનંદ**—ઘણીજ બાળક જાનકી છે

**પ્રતિહારી**—

ગીતિ

સુરપતિ રથમા બેસી રાજન્ ! આવ્યા અહિ દશરથ રાજા
તે સબધિ તમારા અભ્યુત્થાને સહિત કરો પૂજા. ૪૮

(બધા એકદમ ઉઠી ઉપર પ્રમાણે કરી બેસી જાય છે.)

**જનક**—દેવેંદ્ર સખે ! સબધિ દશરથ !

ગીતિ

મુજ વિણુ થયો વિવાહ એવુ આણો નહિ જરા મનમા
જો કૌશિક મુનિ પોતે હતા સમીપે વિવાહ સન્નિધિમા ૪૯

**("નેપથ્યમાં.")**

સ્રગ્ધરા

ત્રૈલોકીનેજ રોગ જ્વર સહજ કરે, વિશ્વને સર્જનાર–
શંભુનાં રે' લલાટે શશિ સહિત ત્રિજા, દીપતા નેત્રથી આ–
જાયેલું, તમ સોનાં સમ દશ દિશમાં, વ્યાપીયુ તેજ એ તો
કો' આવે છે શરીરી અનલસમ દુખે ભાસતો વેગમાં તો. ૫૦

**("ફરી નેપથ્યમાં.")**

શાર્દૂલવિક્રીડિત

ખાંધે દોરથી નમ્ર ચાપ પરશુ, હાથે શરો પાચ શા !
ને રૂદ્રાક્ષની માળ ચર્મમૃગનુ ધારે જનોઇ જટા

બન્ને મૂર્ત્તિ સમાન ધારણુ કરે જે વીરની, શાંતની,
તે નિશ્ચે જમદગ્નિ પુત્ર મુનિ આ આવે અહિં રોષથી. ૫૧

**જનક અને દશરથ**—ભગવન્ આંગિરસ ! પરશુરામ અતિથિ થાય છે, માટે આતિથ્ય કરવા તત્પર બનો.

**શતાનદ**—હા ? એ અતિથિ તો છે પણ યુદ્ધરૂપ શ્રાદ્ધ કર્મમાં,

**રામ**—વત્સ લક્ષ્મણ ! સર્વ વૈખાનસોને વંદનીય કર્ણપરંપરાએ ભય અને હર્ષ પ્રગટ કરનાર વીરશ્રેષ્ઠ ભગવાન ભાર્ગવ આજ જોવાશે.

**લક્ષ્મણ**—આર્ય ! જોવાશે એટલુંજ નહિ પણ અનુભવ કરાશે.

**રામ**—ભૃગુનદનનો અનુભવ કરવામા આપણે કોણ માત્ર છીયે.

**સીતા**—પ્રિય સખિ હેમપ્રભે ! ક્ષત્રિયોનો નાશ કરનાર શંકરશિષ્ય પરશુરામને સાભળતાંમાં જ કૌતુકરૂપ પલ્લવિત વેલીવાળી હુ ઉદય થતા ભયાનક રસને આધીન બની છુ.

**હેમપ્રભા**—પરશુરામના દર્શનથી આનદપૂર્વક કૌતુક થવું યોગ્ય છે. પણ ચંડીશ કોદડદડને ખડન કરવામા પ્રચડ ચરિત્ર કરનાર રામચદ્રના આગળ શામાટે ભય પામવું ?

(ત્યારપછી રોષપૂર્વક વેગમા પરશુરામ પ્રવેશ કરે છે.)

**જામદગ્ન્ય**—રે' રે' ઘોર શબ્દથી આકાશ અને પૃથ્વીનાં દરોને પૂરી નાખતો ગભીર અને પ્રચડ આ ધ્વનિ ક્યાથી ઉત્પન્ન થયો ? (આકાશ તરફ કાન ધરી) શુ બોલ્યા ? "દશરથનદન રામે શંકર ધનુષને આરોપ્યુ, ખેંચ્યુ તથા ભાગ્યુ, અને ધનુષના પોલાણ ભાગમાં તીક્ષ્ણ દેખાતો ટાંકણાંથી પણ સુદર આ ટકાર તેનો છે" ! (ખેદથી)

**શાર્દૂલવિક્રીડિત**

ઘાનાં વજ્રતણાં નિશાન ધરતા, દેવેંદ્રને જીતતા
લંકાનાથ તણા ભુજો વિસ થયા જેને વિષે નિષ્ફળા
તે ભાંગ્યુ શિવ-ચાપ, કેશ ધરતા જો બાળ રામે અને
તો ધિક્ ધિક્ મુજને હજો, પરશુને સ્વસ્તિ, નમુ રૂદ્રને ૫૨

(પોતાના આત્માને દેખાડી) સાચી પ્રતિજ્ઞાને પાલન કરનાર આ પરશુરામ છે, તો એકવાર ગુરૂઓનાં આગળ "**હિંસા નહિ કરવી**" એમ પ્રતિજ્ઞા કરી હતી તે શુ કહે છે? વળિ વિદ્વાનોનું

એમ પણ માનવું છે કે, ગુણ અને દોષ બન્નેમાંથી ઉત્તમ જણાતા કાર્યમાં પ્રયત્ન કરવો જેથી (બન્ને હાથ જોડી આકાશ તરફ)

શાર્દુલવિક્રીડિત.

હે સર્વે ચ્યવનાદિકો! તમ સુણો આ રામ હુ વીનવું
આજ્ઞાને નહિ લોપતો પણ મહા ભાંગ્યું ધનુ શંભુનું
છેદી ક્ષત્રિય એકવિંશ સમયે નક્ષત્ર પૃથ્વી કરી
દ્વાવિંશે મમ આ થઇ વળિ હવે આજે પ્રતિજ્ઞા કરી ૫૩

(એકદમ ચારે તરફ ફરતા ધનુષના ભગને દેખાડતા) હા શંકરભુજાથી તાડન કરાતાં સ્પર્દ્ધા પામેલા! હા ત્રિપુરને બાળવાને પ્રચંડ સાહસ કરવામાં નિપુણ! હા દેવબલના પરમાણુઓથી નિર્મેલા! હા દુર્જન જનકરાયના ભુવનમા સ્થાપિત થયેલા! હા સર્વ દેવોવડે નમન કરાતા પિનાક ધનુષ! તું પણ એવુજ દેખાય છે, આ તો રેશમનાં તાતણુંથી મદોન્મત્ત ગજરાજનુ બધન અને સાયની અણીથી વજ્રમણિનો ભેદ થયા જેવુ બનેલુ છે કારણકે,—

શાર્દુલવિક્રીડિત

ગૌરીએ નિજ નાથ આયુધ ગણી સેવાયલુ સ્નેહથી
નંદીએ વળિ સર્પ કચિકિ વડે ઢકાયલુ યત્નથી
જેણે ત્રૈણુ પુરો દહ્યા, ધનુષ એ તે કામશત્રુ તણુ
હું આ શિષ્યજ રામ નામક છતા દ્વેધા થયુ ભાસતું. ૫૪

(ચારે તરફ નિહાળી) રે' રે' પરશુરામ રહિત જગત છે એમ માની, પોતાને વીર માનતા હે વીરમાન્યો! ક્ષણવાર ધ્યાન આપો.

શાર્દુલવિક્રીડિત

[1]ચૂડા પચ વડે સુશોભિત શિશુ, ક્યાં આ મુનિ પ્રૌઢને
તોડે રોજ ક્ષુરપ્ર-બાણથી મહા ક્રૌંચાદ્રિના મધ્યને,
તેથી સર્વ નૃપો સ્વયંવર વિષે આવેલ તેને વદુ
જો શક્તિ તમ, રામ—રક્ષણ કરો, ક્રોધી થયો ભાર્ગવ. ૫૫

(આકાશ તરફ કાન ધરી) શુ કહો છો? અગ્નિ એજ અગ્નિનુ ઔષધ, રામ એજ રામનો રક્ષક, પરાયા પરાક્રમથી રક્ષણ મેળવે

---

૧ પાચ શિખા વડે

એવું રઘુકુળ નથી; પરંતુ, **પરમેશ્વરના પરમશિષ્ય પરશુરામે** આક્રમણ કરાતાં પોતાનાં પરાક્રમથીયે રક્ષણ ન થાય તેવું, તેમ પરાયા પરાક્રમથીયે રક્ષણ ન થાય તેવુ રઘુકુલ બન્યુ છે. ( વિચારી ) અહો આ કેવો સમય ! ! ન સાંભળેલાં વચનો આજ સભળાય છે, પહેલાં કદાપિ નહિ જોયેલુ તે હાલમાં જોવાય છે, ( ખેદપૂર્વક ) આ કેવો ન સહન થાય તેવો પરાભવ, ( હાથ પછાડી )

### વસંતતિલકા.

અદ્યાપિ ધિક્ક સ્મ ! **ભાર્ગવ** જીવતો આ
જે છેદનાર +ગુહ–વાહન–પીચ્છ–ધારા
મ્હારો કુઠાર ગુરૂદત્ત ગણી ન તેને
તે બાળરામ પણ નામ હમારૂ લે છે ૫૬

( આકાશ તરફ કાન ધરી ) શુ કહ્યુ ? દશરથ નદન **રામે શિવ** ધનુષને ચઢાવ્યુ, તેનુ કો'ણે વખાણુ ન કર્યુ ? અને, તેના ભગથી કોણ વિસ્મય ન પામ્યુ ? ( તિરસ્કારથી ) એમ કે, શુ કહ્યુ ? ( દશરથનદનનુ વિગેરે ઉપરનુ બોલી જાય છે ) તો સાભળો !

### શાર્દૂલવિક્રીડિત

જે કર્ત્તા **હરચાપ** છેદન તથા, આદેશ દેનાર જે
જે જોનાર, પરીખનાર, વળિ જે, શ્રોતા સુવક્તા અને
તે તે લોહિલુહાણ માણસ તણા એ મસ્તકો છેદતો
રૂદ્રે અર્પિત આ કુઠાર કરશે, ક્રીડાજ તત્કાલ તો. ૫૭

(વેગપૂર્વક ચારે તરફ ફરી) રે રે વિદેહરાયના અતઃપુરમા ફરનારા, કુબ્જ, વામન, કિરાત, વર્ષવર, અને કચુકિઓ ! **દશરથ** કુમાર **રામ** કયા છે ? કે જેને માટે આ **પરશુરામ** આવી રહ્યા છે.

### શાર્દુલવિક્રીડિત

નષ્ટ ક્ષત્રિય કઠમાથી ગળતી લોહી નદીથી ભૂત
બારે ત્રૈણ સરોવરપર મહા ક્રોધે કર્યુ તર્પણ,
શંભુ ચાપ વિદારનાર સુણુતા, મ્હારા સમા નામને
શોધે કાર્તિકસ્વામી સાથ ભણુતા આ **રામ**, તે **રામને** ૫૮

+ કાર્તિકસ્વામીના વાહન મોરના પીંછાની ધારને

**રામ**—વત્સ **લક્ષ્મણ**! દૂરથી ન સમજાય તેવા પણ ઘણા જુસ્સાદાર વચનથી ક્રોધ અને વેગધારી **ભાર્ગવમુનિ** જણાય છે

( જામદગ્ન્ય ઉપરનો શ્લોક બોલી જાય છે )

**રામ**—( સવિનય પાસે આવી ) ભગવન્ **ભાર્ગવ**! દયા લાવી પ્રસન્ન થાવ; સદાચાર માની આ **રામ**, વદનની ઇચ્છા રાખે છે.

**જામદગ્ન્ય**—( હસીને ) વદનથી પ્રસન્ન થાય તેવો રેણુકા પુત્ર ન જાણીશ. કારણકે, ગુરૂ ધનુષના ભગનો અપરાધ મોટો છે, શુ નહોતું સાભળ્યુ ?

અનુષ્ટુપ્

જે છે કાળના કાળ કંઠે કાળા **મહેશ્વર**
તેનો **ભાર્ગવ** હુ શિષ્ય જે સ્વાભાવિક દુર્ધર ૫૯

તેથીજ

વસંતતિલકા

જેણે નરેશ્વર સભા મહિ વેગથી ને
તોડ્યુ તજેલ તંડ **શંકર** ચાપને રે'
મોટા પ્રચંડ તુજ તે ભુજદંડ બન્ને
અત્યંત તેજમય **રામ** વિષે થજો ને. ૬૦

**રામ**—( સવિનય ) પુત્ર સરખા બાળબુદ્ધિ હુ બાળકપર કેમ આપની અક્ષમા થાય છે, માટે **તપોરાશે**! આપ જુઓ કે,

વસંતતિલકા

બાહુ તણુ બળ વિચાર્યું ન, ચાપનુ ના–
અલ્પત્વ માન્યુ, બહુ દોષ થયેલ છે આ
ચાપલ્ય તે **પરશુરામ**! ક્ષમા કરોને
**"દુર્વર્ત્તને શિશુતણાં, ગુરૂ હર્ષ માને."** ૬૧

**જામદગ્ન્ય**—શુ હુ તપોરાશિ છુ શૌર્ય રાશિ નથી, કેમરે' બાલીશતા પ્રગટ કરનાર રઘુકુમાર! તું પોતાના બળને સૂચવનારૂ સગર્વ વદે છે! **પણ** હુ તારૂં શુ કરીશ તે સાભળ્યુ!

**માલિની.**

ત્રુટિત કઠણ નાડીચક્ર પર્નાળ-થીજ
ઝરત રૂધિર ધારે શોભનારૂ કબધ
મઠમતું, વિભુના ચાપને ભાગતાનુ
**પરશુ** અમરવધ છેદશે એમ માનુ ૬૨

**રામ**—

ગીતિ.

તે સ્વાધીન કુઠારે આ તમ આધીન **રામ** મસ્તકમાં
યથેષ્ટ ચેષ્ટા કરજો લોપ કરે કોણ આપની આજ્ઞા ! ૬૩

**જામદગ્ન્ય**—યમનો અતિથિ થવા ઇચ્છા રાખે છે કેમ ?

**રામ**—( બે હાથની અજલિ જોડી )

શિખરિણી

તમોને ભક્તિએ **ભૃગુસુત** ! નમુ વેદનિપુણ !
થવા શાંતિ કોપો તણી અહિં કરો કોમળ મન
હઠે કંઠે નાખો પણ પરશુ, ના ક્રોધ મુજને
રઘુના વિપ્રો તો કઇ પણ સમે ગોત્ર ગુરૂ છે ૬૪

**જામદગ્ન્ય**—( હસીને )

સ્રગ્ધરા

રૂદ્રાણી-ધર્મસૂનુ, શરગણથી ખણી ખોદીયો **ક્રૌંચ** અદ્રિ,
**સેનાની**ને હરાવ્યો, કરી રણ રસિક ક્ષત્રિયો મારી કેલિ,
આપી ભિક્ષા ધરાની, શરથી જલધિને ભેદી એમા વસુ-જ,
શ્રેષ્ઠ **શ્રી**કંઠ શિષ્ય, પ્રિય ધનુપકલા, વિપ્ર હુ [1] રૈણુકેય ? ૬૫

**શતાનંદ**—વીરવર્ગમા શ્રેષ્ઠ, [2] **શ્રી**કંઠનો શિષ્ય શુ બોલે છે ?

**જામદગ્ન્ય**—એમ કે, અહિ પણ ક્ષત્રિય બાળક ઉપર આ **પરશુરામ** ધનુષ ધારણ કરે છે, એ **રામ**નોજ અપરાધ છે. ફેણ મારતા **ફણી**ને જે જોઇ શકે નહિ તે તેનોજ દોષ ગણાય તેથી,

ગીતિ

પાકેલા કર્પુર સમ આ **દશરથ**તનુજે ત્ર્યંબ તોડ્યુ છે
મ્હારી લજ્જા, ને વળિ **શંકર** કોદંડ, આત્મજીવનને ૬૬

**જનક**—કેમ ત્યારે શસ્ત્ર છોડયા છતાંયે મ્હારે ફરીથી શસ્ત્ર ગ્રહણ કરવાનો સમય આવ્યો ! ( પડદા સામુ જોઈ ) અરે અહિ કોણ હાજર છે ? ધનુષ, ધનુષ, ( એક પુરૂષ પ્રવેશ કરી ધનુષ આપી જાય છે )

**જનક**—( ધનુષ ગ્રહણ કરી )

---

૧ રેણુકાનો પુત્ર પરશુરામ ( ભાર્ગવ ) ૨ શિવનો

વસંતતિલકા.

ચંડીશનુ ધનુષ ફેંક્યુ દશાનને જ્યા
છોડેલ શસ્ત્ર, પણ મ્હેં તુજને ધર્યું ત્યા
જે બાળમા પણ અયોગ્ય ચરિત્ર ધારે
તે રામ સારૂ ધરી ચાપ ! ગ્રહાય આજે ૬૭

( બરોબર ધારીને )

માલિની

જનકનૃપ નમે છે દેવિ દિવ્યાસ્ત્ર વિદ્યે !
મુજ જીરણ ધનુમા સ્થાન પોતે કરોને,
મમ સમિપ હણે છે રામને રામ આમ
અહિં શર ચલવે હુ વૃદ્ધને થાય દુઃખ ૬૮

દશરથ—સંબધિ જનક ! ના, ના, ધનુષ ધારણ કરવાનુ કંઇ પણ કારણ નથી ! સાહસને પ્રકાશ કરવામાં ભૂષણ રૂપ જમાઇને જાણો છો જ. જુઓ—

મંદાક્રાંતા

જન્મ્યો જે છે રવિકુલ વિષે, જે મહા ભાગ્યવંત
વિશ્વામિત્રે ધનુષ-શ્રુતિમા જે કર્યો એક શિષ્ય
જોયુ જેનુ બલ અધિક તે શંભુનાં ચાપમા ને
તેનો થાશે પરિભવ, હજો સ્વસ્તિ વીરવ્રતોને ૬૯

વિશ્વામિત્ર—મહારાજ જનક ! તમારા સબંધી દશરથ જેમ કહે છે તેમજ કરો; ( ધનુષ લઇ પરશુરામને )

મંદાક્રાંતા.

તું ભાણેજી સુત ભૃગુપતે ! રામ આ શિષ્ય મ્હારો
ડાબો બાહુ ઇતર ભુજમા કાર્યથી ભેદ શાનો ?
દિવ્યાસ્ત્રોનો શિવથી તુજને લાભ હુથીજ આ'ને
તો હું યાચુ વિરમીં કલિથી આર્ય કર્મો કરોને ૭૦

જામદગ્ન્ય—રે' માતાના મામા ! શુ તમારામાં અને પાર્વતીપતિમા કાંઈ પણ ફેર નથી ? શુ તમારા શિષ્ય ક્ષત્રિય બાળકમા અને ક્ષત્રિયોનો નાશ કરનાર આ શંકર શિષ્યમાં કાંઈ પણ અતર નથી ?

**શતાનંદ**—ઘણો યથેચ્છવાદી આ **ભાર્ગવ**, કે વડિલોમાં પણ મર્યાદા રહિત બને છે.

**જામદગ્ન્ય**—કેમ રે સ્વભુજાથી બ્રહ્મત્વને મેળવનાર ! શસ્ત્રગ્રહણ કરવાનો અધિકાર નથી માટે સબંધને અનુસરે છે ?

**રામ**—શસ્ત્રગ્રહણ કરવાનો અધિકાર તો ક્યાં રહ્યો ! આ તો ગુરૂઓને પણ તિરસ્કાર કરાય છે.

**જામદગ્ન્ય**—( ભૃકુટિ વાંકી કરી ) આહ ક્ષત્રિયાધમ ! બટુ ! તું બહુ બડબડાટ કરનાર છે કેમ !

અનુષ્ટુપ

ભગ્ન **ચંડીશ**-કોદંડ-ખંડમાહિં શિવેલ એ
મુંડથી તુજ મુંડી હું વતી પૂજીશ **શંભુને** ૧૭૧

**રામ**—ભગવન્ ! આમ મર્મ છેદનારી રોષવાણી શું વદો છો ?

મંદાક્રાન્તા

વૃદ્ધ, ત્યાગી, ગુરૂશિવ, વળી સત્તમ **બ્રહ્મ**નાથી
માટે આજે અતિ વિનયી છે **રામ** આ આપનાથી
તો શું ! ભીમા ભ્રકુટિ રચના ના હું તેને સહીશ
જેથી લાજે ગુરૂજી મુજ આ વીરતા આચરીશ ૧૭૨

**જામદગ્ન્ય**—તેથી શું થશે !

**રામ**—તેથી આ'વુ કે

શાર્દૂલવિક્રીડિત

આચાર્યત્વ કર્યું **ઉમાપતિ શિવે**, જ્યાં બ્રહ્મચારી થયા
ને વીરત્વ તણા વખાણ ભૂમિમાં જેના કુમારે કર્યા.
ને કોદંડ રહસ્ય આજ ભગવન્ ! જોનાર આ **રામ** છે
સ્હેજે ગર્જિત જૂંભકાસ્ત્ર ધનુષે ના આચરૂ ક્ષાત્રને ૧૭૩

**જામદગ્ન્ય**—વાહરે' ક્ષત્રિયપુત્ર ! વાહ, વાહ્ માતૃમાતુલ શિષ્ય ! વાહ, વાહ્ તાડિકાનાં કુટુંબને તાડન કરનાર ! વાહ, વાહ્ **શંકર** ધનુષને ભાગનાર ! વાહ, વાહ્ **રેણુકા** પુત્રની સાથે રણ કરવામા રસિક ! વાહ્, પરતુ,

**વસંતતિલકા**

કાઢેલ ગૌરીપતિ એજ સમગ્ર સાર
તે ચાપ ભાગ્યો રઘુપુત્ર ! ન ગર્વધાર
વૈકુંઠનુ ધનુષ આ સુકઠોર જે છે
લેતું ચઢાવ અહિ આ તુજ જોર જો છે ? ૭૪

**લક્ષ્મણ**—(આગળ આવી ધનુષ ગ્રહણ કરી) આર્ય આર્ય ! ! **સીતાના** લાભરૂપ પણસબધી **શંકર**ધનુષ ચઢાવવામા આપના શિવાય બીજો કોણ સમર્થ છે ! તો ભુજદડની પ્રચડતાથી ચઢાવાય તેવા આ **વિષ્ણુ**-ધનુષને આરોપણ કરવામાં, આ આપનો ચરણસેવક **લક્ષ્મણ** છતા આપ અધિકારી નથી

**સીતા**—(મનમા) વત્સ **લક્ષ્મણ** ! તું સુલક્ષણી છે કે આ'વુ **રઘુકુળને** યોગ્ય ચરિત્ર ધારણ કરે છે.

**વિશ્વામિત્ર**—મોટા **રામભદ્રે** જ્યારે **ત્ર્યંબક**-ધનુષ તોડયુ, તો **નાના** ભાઇએ વિષ્ણુના ધનુષને ચઢાવવુ અને ભાંગવુ ઘટિતજ છે. ( લક્ષ્મણ ધનુષ ચઢાવે છે )

**શતાનંદ**—

**સ્રગ્ધરા.**

બે હાથો મૂકવાથી નમિત પણછ, ને સજ્જ જ્યાથી કરેલુ
જેવે એ વિષ્ણુચાપ ધ્વનિત, ઝટદઇ લક્ષ્મણે રે' ચઢાવ્યુ
પ્હેલાના **રામને** છે મુખ શશિપર તો ચિન્હ કાળાશનુ ને
બીજા **શ્રીરામને** તો કુમુદપર થતી **હાસ્યની** ચદ્રિકા છે ૭૫

**વિશ્વામિત્ર**—યોગિજનક ! સખે **દશરથ** ! ઇક્ષ્વાકુ કુલના લક્ષ્મણરૂપ **લક્ષ્મણે** રામભદ્રનુ બધુત્વ બરોબર સપાદન કર્યું.

**હેમપ્રભા**—સખિ જાનકિ ! જો જો ત્હારા દિયેરનુ પણ ત્હારા સ્વામી જેવું સાહસ, તેમજ તે આર્ય **લક્ષ્મણે** કહ્યુ કે મોટા બધુએ **શિવધનુષ** ભાગ્યુ તો નાનાબધુને **વિષ્ણુ**નુ ધનુષ ભાગવું ઘટે છે, અને કહુ છુ કે,

**લાવણ્યમયી**

લક્ષ્મણે ધારણ કરતા બાણ
મધ્યમા મૂઠ કરી કે જયાય
દડથી રણ રણ' શબ્દ પમાય
વિજયી **ભાર્ગવ**નુ પતન કરાય

ચપલ પણ છે ધરધર ધમકાય
ધનુષ એ હરિનુ ચલિત જણાય
" બ્રહ્મલોકને ભેદવે પટુતર ગુણ જોડાય
પ્રગટ મેઘમાલા સમ જેની ઘોર ગર્જના થાય
આય, પણ સખિ ! ધનુષ ચઢાવાય— લક્ષ્મણે૦ ૭૬–૭૭
કાન પર્યંત તાણતા દોર
વાંકો થઇ ગઇ છે જેની કોર
વિષ્ણુનુ મોટું ચાપ કઠોર
બન્યુ જેથી છે ગોળ મટોળ
ઝણણ ઝણ ઝણ કરતું ઝણકાર
અધિક સુદર ગુણનો ધમકાર
યુગલ કરદડે ગોળ પ્રચડ
ભગ જેવે થાતા કોદડ
કટ કટ કટ બ્રહ્માંડમા પ્રસર્યો ધ્વનિ સુણાય
જાણે સકલ નરેદ્ર સદનમાં રઘુકુલ સબલ કથાય ?
ધનુષ ટકાર બચતા થાય— લક્ષ્મણે૦ ૭૮–૭૯–૮૦

પુષ્પિતાગ્રા

શિવધનુષ હઠે ચઢાવવાથી ?
" પણ " નિર્માણ કર્યુ ધરા–સુતાનુ
અકથિત " પણ " થાય ઉર્મિલા એ
પરી વળિ આજ મુરારિ ચાપમાં તો. ૮૧

( હાથ ઉંચો કરી ) રે' રે' સબધી દશરથ ! તે મ્હારી વ્હાલી પુત્રી ઉર્મિલા પણ લક્ષ્મણનુ પારિતોષિક હો,

**દશરથ**—ભલે હો ભલે હો,

**વિશ્વામિત્ર**—વળી તે માંડવી તથા શ્રુતકીર્તિ, કુશધ્વજનાં દોહિતર ભરત અને શત્રુઘ્નને હો,

**શતાનંદ**—હમે ઘણાજ ખુશી થયા.

**જામદગ્ન્ય**—દશરથનાં બાળકો મ્હારી ઘણીજ સ્પર્દ્ધા કરે છે તેથી મિથિલા નગરી પાસેની યુદ્ધ કરવા યોગ્ય ભૂમિમા ઉતરીયે, ( એમ કહી ઉતરે છે ) ( પડદા આગળ ) અરે માઠર ! ધનુષ, ધનુષ,

શિષ્ય—( પ્રવેશ કરી ) આ ધનુષ;

જામદગ્ન્ય—( ગૃહણ કરી ).

કટાવ.

આનદે પોતે ફેંકેલાં, અમૃતઝરતા ફુલડાંઓના, સ્પર્શ થયેથી
મુજ બાણોએ મરી ગયેલા વીરો પાછા જીવ પામતા
જેથી નૂતન નાથ મળ્યાની આશાવાળી સુર સુંદરીઓ
નિરાશ થાતા ખેદ પામતી, માટે માથા કૂટતામાં કરોતણાં
કંકણ ખખડંતાં તેનો કોલાહલ છે જેમાં, એવા મોટા
સમર સમારંભોના આજે ખેલો થાઓ— આનદે૦ ૮૨

અને તેથા

અનુષ્ટુપ્

કરીને ભૂતલ બધુ રામ લક્ષ્મણ હીનને
ગુરૂનુ રણ મૂકાતાં જઇશ નિજ આશ્રમે ૮૩

રામ—

ગીતિ.

કરમાં કોદંડ અને ભાથામા બાણ તો ઘણા છેય
નિજ યશ વીર્ય પ્રકાશો, આત્મશ્લાઘા શુ વીરને હોય ! ૮૪

( જુદા જુદા ચારે તરફ સર્વ જાય છે ).

॥ इतिभार्गवभंगो नाम चतुर्थोऽकः समाप्तः



# पंचमोऽकः

**માયામય**—( ચારે તરફ ફરીને આક્ષેપથી ) રે રે સ્વભાવથીજ યથેષ્ટ ચેષ્ટાઓને ઘડનાર **વિધે** ! આ ત્હારો કેવો નિયમ છે કે **રત્નાકર**મા પણ ખારાશ, **સુધાકર**મા પણ કલંક, અને **પુલસ્ત્ય પુત્ર રાવણ**મા પણ બુદ્ધિનો ફેરફાર, માટે તું આ'વા ઠપકાનેજ યોગ્ય છે ઠીક. **રાક્ષસરાજે** મ્હને આજ્ઞા કરી છે કે " તું રઘુરાજધાની **અયોધ્યા**મા જા, અને **ચંદીશ**–કોદંડને ભાગી ગર્વધારણ કરનાર **દશરથ**ના **પ્રથમ** પુત્ર **રામ**ને કહે કે,—

**રથોદ્ધતા**

જાનકી ધનુપ તાણતા મળે
એ 'પણે' પ્રથમ સ્વામિ હુ, મ્હને–
ત્રૈણ લોકપતિનેજ આપ તે
**રામ** ! જાણ તુજ મોહ તે વિશે ૧

કેમ રે' **ક્ષત્રિયબાળ** ! **રાક્ષસ રાજ**ની પ્રતિજ્ઞા ત્હે નથી સાભળી ? ( " દોરી ખેચે " એ પ્રથમાંકનુ બોલી જાય છે ) વત્સ **માયામય** ! તેને તું આમ કહીશ કે તે **સીતા**ને આપી દેશે પછી આપણા આધીન બનેલી તે **મૈથિલી**.

**શાર્દૂલ વિક્રીડિત.**

મ્હારા વિક્રમના ચરિત્ર સઘળા ત્રૈલોક્ય જીત્યા થકી
દેવો દાનવ નમ્ર સ્હેજથી થયા તુંથી સુણી **જાનકી**
સ્વામીમા થઈ દ્વેષયુક્ત મનથી પ્રેમી થશે હુ પર
સ્ત્રીનો પ્રેમ, ગુણો પરસ્પર ગણી સ્પર્દ્ધા વડે આગળ ૨

( વિચાર કરી ) તો, કેમ વારૂ, મ્હારે સ્વભાવેથીજ **નિશાચરો**ના રાજુ, વળિ **વશિષ્ઠ** તથા **વિશ્વામિત્ર**ની સહાયતાવાળા તે **રામ**ને આવુ કેહેવુ ! **અરેરે** ! ! આ તો જાણી જોઇને ઝેર ખાધા જેવુ, અને કાળની દાઢમા હાથ નાખ્યા જેવુ થાય છે. ( નિશ્ચય કરી ) ઠી...ક આ દેવનુ ખોટુ વર્ત્તન નીતિમાન **માલ્યવાન**ને જણાવુ, કે જે હમારી બુદ્ધિરૂપ નૌકાને આપત્તિ વખતે તારનાર નાવિક છે. ( ચારે તરફ જોઇ ) શુ, આ અમાત્ય **માલ્યવાન**–ના હાથમા નખ છે ! ( સમજીને ) તે હમેશા

મહારાજા રાવણની અનીતિઓનાં વિચારમાંજ આસક્ત ચિત્તવાળો જણાય છે. કેમકે સૂર્યકિરણના સ્પર્શ શિવાય કુમુદવનને બીજો રોગ ન હોય;

અનુષ્ટુપ્.

પારકા સુખમાં સુખી દુઃખી જે પરદુઃખમાં
કવિઓ કાવ્યમાં થાય મંત્રિયો નયતંત્રમાં

( ત્યાર પછી ઉપર જણાવેલો માલ્યવાન પ્રવેશ કરે છે. )

**માલ્યવાન**—મિથિલાપુરીમા રહેતા ચરે, પત્ર મોકલ્યો છે તો લાવ, તેને વાંચી જોઉં ( ખોલીને વાંચે છે ) " સ્વસ્તિ શ્રી લંકાપુરી મધ્યે મતિમાન માલ્યવાનને વિદેહનગરથી કોઇક સવિનય જણાવે છે. અન્ય સર્વ આનદ છે પણ.

વસંતતિલકા.

**સીતા** સ્વયવર વિષે શિવના ધનુને
**રામે** ચઢાવીં ભુજથી કર્યું ભગ જેને
તે સર્વ જાણી **શિવશિષ્ય** મુનીંદ્ર રોષે
જાણે બળ્યા શુ **મિથિલાપુર** આવીયા છે! ૪

એ તમે જાણો છો જ, પણ વળી આ તમને નિવેદન કરૂં છુ કે, ત્યાં બાણોને વર્ષાવનાર, યોદ્ધાઓને હર્ષાવનાર, બ્હીકણોને અકળાવનાર, પરસ્પર પ્રહારોને કરાવનાર, રૂધિરોને પ્રગટાવનાર મહાસગ્રામમાં

મંદાક્રાંતા.

"**શંભુથી**" ને 'કુશિક મુનિથી પ્રાપ્ત વિદ્યા કરી છે'
"**ક્ષત્રિચ્છેદી**" 'દશરથ તણા પુત્રમા અગ્રણી જે'
જન્મ્યા "**વૃદ્ધ ચ્યવનકુલમાં**" 'બાળ એ સૂર્ય વંશે'
જીત્યા મૃત્યુહર શર વડે "**રામને**" 'રામચંદ્રે' ૫

અરે આ તો મોટી વાત! અને તેની પણ પત્નીમાં રાક્ષસરાજ અનુરાગ કરે છે, એ મ્હારા મનને સુખરૂપ નથી લાગતું.

**માયામય**—( **જોઇને** ) ઠીક, લેખ તો વાંચી રહ્યા છે, માટે હુ એમની પાસે જઉં ( જઇને ) કનિષ્ઠ માતામહ ! આ માયામય પ્રણામ કરે છે.

**માલ્યવાન**—બેટા ' તું સારો છે ? મહારાજ રાવણ શુ કરે છે ?

**માયામય**—બ્રહ્માના વંશમાં ન કરાય તેવું કરી રહ્યા છે.

**માલ્યવાન**—શુ શુ ? ?

**માયામય**—મ્હને આજ્ઞા કરી છે કે “ ( રાવણનો સંદેશો વાંચે છે )

**માલ્યવાન**—( હસતા ) વૃદ્ધોની બુદ્ધિ પ્રથમ જેવી ધારણા બાધે છે, તેવીજ કાર્યની દુર્દશા પરિણામે બને છે, મ્હે **શંકર** ધનુષનો તિરસ્કાર કર્યો ત્યારથી જોઈ મૂકેલુ હતું કે **રાવણ સીતા**નુ હરણ કરશે.

**માયામય**—પછી પછી ?

**માલ્યવાન**—અને તેથીજ મ્હેં, **મંદોદરી**ના પિતા માયાગુરૂ **મય**ના પ્રથમ શિષ્ય **વિશારદ** નામના યત્રકારને **સીતા**ની પ્રતિકૃતિ કરવાને કહેલુ છે તેણે તે બનાવી પણ છે વળિ **લંકેશ્વર**ને છેતરવા એમ પણ કહ્યુ છે કે—

ગીતિ

યત્રકારની ચચળ કાષ્ઠશરીરા યત્ર-**જાન**કી એ
મુખ મધ્ય સારિકાએ બોલતી છેતરશે દશમુખને ૬

**માયામય**—( ચકિત બની ) .

અનુષ્ટુપ્

દીઠી **માતામહે** કે શુ કેવી છે **યત્રજાન**કી ?
**માયામય** ! નિહાળી મ્હે જાણે છે સત્ય **જાન**કી ૭

**માલ્યવાન**—

અને તેવી રીતે **સીતા**ની **ધાત્રે**યિકા પણ બનાવી છે, (દરેક મુખપર હાથ ફેરવી ) તે દેવનુ **મિથિલા** પુરીમા જવાનુ, વિઘ્ન વિના શાન્ત થાય તેમ તે **યત્રકાર**નાં વચનથી તે પૂતળીનુ સારી રીતે વર્ણન કરવુ ઉચિત છે, માટે કપટ વિધિએ નિરતર પ્રેમ મેળવવો, ને તેને સાચુ ઠરાવવા હમણા **લંકેશ્વર**ને કહેવુ કે પારકાને પરણેલી તે **સીતા** પણ

**વંશસ્થ.**

ત્રિલોક જીતેલ તવ પ્રકાશ, તે
ગુણો વડે તું પર છે પ્રસન્ન તે
રજા વિના લગ્ન તણા પ્રયોગને
નિવારતી એ અતિનમ્ર મસ્તકે ૮

**માયામય**—પણ આ પ્રમાણે **રાવણ** માનશે ખરો ?

**માલ્યવાન**—વાણીથી માનશે એટલુ જ નહિ, પણ મનથાયે ગૃહણ કરશે, (બન્ને જણ હસે છે)

**માયામય**—આમ કર્યાથી શુ થશે વારૂ ?

**માલ્યવાન**—સાંભળ, એ થાય કે, **સીતા**ની પ્રતિકૃતિને જોયાથી **રાવણ** મોહિત બની જશે, એમ થવાથી સમયનો લાભ મળશે, તે સમયનો લાભજ નયવિદોના પ્રયોગોને વિચારવાનો વખત આપે છે કેમકે પ્રયોગને આધીનજ કાર્ય સિદ્ધિ હોય છે,

**માયામય**—આપ કહો છો તે બરાબર છે

**માલ્યવાન**—પ્રયોગ સાધી શકાય તેવી રીતે દૃઢ બનાવવા, કાળને લબાવવો જોઇએ

**માયામય**—જેવી આપની આજ્ઞા,

**માલ્યવાન**—ધારેલા કામની સિદ્ધિ સારૂ તુ જા, હુ પણ **પ્રધાનશાલામા** જઇશ. (બન્ને જાય છે)

॥ इति शुद्धविष्कम्भक ॥

(ત્યાર પછી રાવણ અને પ્રહસ્ત ચામરધારિણીઓ સાથે પ્રવેશ કરે છે.)

**શાર્દૂલવિક્રીડિત.**

રાજી **શંકર** ના થયા શુ શિરના છેદે તથા હોમથી ?
બાધ્યો દ્વારતણી ન ભોગળ વિષે **દેવેંદ્ર**ને દોરથી ?
લીધુ ના હરવી **કુબેર** રણમા વૈમાન ઇચ્છાપ્રદ ?
જોવી **મૈથિલ** પુત્રીને વળિ હવે હર્ષાય **લંકેશ્વર** ૯

અહો હૃદય ! **માયામયે** જણાવેલા અમૃતમય અક્ષરો તું ના વિસરીશ; જે કે—

**શાર્દૂલવિક્રીડિત**

ત્યાગે બાગ **શશિપ્રભા** પર બળે કટાળતી **મ્હેલ**થી
ત્રાસે **ક્રીડનમઘ**થી વિષ સમા આભૂષણો માનતી
જેનો કેવળ પોયણી દલતણી શય્યા વિષે વાસ છે
કલ્પેલી તુજ આકૃતિ પર બની **આસક્ત** **વૈદેહિ** તે ૧૦

માટે **પ્રહસ્ત** ! સત્વર **જાનકી**ને બોલાવ, પ્રિયજનનો સમાગમ કાલક્ષેપને નથી સહન કરતો.

( પ્રહસ્ત ત્યાંથી નીકળી સીતા અને સિંદૂરિકા સાથે પ્રવેશ કરે છે. )

**માયામય**—આ...તે...**સી**તા,

**રાવણ**—આ...તે ..જ કે ? ( જાણીને )

**હિંડી.**

જલે જન્મ રહિત કમલ સમ સુનેત્ર
વદનને સુધાંશુ પણ ગણાય મિત્ર
ભમર મદનતણાં તોરણો સમી છે
વિલાસ વેલડીનાં હાસ્ય પલ્લવો છે .
વચન મધુર કંઠ કોકિલા સમાન
અહહહ શુ મૃગાક્ષીનુ સ્વરૂપ ધામ ! ! !
પૂર્ણ સર્વ અગનુ વિધાન થાય
સૃષ્ટિ નિપુણપણું વિધિતણું મનાય ૧૧

**સિંદૂરિકા**—દેવ દશાનન ! ધનુષ આરોપણના દિવસે જોયેલાં તમારાં વદનોને, આજ હવે જાનકી વારવાર આંખોથી પાન કરે છે.

**રાવણ**—ભદ્રે ! મદનપરવશ થયેલા જનને શાત કરવાનુ તું સારી રીતે જાણે છે.

**સિંદૂરિકા—રાક્ષસ** શિરોમણિના આગળ ખોટુ તો કેમ કહેવાય !

**રાવણ**—( આનન્દમાં ) બોલ બોલ, વીસ પ્રકારે સભળાતું અમૃત જાણે એકજ પ્રકારે સાભળતો હઉ ! એમ અનુભવુછુ.

**સિંદૂરિકા**—આપને વિનવુ છુ કે—

**શાર્દૂલ વિક્રીડિત.**

મીઠી કૌમુદીને ઉલઘન કરે ઢાંકી ચિનાઇ પટે
કોપે છે નિજ કંઠને ઉચરતો જે પચમા સૂરને
એનો આદર સર્વ વસ્તુ વિસરી ત્હારાજ સલાપમા
લોકો તેપર બાધહીન વદતા તુ બોલ શુ ધ્યાનમાં ? ૧૨

**રાવણ**—( ખુશ થતો ) પછી પછી ?

હિંડી

**જનક**જાને આમ કામ તાપ થાય
સ્પર્શ વારિ પામતા મહિ સુકાય

સ્નેહીં બધુજને દાહ બ્હીકનાથી
કર સ્પર્શ કરી પરખ ના કરાતી
મલય ચંદનનો લેપ અફળ જાય
તેમ ઓષધોથી શાંત ના કરાય
મોતીમાળના સુમણિ ગણો બધાંય
તડ તડ ધાણી પેર ફુટતાં જણાય ૧૩

**રાવણ**—અયિ **સીતા**ની ધાત્રેયી! જો એમ છે તો, કેમ જાનકી મ્હારા સ્હામુ વાંકુ મુખ કરી બેઠી છે?

**સિંદૂરિકા**—નવા સ્નેહનોજ એ વાંક છે, મ્હારી સખીનો તો એમાં કંઇ પણ વાંક નથી,

ગીતિ.

વદન નિયમમા રાખે ખાધ વિષે નમિત ચલિત કાયાથી
લજ્જાળુ લલના જે, બાળાઓ પ્રિયજન નવ–સગમથી ૧૪

**રાવણ**—તું **સીતા**ની પ્રિય સખીજ છે તો ત્હને તે શુ કહેવું, કેવડાના કઇક સબધવાળુ લૂગડુ પણ સુગધિ આપે છે. (સીતાને) અયિ જનકરાજપુત્રિ! ભલે પધાર્યા. કુશળ તો છો ને?

**સીતા**—(સખીના કાનમા) આમ આમ કહે,

**સિંદૂરિકા**—લંકેશ્વર! સખીદ્વારા વાત કરતી જાનકી વિનંતી કરે છે કે આજ તો મંદોદરીના વ્હાલાના દર્શનથી કુશળ છીયે.

**રાવણ**—(મનમા) ખરેખર, વૈદેહી મ્હારા ઉપર અતિ પ્રેમવતી છે. કેમકે સ્રીયોનુ ઇર્ષ્યાપણુંજ ઘણા પ્રેમનો પ્રકાશ કરે છે. (હસી–પ્રકાશ) નહિ નહિ જાનકીના પ્રાણનાથના દર્શનથી કુશળ છીયે એમ બોલવુ જોઇએ. ઓ હો હૃદય!! આજ તું મનોરથના પારને પામેલુ છે. કેમકે—

રથોદ્ધતા.

કામીં બેજણુ તણો સમાન જે
મોર પિચ્છવત પ્રેમ રમ્ય તે
શોભતો ન પણુ એકથી જરા
શ્યામ પૃષ્ઠસમ મોર પત્રના ૧૫

**સીતા**—(સખીના કાનમાં) આમ આમ બોલ,

**સિંદુરિકા**—કંઠને ભેટાય તેમ લાજ છાડીને તું બોલ કેમકે તું તો દૂતીઓ-નીયે દૂતી છે.

**સીતા**—જેમ આપ લંકાનાથે કહ્યું તેમ આ સબધમાં વળિ મ્હારાં રચેલાં વચનો સાભળો

**ગીતિ.**

એક રાતમા ઉજ્વળ, મોરપત્ર સમ પ્રેમ વડે બહુ છે
વખાણીએ બે જણની, સમાન પ્રીતિ લલિત પિચ્છ-સમજે, ૧૬

**રાવણ**—ત્યારે તો, ગાઢ અને દૃઢ પ્રેમી દશકંઠ વિજય પામે છે

**સીતા**—દશકંઠ ઘણાજ વિજય પામે છે.

**મરાઠી સાખીની ચાલ.**

સમ યૌવન સમ રૂપ સમો વડ પ્રેમરસ વળિ જામે
સમ સુખ દુખ સમ સર્વ વિલાસો સમપુણ્યથી જન પામે ૧૭

**રાવણ**—અહા હા હા ! ! ! જનક નંદિનીની કેવી મીઠી વાણી કે—

**ઝુલણા**

મધુર રસમા પ્રથમ રૂપ અન્યોન્યનુ
એમ મિથ્યા ઘણાથી મનાયે,
પણ મદનના ખરા સુહૃદ તે પ્રેમનુ
કુશળ હો એ તણી અહિ કૃપાએ
નિસ્પૃહી પ્રિય સખીની વિવિધ વાણીઓ
ધારતા ક્રોધ આનંદનારે
ઉદય સમુદય પ્રહર પ્રહર સમયે સદા
દંપતી પ્રેમથી પામતા રે — (મધુર૦ )

દેવી વૈદેહિ ! આ વિનતિ કરૂ છે કે—

**રાગબિહાગ.**

યદિ કૌતક તુજ મન થાય— . ધ્રુવ૦
નયન-વિલાસો પર તો મ્હારા
વિંશતિ નેત્રસુહાય
ગાઢ આલિંગન પર પ્રીતિ તો
ભુજ મંડળ નિરખાય— યદિ૦
પ્રેમ હોય પરિચુંબનમા તો
આ દશવદન જણાય

રાવણ રાઘવની સેવામાં
મોટું અતર આય યદિ ક્રો૦ ૧૯

વળિ જાનકિ ! હું લંકાનો સ્વામી છુ, એટલે–

માલિની.

પુનિત મુજ ભુજોની ઉગ્રતાના પ્રતાપે
દયિત પતિ હરાતા જોડતી અજલિએ
સુરતણી વનિતાઓ–નાં શિરો માલ્ય ત્હારી
ચરણ નખ શિખા હો શેખરી ભાવધારી ૨૦

**સીતા**—ઓહ્ દશાનન ! પુરૂષ જાતથી શકા પામતી હોવાને લીધે માનિનીઓ, મહામાન્ય પુરૂષોને પણ માનવા યોગ્ય હોય છે હૈં,

**રાવણ**—સુદરિ ! શુ હજુ પણ સદેહ કરે છે ? આવ, આવ,

મંદાક્રાંતા

દેવોના તે ઉપવન વિષે વાંછના જો વિહારે
ઇંદુ તારા–ગણથી લસતા મેરૂના શૃગમા ને
તો તો સીતે ! કઠણ કુચને પુલ રોમાચવાળુ
પ્રેમે લંકાપતિ હુ મુજને આપ આશ્લેશ ગાઢુ ૨૧

( એમ કહી ઝાલે છે ) ( આશ્ચર્ય પામતો ) એતે શુ, જાણે સ્ત્રીનો સ્પર્શ ન હોય તેવો સ્પર્શ થાય છે ?

રથોદ્ધતા.

દેવીયો મહિ ન રૂપ આ સમ
સ્પર્શ આ પણ દિસે શિલા સમ
જાણતા જનકરાયની થઇ
શુ મ્હને પરખવાની આમતિ ૨૨

( બરોબર જોઇ ) અરે માયામય ! જેના મુખમા મેના મૂકેલી છે, તે આ સીતાની પ્રતિકૃતિનુ યત્ર છે. અહો ! જાનકીના વ્હાવલાને આપવાથી તું મતિમાન માયામય પણ ઠગાયો છે ! તો તુ જા, આ'ને મ્હારા વિનોદ માટે રાજમહેલમા સ્થાપન કર. ( સીતા સિંદૂરિકા અને માયામય જાય છે )

**રાવણ**—( કામાશયને ભજવતો ) રે પ્રભજનિકે ! ક્રીડોદ્યાનનો માર્ગ બતાવ, કેમકે એકીસમય રાત્રિ દિવસને પ્રાપ્ત કરનાર, એકીસમય ચંદ્ર

સૂર્યને પ્રગટાવનાર, એકીસમય સર્વ રૂતુઓને જુદી જુદી રીતે સ્થાપનારને ક્રીડોદ્યાનમાં સીતાના વિરહથી દુઃખી થયેલા આત્માને આનંદ આપુ. વળિ હે પ્રહસ્ત ! તું અહિંથી જઇ ત્યાં, સર્વ ઠંડા ઉપચારો સ્થાપન કર અને તે શિવાયનાં દૂર કરી દે.

**પ્રહસ્ત**—( ફરતો )

**શાર્દૂલવિક્રીડિત.**

તું શો ચૈત્ર ! અહિં અને મદનની, ને શક્તિ શી ચંદ્રની
રે'થા શાંત વસંત-વાયુ ! વિરમી તું જા અરે કોકિલ !
દેવ શ્રી દશકંઠ રાવણ વિષે ના કોપને ધારવા
તે એ ગૌતમ-નાર-જાર [1]હરિમા હો શૌર્યે જે આપનાં ૨૩

( જાય છે )

**( નેપથ્યમાં )**

**શાર્દૂલ વિક્રીડિત.**

રાહો ! તું ગળ્ય સૂર્યને વરૂણ ! તું દે હોલવી વહ્નિને
સર્વે મેઘગણો ! મળીજ હણજો તે ગ્રીષ્મનાં ગર્વને
હે હિમાલય ! ચંદ્ર ! હે ક્ષીરનિધે ! હેમંત ! મંદાકિનિ !
આવો દેવ-ગૃહે બધા ઝટ તમો, સેવા સમો આ વળિ, ૨૪

**પ્રતિહારી**—આમ આમ પધારો મહારાજ રાવણ ! આ "લીલોદ્યાન"
( બન્ને જણ પ્રવેશ કરે છે )

**રાવણ**—ભદ્રે ! સર્વ રૂતુઓથી મનોહર જણાતા લીલોદ્યાનના ભાગોને જોવા ઇચ્છુ છુ.

**પ્રતિહારી**—આમ આમ પધારો મહારાજ રાવણ ! ( રાવણ ફરે છે )

**પ્રતિહારી**—આ ગ્રીષ્મ, કે જે પાણી સોશઇ જવાથી ઉંચી દાંડી-વાળા કમળનાં મડઓથી દીપતો, સેવન કરાતી સુંદરીઓનાં ભીનાં અંગોને લીલાએ આલિંગન કરાતા આનંદમાં કંઇક નિદ્રા પામતા કામીજનોને શીતળ લાગતો શોભી રહ્યો છે.

**રાવણ**—અરે ! આ ગ્રીષ્મ છે કે ? અહિંઆ તો—

---

૧ ઇંદ્રમા

મંદાક્રાંતા

વ્હાણે જેવે કમળ કળીઓ ખીલતી હાંડી સાથે
રાત્રિ મધ્યે નીલ નલિનને ઇંદુ જેવે ખીલાવે
તેવે તેજી રવિ સહિત આ ગ્રીષ્મમાં કામીઓનાં
પખા સૂકા જળથી ઝટ શુ ! ફેર ભીનાં કરાનાં　　　　૨૫

અને

લાવણ્યમયી.

ગ્રીષ્મમા ચપલાઓને અંગ
વિજય જય પામે છે નવરગ
કાનમા સિરિષ પુષ્પ મોહત
મોતીનો હાર કઠ લળકત
અપાંગે મજીઠ– રગ સમ રગ
યુગલ નયનો છે ચપલ કુરગ
લોલ જળથી છે ભીનુ અગ　　　　ગ્રીષ્મમા૦
ગુલાબ કુસુમ વડે રચી માળા મસ્તક સંગ
નલિની મૂળ મૃણાલતણા શૃગાર ધરી ઉછરગ
અગ–કુચપર ચદનનો ગધ　　　　ગ્રીષ્મમા૦ ૨૬

( અત્યત સતાપને જણાવતો )

પુષ્પિતાગ્રા

અતિ શિતળ ઉપાયને હુ યોગ્ય
ઉભય ખરે સમકાલ તે અસહ્ય
રવિ–કિરણ પ્રચડ, ઉષ્ણ કાળ
વિરહ થયો વળિ વ્હાલી કેરી સાથ　　　　૨૭

આ'ની આગળ શુ છે તે દેખાડય ?

**પ્રતિહારી**—( થોડુ ચાલ્યા પછી ઉભા રહી ) આ વર્ષા. જે સર્વ બધુઓનો મેળાપ કરાવનારી, પથિકોમાં માર્ગને અટકાવનારી, લાગલીના ફુલોથી ઘણી શોભેલી, ખીલવાથી ખરી પડેલા અકુલોએ છવાઇ ગયેલી, કામવિલાસની ચેષ્ટાને પ્રગટ કરતી પ્રકાશે છે.

**રાવણ**—આ વર્ષાઋતુ કે, અહિં પણ—

રાગ આશાગોડી.

ગભીર મેઘ ગણો ગડગડતાં
નાગ ગગન ધરણીમાં પ્રસરતા (ધ્રુવ૦)
ત્રિભુવનને ચિંતવતા સ્મરના
ગુણ ઘોષવતા પ્રથમ કાસદ આ (ગંભીર૦)
હસસમૂહ પ્રવાસે નિસરતા
મોર નૃત્યમય વાજીંત્ર કરતા (ગભીર૦)
વિદુર–ગિરિમા રત્ન થવાના
એમ ચિહ્ન મગળ સૂચવતા (ગભીર૦) ૨૯

વળિ,

સ્ત્રગ્ધરા

ભેગા જૂના કરેલા જીરક કણ તણી કાંતિ શા કેસરોના
ચૉપાસે *દ્રોણિમાહે સ્થિત પુરણ ત્રણે પત્રથી વ્યાપીયુ આ
ઢંકાયુ છે ભમતા ભમરગણવડે દુઃખમા હર્ષ આપે
બાગે, ગધે જણાતું ન નજર પડતું કેતકી પુષ્પ ખીલે. ૨૯

માલિની.

વિરમ વિરમ વર્ષા ભદ્રહો ત્હારૂ ભદ્રે !
ઉચિત નહિ કુટુમ્બી તાહ્યરા આમ એકે
વિરહી અવિરહીને ભાળતા વા ના મેઘો
સુખી વળિ અસુખીને દૂભવે સર્વને તો. ૩૦

આગળ દેખાડ,

**પ્રતિહારી**—(કંઇક આગળ આવી) આ શરદ, જે કરમદાના ફૂલોના ખીલવાથી વિલસતી, ખીલેલા કાળા કમળોને ધારતી, ઇંદ્રધનુષનુ અનુકરણ કરતા બધૂક પુષ્પોએ ભાસતી, કેવડાની સુગધને વિરલ કરતી અને અનેક સરોવરોને દીપાવતી દેખાય છે

**રાવણ**—શુ આ શરદ,

પુષ્પિતાગ્રા

પ્રગટ શરદ થાય અન્ય કો એ !
વિકસિત કેસર કર્ણ ભૂપણો છે

---

* જળને વહેતી લાકડાની પરનાળ

વળિ સરિત તટો વિષે ત્વરાએ
મળી સરવે બહુ રાજહંસ રાજે ૩૧

તથા

રાગ આશાવરી.

શરદનાં સુંદર વાયુ વાય (૨) ધ્રુવ૦
નીલ કમલના સુહૃદ સમાંએ
સુંદર વાયુ વાય શરદના૦
ભમરોએ ચુંબન પામેલા
લાલ કમલ વિકસાય શરદના૦
નગોડ પર ખીલેલ કુસુમના
ગંધ બધે પ્રસરાય શરદના૦
પોયણી રસકણ હરણ કરતા
હંસ મંડળ જણાય શરદના૦
કંઠ નાળથી કૂંજન કરતા
આનંદ ઉર ન સમાય શરદના૦ ૩૨

મરાઠી-સાખી.

જળપર કમળ શશિ નભમાં વળિ તટ સરિતાઓમાં ને
વાણી હંસ-વિષે દરશાવે શરદ વિભક્ત સીતાને ૩૩

( દુઃખ પ્રગટતો ) આ તો શરદ નામધારી બીજો ગ્રીષ્મ મારે આગળ દેખાડચ,

**પ્રતિહારી**—( કંઇક ચાલી ) આ હેમંત, જે સલિલની લીલાઓને ધીક્કારતો, પ્રસરતા ગાઢા લોધરતરૂના પુષ્પોના પરાગોએ સર્વ દિશાના ભાગોને પીળા રંગતો, યથેચ્છ ફરતા ક્રૌંચ-પક્ષીના ટોળાંના કળકળાટથી સીમાડાને સ્પર્શ કરતો રમણીય જણાય છે.

**રાવણ**—અયે ! શું આ હેમંત છે ?

માલિની.

દ્રવિડ યુવતિ કેરા ગંડના જેવું નીલ
મદન ધનુષ ધારે કામભંડારી હાલ
અતિ વિરહિણિ હંસી-ઓ તણા કંઠજેવી
ધવલ પરવવાળી શેરડી છે રૂપાળી ૩૪

વળિ,

( નાથ કેસે ગજકો બંધ૦ એ રાહ. )

હેમતનાં રમ્ય પવન ફુંકરાય
રલ્લક મૃગ એ થકી બહુ હરખાય ધ્રુવ૦
લંપાક દેશ તણી લલનાઓના
કેશ–વેશ સમરાય
ચંદ્ર–ભાગા નદીનાં જળ નિર્મળ
તે પર સ્પર્શ કરાય હેમતના૦
ભોજપત્ર કપાવતા કસ્તૂરી–
મૃગના આમોદ છવાય
બાલ્હવ દેશની માનિનીઓનુ
એપર વ્હાલ મનાય હેમંતનાં૦
કૈંતલ દેશની કામિનીઓનાં
કેલિ કોલાહલ થાય
હિમ તણો અતિષય પરિચય જ્યા
સર્વજનોથી પમાય હેમતના૦ ૩૫

( સતાપ જણાવતો )

ગીતિ.

ન કથન કરાય તેવો, મદન સરવ મમ દેહ દહન કરતો
હા ! હત ! હત ! પણ જ્યા, હેમત મ્હને નિદાઘ સમ દમતો ૩૬

વળિ આગળ બતાવ;

**પ્રતિહારી**—આ શિશિર ઋતુ, જે હિમવડે મનોહર જણાતી કુંદલતાઓના નવાં કુરોથી શોભિતી, પુષ્કળ ગળતા ઝાકળનાં બિંદુઓને લીધે યથેષ્ટ ગાઢ રીતે ભેટવામા પ્રીતિ કરાવતી, [1]પ્રભાકરના કિરણોને સન્માન અપાવતી, ઠડકમા ઢકાતા ચદ્રને મલીન કરતી સર્વની કાંતિને ધારણ કરે છે.

**રાવણ**—અરે આ શિશિર ! આ'માં તો

મંદાક્રાંતા.

શક્તિ અગ્નિ તણી જળ સમી દાહનો નાશ થાતાં
નિત્યે પુષ્પો મરૂબક તરૂ–મા નવા તેમ થામાં

---

૧ સૂર્યના

ધારે ત્રાસે રવિશુ ! હિમથી અગ્નિ કેરી દિશાને
તે આ દુઃખી દિવસ શિશિરે એમ સકોચ પામે ૩૭

**શાર્દૂલ વિક્રીડિત.**

કેશો મધ્ય મુકેલ માળ વિણુ એ મોતી તણું ભૂષણુ
નારીને સ્તન લેપ કુકુમ તણો ને ગૂઢ છે મદિર
વસ્ત્રો સ્થૂલ ધરે ઘણા અગરૂના ધુપો પ્રકાશે અને
ઉના સાધન ભોગના સુકૃતિને સભોગ માટે બને ૩૮

( સખેદ )

**માલિની**

નગર પરિઘ જેવા લબ બાહુ હમારા
સ્તન જનક–સુતાના હસ્તિ–કુભોથી સારા
શિશિર ! પવન ત્હારો હીમવાળો વળી એ
ત્રણ પણ મળવે દુષ્પ્રાપ લંકેશને છે. ૩૯

હવે આગળ દર્શાવ.

**પ્રતિહારી**—આ વસત, જે ખોલેલા નખલાઓના વનથી ભાસતો, લગોલગ આવેલી આસોપલ્લવની શાખાઓને પલ્લવિત બનાવતો, નિરંતર કોકિલાઓના કંઠોથી મધુર ગાનને પ્રગટતો, કૂટજ વૃક્ષની ગાંઠોમા રહેલા જટાવાળા પુન્નાગ તરૂઓની ઘટાથી ધાટીલો, શોભાજનની પુષ્પિત શાખાઓથી શોભતો, પથિકોને મરણની શકા ઉપજાવતો રમ્ય લાગે છે;

**રાવણ**—અરે ! આ વસત કે ? અહિઆ—

**રાગ કાફી**

અરે આ...સરસ વસત દિસે !
સુખકર સરસ વસત દિસે ૪૦
મોગરવેલ, દુધ સમ સુદર
કુસુમસમૂહ વિકસે
બાલ્હિક–દેશની સુદરીઓના
દતક્ષત સમ એ અરે આ૦
અરૂણ દલોએ પૂજીત તે આ
વૃક્ષ અશોક લસે

ભૃંગીએ ઓળખિત કિંશુક
કંઈક શિથિલ વિલસે — અરે આ૦
દિવ્ય ગુલાબની લેશ ખીલેલી
કળીઓ પરમ મસમસે
મજીઠ રંગ સમ એમની કાંઈક
ઑરજ કાંતિ લસે — અરે આ૦ ૪૦

### ગીતિ

આમ્ર માંજરોની જે, ટોચ થયેલી કુપળીઓ પ્રથમમાં
ઝટ-પટ-થી સહચરીઓ, ભાગે, રક્ષણમા વિરહિણીઓના ૪૧

( બરોબર જોઇ ઉત્કંઠા પૂર્વક ) **સીતા**નાં અંગોની શોભા જેવી કંઈક સરખામણી હોવાને લીધે વસંત-લક્ષ્મી મ્હને બમણી રમણીય લાગે છે

### સ્રગ્ધરા

વૈદેહીને મધૂ કીકુસુમ અનુસરે અર્ધ લાવણ્યતામા
આંખોનુ સામ્ય કાળા કમળ, [1]દશનનુ સામ્ય છે મોગરામા
કાયાની છે સુગંધી બકુલ કુસુમ શી ઑઠ ગુલાબ જેમ
ક્રીડાએ રમ્ય ચૈત્ર[2] ! પ્રિય અહિ મુજને તુ વળી છે અલભ્ય ૪૨

**પ્રભંજનિકા**—બહુ થયુ બહુ થયુ; મહારાજ ! એ તો ઉત્કંઠા કરાવવામા ઘણોજ જબરો છે.

**રાવણ**—( ઉત્કંઠા બતાવી )

### પ્રહર્ષણીય

હે ગ્રીષ્મ ! દુખદ વસંત હઠાવ
( સંતાપ જણાવી )
તુ વર્ષા સમય [3]નિદાઘને દબાવ
( ઉત્કંઠા બતાવી )
વર્ષાને શરદ ! શમાવ
( ફરી સંતાપ જણાવી )
હાય ! હાય !
હેમંત ! શરદ હણો શિશીર સાથ ૪૩

---

૧ દાંતનુ ૨ ગ્રીષ્મને ૩ વસંત

**પ્રભંજનિકા**—દેવ ! આપે સર્વ રૂતુમડળ જોયું. તો હવે, અમંદ મકરંદનાં બિંદુઓને વરસાવતી, પોતાની મેળે ચાલી રહેલા યાંત્રિક પંખાઓને ધારતી, ગાંઠો સહિત અને ગાંઠો રહિત એવી કનક કેળોનાં કોળીયામાં લુબ્ધ બનેલા કસ્તૂરીમૃગોની કસ્તૂરી વડે દશે દિશાને સુગંધિત કરતી, વળિ, વૈદેહિનાં વિરહની વેદનામા વિનોદ આપે એવી રત્નમય ચોરસીને આપ અલકૃત કરો,

**રાવણ**—જેવી ત્હારી ઇચ્છા. ( ભમી સખેદ. )

### શાર્દૂલ વિક્રીડિત.

આ મ્હારૂ મુખડુ શ્રમી, વળિ થયુ આ મદ, આ ખેદમાં,
કપે આ મુખ, આ બગાસુ કરતું, ને બોલતું, મુગુ, આ
આ ચિંતા કરતું, રૂવાટ ધરતુ, આ આસુ વર્ષાવતું
સીતાના વિરહે બની દશમુખી હા ! ધિક્ ! હવે શુ કરૂ. ૪૪

**પ્રભંજનિકા**—( મનમા ) જેમ મદન આજ્ઞા કરે તેમ, ( પ્રવેશ બતાવી ) આ મણિમય ચોરસીનાં કેલિ–પલગ પર બિરાજો;

**રાવણ**—( બેશીને કોપમાં )

### શાર્દૂલવિક્રીડિત.

તેને પીડય ઘણુ મ્હને પરહરી,—
( તિરસ્કારથી ) તેને મ્હને ના હણ,
( દયાથી ) તેનો નાશ થવા રચેલ શરથી તુ નાશ મ્હારો કર,
( પ્રીતિથી) યદ્વા હે સ્મર ! આ યુધો ગ્રહી બધા તુ માર તેને મ્હને,
જેથી હુ વળિ જાનકી સદશ એ પ્રેમો હમે પામીયે. ૪૫

તો ભદ્રે ! ઠડા ઉપચારો હાજર કર,

**પ્રભંજનિકા**—દેવ ! દેવતાઓ આવ્યા, અને સર્વ ઠડા ઉપચારોની સામગ્રી નિવેદન કરી, તે આપની પાસે જ છે, શુ આપ લંકેશ્વરને તે ચિંતા કરતાંજ નથી આવી મળ્યુ ?

**રાવણ**—( આગળ જોઈ )

### માલિની.

જળ કળશ ગ્રહોને હાથમા મંદરસ્ત્રી !
હિમગિરિતણી નારી જે રહો હીમ ધારી

મલયગૃહિણી ધારો ચદનોનાં સુવારિ
ચમર પવન ઢોળો તેમ નેપાળપાળી. ૪૬

( કંઈક તાપને જણાવી ) બહુ થયુ, બહુ થયુ, તમારાથી, અરે પર્વત–પત્નિઓ ! તમારા અંગનો સગ મ્હને અત્યત સતાપ આપે છે. ( બીજી તરફ જોઇ. )

### શાર્દૂલવિક્રીડિત.

જે નારીજન જન્મીયા ઉકળતા એ ચડ માર્ત્તડથી,
શંભુ લોચનથી, વળી મદનથી, હો બ્હાર તે મ્હેલથી
ને જે અમૃતસાથ, ચંદ્રસહ, ને લક્ષ્મી ક્ષીરાબ્ધિ સહ,
જન્મેલી સુરનારીઓ મુજ સમી–પે આવજો તેહજ ૪૭

અને

### સ્રગ્ધરા.

રંભા ! [૧]રભાદલોએ પવન કર, રમો તાપ જાવા જ હારા,
તારા ! તારાધિપશ્રી ! તન ઉપર કરો લેપનો ચદનોના
પ્રમ્લોચે ! સુંદરાગિ ! બિસકિસલયથી અગને પાળ મ્હારા
અંજુદ્રા ! ધાર પખા જળમય, ઉરમા મેનકા હો બીજીના. ૪૮

( ફરીથી સતાપ બતાવી ) મ્હેં જીતેલા તમારા વ્હાલાઓના વિયોગો થવાથી તમારો સહવાસ પણ સતાપનેજ ઉપજાવનાર છે, તો પછી ઉપચાર તો શેનો ! ( આગળ બીજી તરફ જોઈ)

### શાર્દૂલવિક્રીડિત.

પાસુ મૂક અનંગની ગૃહિણુ ! તુ, જાણે ન સેવા કશી !
ચંડિ ! ચામર ઢાળ તુ મુજ કને બત્રીસ હાથો વતી
ભાનુપત્નિ ! બહુ થયુ કમળથી છે તાપ જેને પ્રિય
મ્હારી લાવ સમીપ હે જલનિધે ! ત્હારી નદી–નારીઓ ૪૯

( સહર્ષ જોઇ )

પાયો સેવ તુ તામ્રપર્ણિ ! મુરલે ! તુ સ્થાપ્ય હૈડે ભુજા
હે કાવેરિ ! મૃણાલ માલ કર તું, વા નાંખ હે નર્મદા
તું ગોદાવરિ ! આપ ચદન રસો, હે તાપિ તાપો તણી–
શાતી સારૂ બનાવ યત્રજળ, હુ, દુ:ખી વિયોગે અતિ

---

૧ કેળના પાદડાંથી

( ફરીથી સંતાપ જણાવતો ) અનંગથી દુઃખી બનેલાં મ્હારાં અંગનાં સંગથી આ અંગનાઓ દુઃખી બને છે. ( ક્રોધથી ) પ્રભંજનિકે ! મ્હારી દયાથીજ ગર્વિષ્ટ બનેલા આ મ્હારી આજ્ઞા પણ માનતા નથી. માટે સેવકોને આજ્ઞા કરો કે—

મંદાક્રાન્તા.

સૌગંધીને ઝટ દઈ બધા કંપના માર મારો
ગાઢી રીતે શુભ પવનને શૃંખલા બંધ બાંધો
નાંખો કારાગૃહ મહિં વળી પંચમા સુસ્વરોને
ચૂરો પાડો દળી ઝટ શિલાપટ્ટમાં ચંદ્રમાને. ૫૧

( દ્વાર સામું જોઇ ) બારણાં આગળ આ વળિ કોણ કોણ આવીયો છે.

**પ્રભંજનિકા**—વારૂણી, લક્ષ્મી, અને સરસ્વતી,

**રાવણ**—( આક્ષેપથી )

શાર્દૂલ વિક્રીડિત.

આધી તું વસ વારૂણિ ! વિરહિને રત્નસ્પૃહા હોય શી !
લક્ષ્મી ક્ષીરસમુદ્રની પણ સુતા સ્વાહા સમી દાહતી
જા વાચાળ સરસ્વતી ! ગૃહવિષે કયા રમ્ય ગોષ્ઠી સમો ?
આજે સચ, તથા ન જાનકી–કૃપા,–હીને મ્હને હર્ષ તો. ૫૨

( ઉંચે જોઇ મનમાં ) તોપણ એમજ. ( પ્રકાશ ) અરે રે ! ! અધમ દેવો ! આ શું થાય છે ? ઠંડા ઉપચારોની આજ્ઞા ન માનતા ઉલટા ઉન્હા ઉપચારો રચો છો; ત્યારે સહજ રોષધારી દશકંઠ ને ભૂલી ગયા લાગો છો. ( વિચારી ) અથવા કૃપાની ઉત્કંઠા રાખતા તેઓ જણાય છે, તો હું તેમના ઉપર ક્રૂરતા નહિ કરૂં. ( ભીના પંખાને અનુભવી. )

સ્ત્રગ્ધરા.

જ્યોત્સ્નાનાં આર્દ્ર પંખા દુરકર શશિ ! તું દેહમાં દાહ થાય
( દૂધ લેપ અનુભવી )
ક્ષીરાબ્ધે ! દૂધ લેપો મદન–દહનથી ધારતા પિંડભાવ
( કમલોપચાર બતાવી )
સોનાનાં પદ્મ ! માળા તુજતણી અદકા અગ્નિને ધારનારી
( હિમતાપને અનુભવી )
હિમાદ્રે ! દૂર ઝાઝું હિમ તુજ પડતું વારિજોમાં ન હુંમાં ૫૩

**પ્રભંજનિકા**—અહો ! ! કામની વિપરીત ગતિ કેવી છે ! અહો ! ! દૈવની પ્રતિકૂળતા કેવી થઇ છે ! કે હમણાં સુંદર વસ્તુ ઉદ્વેગ આપનારી, ને શીતળ વસ્તુઓ સતાપ કરનારી લાગે છે.

**રાવણ**—( વિનતિ અને તિરસ્કારથી )

**સ્રગ્ધરા.**

ત્હારી ફેણા હજારો મલય પવનને રે' કરો પાન શેષ !
રાહો ! તું ચંદ્રમાની તુજજીભથી વળી ચંદ્રિકાનેજ ચાખ
સકોચો આપજોને શશિ સુરજ ! તમે પોયણા પદ્મને, રે—
શંભો ! યાચું તમોને ફરી દહન કરો કામને પૂર્ણ પેરે ૫૪

[ વિચાર કરી ] કેમ રે ! આ બધા મ્હને ઘણોજ તાપ થાય છે તો-પણ—વૈરિઓમાં અપકાર કરવાને ઉત્સાહ આપતાં છતાયે વિરામ પા-મતાં નથી, ત્યારે તો આ પ્રમાણેજ કરો ( તિરસ્કારથી )

**શાર્દૂલવિક્રીડિત.**

ના હો શ્વાસ પરપરા પવન હે ! શુ ધૂર્તતા હુપર ?
ધારા આસુ તણી દબાવ વરૂણ ! આ કેલિઓ શુ તવ ?
રેહો પાવક ! તાપ અલ્પ કરતું, તુંથી બળે વિશ્વ આ
શાતિ પામ વસત ! હત ! હણતો પુષ્પાયુધે કામ આ ૫૫

( મનમાં ) આ તાપ ટાળવાને વળિ બીજો કયો ઉપાય યોજવો ! ( વિચારી ) ઠીક આમ થવાદો ( પ્રકાશ )

**મંદાક્રાંતા**

હે હે મેઘો ! મુજપર કરા—વૃષ્ટિ નાંખી દબાવો
સર્વે ભેગા મળી ઝટ કરો વાયુ કલ્પાત વાયો !
ક્રીડાવાપી હિમગિરિ ! થજે તું દ્રવી મૂળમાથી
ના કામાગ્નિ અસુરપતિનો શાત થાતો બીજાથી ૫૬

( ઘણોજ તાપ માનતો ઉચુ જોઇ )

**વસંતતિલકા.**

ઇંદુતણા કિરણ સૂત્રરૂપે બનાવી
તારાગણો મણિ પરોવી નવા વિધાથી
સીતાતણા વિરહથી દુખીયા થનાર
લંકેશનો નવિન થાવ વિહારહાર ૫૭

અથવા એ કંગાલ તારામણિઓથીયે શું થનાર છે ? અને તેથી

વસંતતિલકા.

બે હાથથી પુરણ ચંદ્ર નીચોવવાથી—
ઉત્પન્ન અમૃતરસ દ્રવ કાક સીંચી
મ્હારા સ્મરાગ્નિથી તપેલ શરીર–માંહે
છે વૈદ્ય રાવણ સ્વયં નિજ કાર્ય માટે ૫.

પ્રભંજનિકા—દેવને માટે દેવ પણ વૈદ્યનો ધંધો સ્વીકારે તો બાપડા ચંદ્રની શી દશા થાય ?

રાવણ—અથવા, વૈદેહીના વદનના મિત્ર સરખા એ ચંદ્રને શામાટે કલેશ આપવો ?

શાર્દૂલ વિક્રીડિત.

રે રે તું શશિ ! છોડને પગસુધી સેવા કર્યાનો ક્રમ
તું છે પાત્ર સુધાનું, પ્રેમશશિનું તો પાત્ર હું રાવણ
મ્હારા આ વદનો વડે પરિચયી શ્વાસો ચમત્કારી તે
જે ત્હારાં પણ બિંબ મંડળ વિષે ના દાહને આપશે ૫

( મદનની વેદના જણાવી )

વસંતતિલકા.

ઓ કામ ! બાણ પણ હું પર તું મુકે છે
દેવો તણો વિજયી રાવણ શું ન જાણે ?
વા, પ્રેમ રાઘવની સાથ વિશેષ ત્હારે
તો ચંદ્રહાસ મુજ આ હણશે તને રે

પ્રભંજનિકા—વિલાસીજનોના મનમાં નિવાસ કરતા, વિલાસના છ ગુણોએ ગૌરવશાલી, સુંદર બનાવેલી મદિરાના મદથી મહા અભિમાની મદનને નાશ કરનાર આપ દેવ સુરત લીલાનાં વિજ્ઞાનને તિલાંજલિ આપો

રાવણ—( રસ વિનાનું હસી ) મદન ! ત્હને રોકું છું, તોપણ મ્હારા ઉપર તું પ્રહાર કરે છે, તો ત્હારો વિચાર મ્હે જાણ્યો છે કે—

અનુષ્ટુપ્.

કોપથી કરશે શું એ દશકંઠ મ્હને હવે
અંગહીન બન્યો જેથી ચંદ્રહાસ ન દેખશે ૬૧

તો શું ત્હને ખબર નથી કે આ રાવણ સર્વનો નાશ કરે તેવો પ્રતાપવાન છે! અથવા એ બિચારો મ્હારા દુર્લભ પ્રસાદનો અભિલાષી છે, તેથી એકવાર એનો અપરાધ ક્ષમા કરૂં છું. (ઉંચુ જોઈ એકદમ ઉઠીને)

**વસંતતિલકા.**

હે ઇંદ્ર! મેઘગણને તજ સર્વને તું
હે કાર્તિકેય! કર દૂર મયૂરને તું
હે ઇંદ્ર તું વીજળી તેજ દબાવી દે ને
લંકેશ આ વિરહથી વરષા સહે, ના ૬૨

(આગળ જોઈ) આ બધા કોણ છે?

**પ્રભંજનિકા**—મહારાજ! સેવા કરવા આવેલા સર્પો પોતાના આત્મા દર્શાવી રહ્યા છે.

**રાવણ**—

**વસંતતિલકા.**

સર્પો! તમારૂ કંઇ રોષ-વિષ-સ્વરૂપ
તેથી ત્વરા અતિ કરે અસિ તીવ્ર આજ
વ્હાલીની વેણિસમ કાંતિ તમારી તેથી
હુ મસ્તકો વતી પ્રણામ કરૂ છુ જેથી ૬૩

(ચારે તરફ ફરતો આગળ જોઇ) કેમ આ કેલિકમલિની? (સહર્ષ)

**માલિની.**

નવ, મરકત જેવી કાંતિ શા પાદડાને
તુજ કમલિનિ! વદુ આપુ હુ ચક્ષુઓને
પ્રિય આહિં નયનોને હાથ મધ્યે વસેલી
વિપુલ કુચ તટીને દીપવે જે પ્રિયાની. ૬૪

(બીજી તરફ જોઇ) અયે! આતો બ્રહ્માના વિમાનના હંસો, સીતાની સુંદર ગતિની ચોરી કરતા ફરી રહેલા મ્હારા આત્માને આનંદ આપે છે, (તિરસ્કારથી) ઑહ્! ક્ષીર અને નીર બન્નેને જુદા પાડવાનુ ચાતુર્ય સધરનારા હસો છે, તો આ ચૌર્ય ક્યાંથી? (વિચારી) લાવ બ્રહ્માનેજ પૂછી જોઉ; (અજલિ જોડી)

વસંતતિલકા.

રે હો પિતામહ ! નિવાર [1]સિતચ્છદોને
વૈદેહિનાં ગમનને વળિ ચોરતા એ
ના તેમ બોલ કરૂં દંડ હું તે વિષે જો
તું આદિ શાસન વિધાન બનાવનારો. ૬૫

( જોઇને ) કેમ રે' મ્હને જોઇને ઉભા રહ્યા ! તો હું એમ માનું છું કે, એમણે મ્હારા ભયથી ચોરેલી ગતિનો ત્યાગ કર્યો, હવે તેમને શિક્ષા નહિ કરૂં; વિદ્વાનો એમ કહે છે કે એકવાર અપરાધ કરનાર જો અપરાધથી મુક્ત બની જાય તો તેના ઉપર કૃપા રાખવી. ( બીજી તરફ જોઇ ) રે દેવેંદ્ર ! મ્હારા આગળ તું સીતાને આલિંગન કરે છે ? આ કંઇ મુનિ પત્ની અહલ્યા ન હોય અરે ચંદ્રહાસ ! આમ આમ, આ ઇંદ્રનાં ઉપર પ્રહાર કર.

**પ્રભંજનિકા**—( આગળ આવી ) દેવ ! દેવ ! ક્યાં છે મહેંદ્ર ? ક્યાં છે વૈદેહી ?

**રાવણ**—( બરોબર તપાસી ) અરે હાય ! ! સરખામણિએ છેતરાયો છું,

ગીતિ.

નીલ-કમલ-કુલ આ છે, ખીલેલા લોચનનો નહિ ઇંદ્રિ
ચંદ્ર પ્રતિમા જળમા તરંગથી દીર્ઘ, જનકની ન્હોય ૬૬

**પ્રભંજનિકા**—( મનમા ) બીજુ દેખાડી આ'ના હૃદયની વિકલતાને દૂર કરૂં ( પ્રકાશ ) આમ આમ જુઓ મહારાજ દશાનન !

**રાવણ**—( તિરસ્કારથી ) ઑયૂ નાગ લોકો ! પ્રિયતમાને લઇ, પાતાળમા પેશી જાઓ છો ? ગરૂડ ! ગરૂડ ! એમને નિવાર્ય અથવા હું રાવણને પણ સહાયતાની જરૂર, રે' હું પોતેજ તેમની પાછળ દોડું છું ( એમ ક્રોધ કરે છે. )

**પ્રભંજનિકા**—( પગે પડી ) ક્યાં અહિ સર્પો છે ક્યાં અહિં મૈથિલી પણ છે !

**રાવણ**—( તપાસી ) બરોબર તું બોલે છે તેમજ છે,

---

૧ હંસોને

### શિખરિણી.

અરે ! આ વારિના વમળ, ન નિવાસો સરપના
તરંગોના ભંગો, નહિ વાળ ખરે નાગ ગણુ આ
દિસે છે આ ભૃંગો, પણ નહિ પ્રિયા-કેશ રચના
ખીલેલુ છે પદ્મ-કનકનુ, ન સીતા વદન આ ૬૭

( વિચારી ) આ તરફ તો સ્થલ કમલિની છે, માટે આનદ સારૂ લીલોધાનના એક ભાગમા મૂકેલા હાથી મૃગપક્ષીઓ વિગેરેને બરોબર નિહાળુ; ( ફરી ફરી જોઇને )

### શિખરિણી.

અયે તું સારગ ! ચલનયનમા, કોકિલ ! અરે-
મધૂરૂ બોલ્યામા, સિતકમલ ! સૌગધી મહિ તું,
ગજસ્વામી ! તુ છે લલિત ગતિમાં, શિષ્ય સઘળા
કહો મ્હારી વ્હાલી ગુરૂ તમ તણી ક્યા જનકજા ? ૬૮

( જોઇને ) કેમ આ બધા મ્હારી બ્હીકથી દિગ્મૂઢ જેવા બની ગયા છે પણ મદોન્મત્ત ઐરાવત હાથી ગર્જના કરી રહ્યો છે. એણે વ્હાલીનુ સર્વસ્વ ચોર્યું હોય એમ જણાય છે ઠી...ક લાવ એને પૂછી જોઉ

### શાર્દૂલવિક્રીડિત.

કુભોથી સ્તનની છટા, ઉરૂવિલાસો સૂઢથી ચાલને-
સારી ચાલ વડે, કપોલતલની કાંતિ સ્વદાતો વડે
ચોર્યું ત્હેં ચપલાક્ષીનુ સરવ આ હસ્તીંદ્ર ! તેથી મ્હને
તે દેખાડ તું હર્ષથી કરૂ ક્ષમા હુ ચૌર્યની રે' ત્હને ૬૯

( જોઇને ) શુ મ્હારો અનાદર કરી પોતાની પ્રિયા તરફ ચાલ્યો, ( તિરસ્કારથી ) રે' રે' અંબિકાના વાહન સિંહના બાલક ! તું ઐરાવત ગજને શિક્ષા કર; ( વિચારી ) અથવા આ શિક્ષા પામેલોજ છે.

### અનુષ્ટુપ્

કઠે નાંખ્યો મહાપાશ પાયોમાં વળિ બધને-
બાધ્યો છે ગજ આ દ્વારે અન્ય દડ કયો હવે ૭૦

( બીજી તરફ જોઇ ) આજે પૂનમ વિના ભૂમિમા આ ચંદ્રગૃહણ ક્યાથી દેખાય છે ?

**પ્રભંજનિકા**—દેવ ! કૃષ્ણપક્ષના દિવસોમાં ઝટ ચંદ્રગ્રહણ કહેવું એ યોગ્ય નથી.

**રાવણ**—પ્રભંજનિકે ! તું કહે છે તેમજ છે. ( સારી રીતે જોઇ હસી )

**માલિની.**

નવિન મહિથી* રૂડુ તેજ આ, ચંદ્રિકા ન
કમળસમ ખીલેલાં ચક્ષુઓ, ના કલંક
સરલ સરપ જેવી વેણિ આ, ન્હોય રાહુ
અહિં મુખવળી તેનુ, આ નથી પૂર્ણ ઇંદુ ૭૧

( વિચાર કરી ) પણ અહિ **સી**તાનો મુખચંદ્ર ક્યાંથી ? જાણ્યું જાણ્યું ધ્યાનમાં આવેલી **સી**તાથી વારવાર હુ છેતરઇ ગયો છુ, ( બીજી બાજુ જોઇ ) આ સર્વ ક્રીડામૃગોમાં શ્રેષ્ઠ વાત-મૃગ છે ( વિચારી ) શુ એ જાનકીનાં નયનવિલાસોનો ચોર છે ? ( તિરસ્કારથી )

**ગીતિ.**

મારૂ હે પવન ! ત્હને, ચોર્યા ત્હારા મૃગે પ્રિયા-નયન
સેવકના અપરાધે, સ્વામીને દંડ થાય એ નિયમ ૭૨

( આગળ જોઈ ) સર્પરાજ વાસુકિ ! તું પવનને પી જા, વળિ સમાન દોષવાળા, મૃગને આશ્રય આપનાર તે ચંદ્રને પણ ધિક્કારૂં છુ.

**ઔપચ્છંદસિક.**

શશિ ! લાછન રૂપ છોડ તેને
દયિતાની હરી દૃષ્ટિ વધ્ય મ્હારે
પણ ધારણ જો કરે તુ એને
અહિ ઓ મૂઢ ! વિલોકુ ના મ્હનેરે ૭૩

અરે રાહો ! રાહો મૃગાંકનો[1] કોળીયો કરી જા,

**પ્રભંજનિકા**—ખીલેલાં કેલિ કમલવનની કાંતિ જેવા, પાકેલા કપૂરના પિંડ સમાન ધોળા મૃગાંકને વિનાશ કરતા આપે માનિનીઓના માનવતાને મારવામાં શુ કર્ત્તવ્ય માન્યુ ?

**રાવણ**—અલિ પ્રભંજનિકે ! હમેશા એ મ્હારો કૃપાપાત્ર છે, પણ એકવાર તો તેને શિક્ષા કરીશ.

---

* માખણથી ૧ ચંદ્રનો.

**વસંતતિલકા.**

ઓ ચંદ્રમા ! મૃગતજી કહ્યું મ્હારૂં માન
તેથી થઈશ બમણો ગુણવાન જાણ
તે મૈથિલીનયનચૌર્ય કલંક જાશે
ને કાળુ ચિહ્ન પણ તારૂં અદશ્ય થાશે. ૭૪

( આગળ જોઇ ) રે જાનકિ ! જાનકિ ! મ્હેં શુ અપરાધ કર્યો છે કે, તું પડદાથી મુખ ઢાંકી ઉભી રહેલી છુ, અથવા કામિનીઓ પ્રસન્ન મન-વાળી હોય છે તોપણ વિનોદ સારૂં કોપાયમાન બને છે તો લાવ, એને હુ પ્રસન્ન કરૂં. ( એમ કહી પ્રણામ કરે છે. )

**પ્રભંજનિકા**—અરે કયા અહિઆ જાનકી છે ?

**રાવણ**—આ, આ...આ રહી

**પ્રભંજનિકા**—કયા છે ?

**રાવણ**—( હાથ ઉંચો કરી ) હાય ! હાય ! હણાગો હણાયો હું હતભાગી છુ.

**વંશસ્થ.**

દિસે લતા આ અતિ પલ્લવા વળિ
કુસુમ ગંધે હત-ભૃગ-[1]આવળિ
નવું લીલુ અંશુક નીચુ ધારતી
ન નીલ એ ગુંઠન ધારી જાનકી. ૭૫

( બીજી તરફ જોઇ ) શુ ! આ ચકોર પક્ષીઓ, અહો આ ચારૂ ચરિત્રવાળુ ચિત્ર છે ! ! એમનુ બીજા પક્ષીઓ કરતાં ચંદ્રિકાનું પાન કરવામાં અસાધારણ ચાતુર્ય છે. ( તેમના પ્રત્યે. )

**માલિની**

સરવ અયિ ચકોરો ! ઉંચી ડોકે ગળાતાં
પ્રથક શુભ શશીની કાંતિઓને પીંયો આ
વિરહી દુખી જનોના જીવને પાળવાને
રજની પતિજ, એથી થાય રે' તેજહીન. ૭૬

કેમરે ! દુર્ભાગી પક્ષિયો !

**વસંતતિલકા.**

કંદર્પના રતિ વિલાસનુ એ વિધાન
વ્હાલી તણું સુખ ખરે તમને અજાણ

---

૧ હાર ( પંક્તિ. )

તે કાંતિ પ્રાપ્ત કરશો યદિ ઓ ચકોરો !
જ્યોત્સ્નાનું પાન કરવા શુ કરો વિનોદો. ૭૭

( પડદો ખસેડી છિન્નનાસા શૂર્પણખા બુરખો પહેરેલી પ્રવેશ કરે છે. )

**શૂર્પણખા**—( પગે લાગી ) આર્ય સહોદર ' જુઓ આ તો તક્ષક નાગના ચૂડામણિને ઉખેડયો, વડવાનલની જ્વાલાઓને ચૂર્ણ કરી, દેવ ! દશકંઠની નાની બ્હેનનું નાક કાપી ઘણુંજ બુરૂં કર્યું. ( મુખ બહાર કાઢી બતાવે છે )

**રાવણ**—( સક્રોધ )

સ્રગ્ધરા.

શૂરા પાસે [1]શચીએ સમરપર ભયે સ્વામિની ભીખ માગી
સીતાથી શૌર્ય પામી સ્મર વિજયી થયે આ અવજ્ઞા હમારી
જેણે ભૂડુ કર્યું આ તવ અધિક, અરે કોણથી ચંદ્રહાસ
ભુલાયો આ હમારો ગજમદજળનાં સ્રાવને ભાગનાર ૭૮
તો વત્સે ' કહે કે એવું કરનાર કોણ છે '

પૃથ્વી.

પરસ્પર ઘસ્યા થકી મુખર દાતની મધ્યમાં
દિસે ચલિત જીભને કુટિલ ભીષણ ભ્રમ જ્યાં
કટાકટ વદી બીજા મુખ બધા ભયે ભાળતા
પ્રચંડ મુખ મ્હારૂં જે કુટિલ ભાલ વાળુંજ આ ૭૯

**શૂર્પણખા**—રઘુરાજધાની અયોધ્યામાં રહેલા રામલક્ષ્મણની પાસે રતિસુખ માટે જતા તેમની ઈચ્છા ન હતી, તેથી બળાત્કાર કરતાં મ્હારી આ દશા એમણે કરી છે. આ કથા વડીલ બધુને શી રીતે કહીશ ? ઠી...ક આમજ કહુ; ( પ્રકાશ ) દેવ ' અયોધ્યા નગરીમા રામચદ્ર નામનો એક રાજકુમાર છે.

**રાવણ**—( મનમાં ) જે સીતાનો પતિ છે તેજ ( પ્રકાશ ) તેનુ શુ ?

**શૂર્પણખા**—તેને આ લોકમાં એકજ રૂપવતી સીતા નામની પત્ની છે.

**રાવણ**—( તિરસ્કારથી મનમા ) વાહ ' ત્રૈણે લોકમા એકજ રૂપવતી એમ કહેવાને બદલે આ લોકમાં એકજ રૂપવતી કહે છે, ( પ્રકાશ ) તેનુ શુ છે ?

---

૧ ઇદ્રાણીએ.

**શૂર્પણખા**—લંકેશ્વરને યોગ્ય છે એમ ધારી હરણ કરતા મ્હારી એમણે આ'વી ફૂબડી દશા કરી છે.

**રાવણ**—( મનમાં ) અયે ! રામનો નાશ કરવામાં બે કારણો આવી પડ્યાં એક સીતા, અને એક શૂર્પણખા, ( પ્રકાશ ) વત્સે ! ખેદ ના કર પરશુરામનાં બાણોને પરાજય પમાડનારજ એ છે. અને તેથી

**કટાવ.**

તૂટતા બેહસ્ત દંડના ખંડ થયેથી પ્રચંડ તેમજ
મહા ભયંકર રીતે ખરતા કંઠ ઉદર કાંડા છે જેના
લંબ નિતંબ પીઠને ધરતો, વળિ કંઠના
સ્કંધ–ખંડ તો હઠે કપાતા વિશાદથી
નિશ્ચલ દેખાતો ચટ ચટ શબ્દો મુંડ પિંડનાં
જેને થાતા તેવા ક્ષત્રિય રામચંદ્રને
ચંડીશ્વરની મહાચંડ દંષ્ટ્રા આયુધ સમ
ચંદ્રહાસ આ નષ્ટ કરીને તૂટતા૦

( એમ બોલતો ફરતા ફરતાં જાય છે )

**॥ उन्मत्त दशाननो नाम पञ्चमोऽकः समाप्तः ॥**



# ॥ षष्ठोऽङ्कः ॥

---

( ત્યાર પછી શૂર્પણખા અને માયામય પ્રવેશ કરે છે )

**શૂર્પણખા**—આર્ય ! માતામહે તે સમયે કહ્યું તુ તે તમે જાણ્યુ ? એ, કે રામ સાથે વૈર બાંધનારી શૂર્પણખા અને સુપુત્ર માયામય, બન્નેને કાર્ય સિદ્ધિ માટે યોજેલા છે.

**માયામય**—તે આર્ય માલ્યવાનની મહાન્ બુદ્ધિને શુ વખાણીએ ? કુમુદ-પતિ ચંદ્રનુ શુ વર્ણન કરીયે !

ગીતિ.

નીતિ શાસ્ત્રમાં જોયુ, કાર્ય વસ્તુ સપાદન કરવાને -
અનુકૂલ કાર્યયોગ, ને વળિ નિશ્ચળ પ્રભુતણી શક્તિ છે　　૧

તો આવો આપણે દશકઠના માતામહની પાસે જઇએ;

**શૂર્પણખા**—હા, ત્યારે એમજ કરીયે.

**માયામય**—( ચોતરફ ફરી જોઇને )

ગીતિ.

રાવણના કાર્યોનાં ઉપાય તેમજ અપાય કર્મ વિષે
માલ્યવાન બેઠા આ માન્યવત જેહ અચલ ચક્ષુવડે　　૨

( ત્યાર પછી માલ્યવાન પ્રવેશ કરે છે )

**માલ્યવાન**—( સભારીને ) શૂર્પણખાનું અપમાન જોયાથી, કોપાયમાન બનેલા દશકઠને પણ યુદ્ધ માટે અયોધ્યા જતા ચરદ્વારાએ આ પ્રમાણે ઉપદેશ આપી પાછા વાળ્યા, કે દેવને વૈદેહિએ આ સદેશો મોકલ્યો છે

ઉપેન્દ્રવજ્રા.

" તપાસવા પ્રેમજ મોકલી મ્હે
સ્વરૂપની યત્ર પ્રતિકૃતિને
હવે દિનો કાક ગયે ત્વરાથી
દશાસ્યની પાસ રહીશ રોજ–"　　૩

[ વિચારી ]

**શાલિની.**

આ'વું મિથ્યા છેતર્યા દેવને રે,
ત્યાગે ક્રોધો કૂબડી બ્હેન તોયે
સીતા સગે ચિત્ત આધીન થાતાં
બીજા કામોને હણે કામ-આજ્ઞા ૪

( સભારતો હોય તેમ ) કોણ જાણે કૈકેયી દશરથનું વૃત્તાંત કેમ જણાતું નથી !

**માયામય**—( પાસે જઈ ) આર્યનો જયજયકાર થાવ;

**શૂર્પણખા**—( પાસે જઇ ) કનિષ્ઠ માતા મહનો જયજયકાર થાવ;

**માલ્યવાન**—ત્યાં શુ બન્યુ ?

**માયામય**—જેવું આપે કહ્યુ હતું તેવુંજ;

**માલ્યવાન**—તો, તે વિસ્તાર કરી કહો ?

**માયામય**—એક દિવસે પિયુમાં પ્રેમમયી કૈકેયીને સાથે લઇ, અસુર-સેનાનો પરાજય કરવા મિત્રના મનોરથને પૂરનાર પ્રતાપી દશરથ, સ્વર્ગનાં ભૂષણરૂપ ઇંદ્ર પાસે ગયા હતા. તે સમયે, કૈકેયી અને દશરથનું રૂપ ધારણ કરી કમલદલ સમાન સુંદર રામચદ્રને છેતરવા, હું અને શૂર્પણખા અયોધ્યામાં ગયા; ત્યારે લોક પ્રીતિને મેળવનાર દેવબદીજનનાં રૂપને ધારણ કરી સગીતમાં મિત્રને સભારતાં રાક્ષસે મોટા ઘોષથી જણાવ્યુ કે—

**મંદાક્રાંતા.**

દૈત્યોને રે' રણમહિ હણી નામથી શેષ કીધા
જેણે કીર્તિધ્વજ દશ દિશામાં બધે વ્યાપ્ત કીધા
ઇંદ્રાણીનાં મુખશશિ વિષે હાસ્યની ચદ્રિકા, આ
આપી આવે દશરથ નૃપ સ્ત્રીની સાથે પુરીમાં. ૫

**મલ્યવાન**—પછી પછી ?

**શૂર્પણખા**—પછી તેના પ્રસરેલાં વચનોને સાંભળી, સર્વ તરફ ભેરી નાદોને પ્રગટ કરતું, ગાન કરતા ગધર્વોથી, જેમાં નર્તકીઓને ચુબન થાય છે તેવું, ફરકતી ધ્વજાપતાકાથી અલકૃત, તોરણોમાં બાધેલી ચિત્ર-વિચિત્ર

વંદનમાલાઓથી વિચિત્ર, સ્વચ્છ શેરીઓ, રસ્તાઓ અને ચકલાઓમાં વેરેલાં અબીલનાં ચુર્ણોએ ચકચકિત, અયોધ્યાપુર ચારે દિશાએ બન્યુ હતું.

**માલ્યવાન**—પછી પછી ?

**માયામય**—અને, ત્યાર પછી જ્યારે માયામય-કૈકેયી શૂર્પણખા, તથા માયામય-દશરથ આ માયામય, યથાસ્થાને બેઠા. ત્યારે કૈકેયીની પ્રિય સખી મથરા નામે એટલે તેનું રૂપ ધારણ કરનારી શૂર્પણખાની ચાકરડીજ મ્હારી પાસે આવી કહેવા લાગી.

**માલ્યવાન**—શુ ?

**માયામય**—આ.

અનુષ્ટુપ્.

જે તમોએ મહારાજ ! આ'ને આપ્યુ વરદ્વય
વ્યોમયાત્રા-સહચરી તે માગે આજ કૈકયી ૬

જેવું કહી મૂકેલુ હતું તેજ પ્રમાણે મંથરાએ કહ્યુ કે—

આર્યા

પ્રથમ એક વરદાને રાજ્ય રઘુનુ મુજ સુત પામેને
ચોદ વરસ વનવાસે વસજો વન વૃત્તિએ રામ. ૭

**માલ્યવાન**—( સહર્ષ ) પછી પછી ?

**શૂર્પણખા**—( હસીને ) સાચા ઠરેલા દશરથ-માયામયે તે ઘડીએ બહુજ કરૂણાથી રડવાનુ શરૂ કર્યું, કે, કેવળ તરૂઓએજ રૂદન ન કર્યું ગ્રથિવાળા પથરાઓનુજ કાળજુ ચૂરા ન બન્યુ,

**માલ્યવાન**—( હસીને ) બેટા માયામય ! તુંજ બાકીનુ પૂરૂ કર, કે કવિ મુખથીજ હમે સાંભળીયે;

**માયામય**—( હસી )

વંશસ્થા.

ચલાવીયુ રૂદ્દન આર્ય ! તેમ મ્હેં
વહે મહા અશ્રુ પ્રવાહ અક્ષિએ
નદી શુ ગંગા થઇ દક્ષ ચક્ષુમા
નદી યમુના વળિ વામ નેત્રમા ૮

**માલ્યવાન**—સ્વામી ભક્તને શુ દુષ્કર હોય ! ચતુરને શુ અસાધ્ય હોય ! પછી પછી ?

**માયામય**—આ પ્રમાણે વરદાનને અગિકાર કરતાં મ્હેં દેશપાગ કરેલો રાજ કુમાર રામ વનમા જવાને તૈયાર થયો.

**શૂર્પણખા**—લક્ષ્મણ અને જાનકીને–જ માત્ર સાથે રાખી રામે યાત્રા શરૂ કરી.

**માયામય**—આર્ય ! તે શત્રુઓ છે તોપણ "મહાત્માઓના ચરિત્રો સર્વને મૃદુ બનાવી દે છે" જુઓ.

વસંતતિલકા

છે ક્રૂર કર્મ અતિ રાક્ષસ જાત એક
તે માંહિ હુ પણ ગણાઉ સમર્થ છેક
રામે પિતા હુકમથી વનમા જવાતા
ત્યા હુ નિમગ્નજ થયો પણ આસુઓમા. ૯

વળિ, દશકંઠના માતામહ !

વસંતતિલકા

ત્યાગે તથા સુખદ બધુ નિજ ગૃહોને
[1]કાંતાર વાસ મન છે ગુરૂની રજાએ
તો, રામના વદનમા વર્સો તે સુલક્ષ્મી
જે પદ્મની શરદમા, વળિ ચંદ્રમાની. ૧૦

**શૂર્પણખા**—ત્યાર પછી તેને પ્રવાસ આપી. સાચા દશરથના આવવાની શકા રાખતા હમે ઝટ મનુષ્યોના ટોળામા ભળી જઇને શુ થશે ! એ જાણવાને તે સમયે ત્યાજ રહેવા લાગ્યા પછી ત્યા પૌરજનના મદ મદ વાર્તાલાપો થવા લાગ્યા કે, કોઇક કૈકેયી અને દશરથનુ રૂપ ધારણ કરી રામને છેતરી ગયા

**માલ્યવાન**—પછી પછી ?

**માયામય**—અને પછી વામદેવ પ્રભૃતિએ જેવુ બન્યુ હતું તેવુ જણાવ્યુ તોયે વારવાર પગ પકડી વારતા છતા રામે આ પ્રકારે કહ્યુ—

---

૧ વનવાસ

### શિખરિણી.

પિતાની આજ્ઞાને ધરી નમિત મ્હેં મસ્તકવતી
ભલે ! દૈત્યો યક્ષો વળિ સ ભગવાન હો રઘુપતિ
પછી આવુ આ હુ ભરતથી પળાતા નિજપુર
રૂડી રીતે ગાળી વનમહિ બધાં ચૌદ વરસ ૧

હવે બાકીની કાર્યસિદ્ધિ સારૂ જે કરવુ જોઇએ તે આપ માતાઓ હજ જાણો.

( બધા જાય છે )

॥ विष्कंभकः ॥

( ત્યાર પછી માતલી સારથી યુક્ત રથમા કૈકેયીસહ દશરથ પ્રવેશ કરે છે

**દશરથ**—આર્ય માતલે ! હજુ પણ કેટલી દૂર રઘુ રાજધાની રહી છે.

**માતલિ**—જે પેલો સરયુનદીના પ્રવાહથી કોટની પેઠે વીટાયેલો ભૂમિનો ભાગ દેખાય છે તેજ અયોધ્યાપુરી છે.
(રથવેગ બતાવે છે. )

**કૈકેયી**—ભગવતિ સરયૂ ! હુ આપને નમન કરૂ છુ, દેવિ ! પ્રથમ હુ આપને જોતી હતી ત્યારે નયનોમા જાણે અમૃતનો ઘૂટડો પીતી હઉ એમ થતું હતું, અને હાલમા તો આપ જાણે હલાહલ વિષરૂપ હો એમ ભાસે છે. કેમ વારૂ મ્હારૂ કાળજુ વિના કારણ અયોધ્યા જોતામાજ કંપી ઉઠે છે.? શુ વત્સ રામભદ્ર ભરત લક્ષ્મણ શત્રુ તથા સીતા માંડવી ઉર્મિલા શ્રુતકીર્તિ વિગેરેના દર્શનથી હું વિમુખ તો નહિ બનુ !

**દશરથ**—અયિ કૈકેયી !

### શાર્દૂલવિક્રીડિત.

જેમા શાત વિચિત્ર ચત્વર પથો, ના બંદિઓ બોલતા
શ્લાઘા શ્લોક, ન રમ્ય વાદ્ય વગડે ના ગીત શબ્દો થતા
વિદ્યા પાઠ ભણે ન, બધ કવિની દીસે સમસ્યા બધે
વિદ્વદ્વાદ ન થાય, કેમ પુર આ મૌનવ્રતો આચરે ? ૧

**માતલિ**—( નીચે ઉતરી ) મનુષ્યેન્દ્ર ! ભુવનમા પ્રવેશ કરો, હુ પણ દેવેન્દ્રની પાસે જઇશ ! ( એમ કહી જાય છે )

**દશરથ**—અરે કોઈ હાજર છે ?

નેપથ્ય.

" આ હું કૌપીલ નામનો કચુકિ છુ. "

**દશરથ**—સુમત્ર અને વામદેવને બોલાવ;

**વામદેવ**—( પ્રવેશ કરી ) મહારાજ દશરથનુ કલ્યાણ થાવ; દેવ ! અહિં સુમત્ર પાસેજ છે.

**દશરથ**—( સાંભળ્યા વિના ) " જેમાં શાંત વિચિત્ર " (એ બોલી જાય છે )

**વામદેવ**—( રૂદન કરતો મનમાં )

શાર્દૂલવિક્રીડિત.

હે વાણિ ! મમછોડ આશ્રય હવે દે બ્હાર યાત્રા મ્હને
(રાજાને) રાજન્ ! ધીરજ ધાર પ્રાણપર તો આ વજ્ર સદ્ધ પડે

( દંપત્તિ આકુળ વ્યાકુળ થાય છે )

**વામદેવ**—

ત્હારૂ રૂપ ધરેલ કોઇ જનનો આદેશ માની વને
સીતા લક્ષ્મણ સાથ વલ્કલ જટા ધારી ગયા રામ એ. ૧૩

( બન્ને જણ મૂર્ચ્છા પામે છે. )

**વામદેવ**—દેવા શાંત થાવ. શાંત થાવ; દેવિક કૈકેયી ! શાંત થાવ. શાંત થાવ;

**દશરથ**—પણ તેમા કારણ શુ ?

**વામદેવ**—એનાં કારણમાં, કૈકય કુલ ઉપર અપયશ રૂપ ધૂળ પડે છે.

**કૈકેયી**—જેના દશરથ નરેંદ્ર પિતા છે એવા કુલીન ભરતનુ આ'વું દુરાચરણ તો નજ હોય

**વામદેવ**—નહિ નહિ, અમૃત કિરણો તો અગ્નિ વરસાવનારા ક્યાથીજ હોય.

**દશરથ**—ઘણોજ ગભરાઇ ગયો છુ માટે સ્પષ્ટ રીતે કહો.

**વામદેવ**—

સ્વાગતા.

કૈકયી ગૃહિણીએ વર બન્ને
યાચતા વળિ દિધાં ઝટ આપે

**દશરથ**—તે શુ ?

**વામદેવ**— જે હજો ભરતજી યુવરાજ

**કૈકેયી**—હાય ! હાય ! માઇ હું અભાગિણી,

**દશરથ**—વળિ શુ ?

**વામદેવ**— રામ જાવ વનમાં પણ આજ ૧૪

**દશરથ**—અરેરે ! ! હાય ! કષ્ટ આવ્યુ.

**શિખરિણી.**

થયો રાજા નારીવશ જરઠ એ દુર્યશ મ્હને
હરી કૈકેયી આ મલિન મનની દુર્જનપણે
કલંકી લેખાયો ભરતમન એનુ શઠપણું
ન જાણું કોનુ આ રઘુકુલ કલંકે કવિપણું ૧૫

ત્યારે તે બનાવટી દશરથ કૈકેયી કયાં છે ?

**વામદેવ**—રામભદ્રને પ્રવાસની આજ્ઞા કરી જતાં રહ્યા

**કૈકેયી**—તો કેમ તમે મ્હારા વત્સ રામભદ્રને ન વાર્યો. ?

**રામદેવ**—સર્વ વાત જણાવતા પગે પડીને વારતાં છતાં એ આમ કહેવા લાગ્યો કે—

**શાર્દૂલવિક્રીડિત.**

પિતાની આજ્ઞાને ધરીં નમિત મ્હેં મસ્તકવતી
ભલે દૈત્યો યક્ષો વળિ સ ભગવાન્ હો રઘુપતિ
પછી આવું હું આ ભરતથી પળાતા નિજપુર
રૂડી રીતે ગાળી વન મહિ બધાં ચૌદ વરસ. ૧૬

**દશરથ**—અરેરે ! ! બેટા રામભદ્ર ! ઘણુંજ અઘટિત થયુ, હાય ! ત્હેં પણ ગુરૂની આજ્ઞાનું ઉલ્લઘન કર્યું, હાય ! હાય ! કૈકેયી ! તું હણાઇ ગઇ છુ, ત્હેં આજ અપયશ આપનાર ચોથના ચદ્રને જોયો.

**કૈકેયી**—ભગવતિ રામભદ્રની સાસુ ! સીતાની માતા વસુંધરે ! તું માગ આપ, એવી આ સ્નેહીજન યાચના કરે છે. હવે રઘુકુલની વધૂઓને મળવામાં, કલંકિત બનેલી હુ જીવવાની આશા નથી રાખતી, હાય ! સુપુત્ર ભરત ! મિથ્યા અપયશથી નિંદાયેલી ત્હારૂ મુખ કેમ જોઈ શકુ ? હાય, તાત ! તમે નિંદાયા, હાય માડી ! તું દુઃખી બની, હાય કૌશલ્યા ! ત્હને શલ્ય થયુ, હાય સુમિત્રા ! તું શરીર માત્રજ રહી, ( રડે છે ) (ત્યાર પછી કૌશલ્યા તથા સુમિત્રા પ્રવેશ કરે છે.)

**કૌશલ્યા**—સખિ સુમિત્રા ! બહુ દુઃખ ન આણ, હમણાં સુપુત્ર રામચંદ્રે અથવા સૂર્યવંશમાં પ્રગટેલા એ બાળ રાઘવે તો કપટી ગુરૂજનની આજ્ઞાને માન્ય આપી, મોટા મોટા વૃદ્ધ રાઘવોનાં ચરિત્રોને પણ પાછાં પાડી દીધાં છે.

**સુમિત્રા**—અલિ ! વૃથા ધીરજથી શાંતિ મેળવનારી કૌશલ્યે ! વાણીનો વિસ્તાર કરવાનું શુ કારણ ? પ્રથમ મહાન્ દુઃસહ દુઃખને પામનાર મહારાજની સભાળ લઇએ. ( એમ કહી બન્ને જણ જાય છે )

**દશરથ**—( અવસ્થા યોગ્ય પરિક્રમણ કરી ) અરે હૃદય ! આંખોનાં આસુડાને બંધ કર, કૌશલ્યા તથા સુમિત્રા દેખાય છે.

**કૈકેયી**—( ઉભી થઈ ) અયિ ! હૃદયપર આવી પડેલાં દુઃસહ દુઃખરૂપ શલ્યવાળી કૌશલ્યે ! અલિ ! રામને અનુસરતા સુલક્ષણી લક્ષ્મણ પુત્રથી પવિત્ર બનેલી સુમિત્રા ! બેસો, આ કૈકેયી રામને દેશવટો દેનારી ભરતને અપયશ અપાવનારી છે. ( સર્વે જણ રડે છે )

**દશરથ**—સખા વામદેવ ! પછી તે સાંભળી વત્સ લક્ષ્મણે શુ કહ્યુ ?

**વામદેવ**—અરે રે ! ! લક્ષ્મણનુ વચન તો હૃદયને ઉન્મત્ત ઉન્મત્ત બનાવે છે, પણ દેવની આજ્ઞા છે એટલે જણાવુ છું.

**શાર્દૂલવિક્રીડિત.**

તાત સ્નેહ કરે અયોગ્યજ ભલે હો પૂજ્ય ન્તે ત્યાજ્ય છે
કૈકેયી કુચરિત્ર આમ પણ હુ છુ આળસુ તેવિષે
જો આર્યે ભરતે કલક કરીયુ ઉષ્ણાશુનાં+ વશમાં
જ્યા-ગુંજદ્ધ્વનિયુક્ત ચાપ વળિ મ્હેં આજે જ લેવાય આ ૧૭

**સુમિત્રા**—શુ માયામય "શૂર્પણખાનો" વૃત્તાંત વત્સ લક્ષ્મણે નહોતો જાણ્યો !

**દશરથ**—રામભદ્રે શુ માન્યુ ?

**વામદેવ**—એ પણ કહું છુ

**મંદાક્રાંતા.**

આજ્ઞા ધારી કઇપિણ અહો ! ! જે વનોમાં વસાય
જેમાં મોટા શમનિધિ વસે સેવ્ય કલ્યાણધામ

+ સૂર્યના

એકાકી હું *જનક વચને તો ઘણા પર્વતોએ
બાંધી સેતુ જલનિધિ વિષે સંચરૂં સ્હેજમાંહે　　　　૧૮

**દશરથ**—સહજ સુકોમળ જનકપુત્રીએ વળિ શું કહ્યું?

**વામદેવ**—માડી મૈથિલિ! પિતાએ અને સસરાએ સારી સ્થિતિમાં ઉછેરેલી તું રામ આવતાં સુધી અહિંજ રહે કેમકે ગર્ભશ્રીમત ત્હારા જેવી બાળાઓથી વિંધ્યાચલની કઠોર ભૂમિઓ ન ઓળઘાય, એમ વારવાર ગુરૂજનની સ્ત્રીયોએ કહ્યું ત્યારે સીતાએ જે કહેલું તે આ પત્રિકામાં લખેલુ છે, તે કંઠને રૂંધનારા ન બોલી શકાય તેવા અક્ષરો જુઓ. (એમ કહી પત્રિકા આપે છે)

**સુમિત્રા**—(ગૃહણુ કરી વાંચે છે)

શાર્દૂલવિક્રીડિત.

એ બાપે પણ શુ પડે નૃપ બધા પાદાગ્રમાં જેહને
વા, શુ એ સસરાવડે સુરપતિ અર્ધાસને બેસતા
ઉંચા શૈલ અને મહી વનતણી વ્હાલાં મ્હને તે ઘણા
કૌશલ્યા સુત રામના ચરણ જ્યા હુ વદુ આનદમાં

**કૌશલ્યા**—(સ્થીર થઈ મનને)

વસતતિલકા.

રામે વને +જનકશાસનથી જવાતા
વૈદહિ સાથ પણ લક્ષ્મણ પૂઠ થાતાં
આનદ અશ્રુ સમયે વિરહાશ્રુ—વારિ
વ્હેતાં ઘણાં નયનથી બહુ દુઃખ ભારી　　　　૨૦

(વિચારી સહર્ષ કરૂણાથી)

શાર્દૂલ વિક્રીડિત.

શુ બીજા શ્રુતપુત્રથી જનનીના તારૂણ્યને નાશતા!
માનો એક સજાત પુત્ર રઘુના સદૃશમાં રામ આ
છાંડી રાજ્ય પિતાનુ શાસન ગણી રે' કોણ ચાલ્યો વને?
કો' વૃદ્ધે પણ રાઘવે ચરિત શુ આ'વું કરેલુ કહે?　　　　૨૧

**દશરથ**—બેટા રામભદ્ર! તાપસ અને ગૃહસ્થતાની કયા અદલાબદલી કરી!

* પિતાની આજ્ઞાથી + પિતાની આજ્ઞાથી.

શાર્દૂલવિક્રીડિત.

**વામદેવ—**

"ફેંકી દામ જટા કર્યા તવસુતે ગાઢા અહિં કેશ આ"

**દશરથ—**અરેરે! હૃદય! હજુપણ સાંભળ્યાજ કરે છે.

**વામદેવ—**"ફેંકી રેશમ વસ્ત્રને અહિં વળી રામે ધર્યા વલ્કલ"

**કૈકેયી—**અરે! આ તો પદ્મ રાગમણિનુ, સુવર્ણ બધન નાશ થતાં પાણીમાં નીપજેલી છીપથી પાલન થાય છે.

**વામદેવ—**"બધુ સ્વીકૃત વૃત્તને પણ અહિ રે' લક્ષ્મણે આચર્યું"

**દશરથ—**બેટા લક્ષ્મણ! ત્હારાં આ ચરિત્રથી મ્હારૂં મન હરખાય છે અને ખેદ પણ પામે છે.

**વામદેવ—**"સ્વામી સાથ જતાં અહીં જનકજા સાસુજનોને નમી" ૨૨

**કૈકેયી—**સાસુઓમાં હું ઘણી જ અભાગિણી, કે પ્રવાસ કરતી રામની વહુનું પાદવદન પણ પામવાને છેતરાઇ ગઈ.

**વામદેવ—**તેમ જ આ બીજી ખેદ અને આનદની **સી**મા.

શાર્દૂલવિક્રીડિત

જે પોતે જનકે સુવેણિ રચના સ્નેહે કરી હર્ષથી
મૈત્રેયીવર્તી ચુબવાય નમતા જે યાજ્ઞવલ્કયે વળી

કૈકેયી—( કંપતી ) તેનુ શુ?

**વામદેવ—સીતા**એ પણ કેશ તે સુભગએ જેવે જટાએ કર્યા
પાયે મસ્તકથી નમી ભયવશે સૌમિત્રિએ ધારીયા ૨૩

**કૈકેયી—**અહો!! મ્હને ફરી જીવ આવ્યો, આર્ય **વામદેવ**! જ્યારે **રામ**ભદ્રે વલ્કલ પહેરવા હાથ લાબો કર્યો ત્યારે વહુએ શુ સ્વીકાર્યું?

**વામદેવ—**દેવિ! જાનકીએ જે સ્વીકાર્યું તે નિવેદન કરૂં છુ જુઓ

વસંતતિલકા.

**શ્રી**રામભદ્ર વનવલ્કલ ધારતાં, એ
**સી**તા શરીરપર વલ્કલ ધારતી ને
પાયે પડી શિરસુધી ઝટ છોડવ્યા તે
આપી ઘણાં શપથ રામની માડીએરે. ૨૪

**દશરથ**—રામજનનિ કૌશલ્યે! ત્હારો ઘણો જ આભાર કે દશરથનાં હણાઇ જતા હૃદયને ત્હેં ધારણ કર્યું.

**વામદેવ**—ધારણ કર્યું શુ હજી તો ઘણું સાંભળવાનુ છે. જુઓ—

**માલિની.**

અનુસરતી પિયુને ભાળતાં જાનકીને
પતિ પુઠળ જવાને ઉત્સુકા ઉર્મિલા તે
ગુરૂજનથી લજાતાં નમ્ર મો'હું કરીને
ભૃગુટિપુટ ચઢાવી લક્ષ્મણે વારી તેને  ૨૫

**દશરથ**—સાધુ પુરૂષના ચરિત્રમાં શુ કહેવાનું? તેમાયે આ વળિ રામભદ્રનો અતે વાસી લક્ષ્મણ છે. પછી પછી?

**વામદેવ**—

**વસંતતિલકા.**

એરીંગ કંકણ તજ્યાં વળિ હારને ને
ટોડા કડાં તજી દિધી કટિ મેખલાને
ત્હારો પ્રસાદ ગણી કેવળ વેણિમાંહે
ધારી શિરોમણિ વહૂ તુજ, તેમ ચાલી  ૨૬

અને તેથી

**લલિત**

અલિ ચકોરિ! તું સાંભરે મ્હને
અધિક, કોકિલા! હુ નમુ ત્હને
મયૂર મ્હેં દિઠો છોડ વેણુને
સરસ સારિકા! હુ જઉં વને  ૨૭
શુક! વિસારના લલિત તું મ્હને
રમતનાં બધાં પક્ષિયો કને
જઈ નિમંત્રણો તેણીએ કર્યાં
નિરખતાં હમે સર્વ તો રડયા  ૨૮

**કૈકેયી**—મીઠી કેલિ પખિણીના જેવી મ્હારી વત્સા **સીતા** છે.

**વામદેવ**—

**મંદાક્રાંતા**

ક્રીડા હંસો ગતિ અનુસરે પાંજરે પૂરીયા જે
પૂંઠે લાગી પ્રમદ મૃગલી વારી સાહેલીઓએ

જાતાં જેણે ગ્રહ શુકતણી વાર્ણીઓને ગણી ના
રે’ કો’ ના આ પુરમહિ રડયા સાધુ વાદો વધાના ૨૯

( વિચારી ) પડેલા ઘામાં ખાર ભભરાવ્યા જેવું બીજુ આ પણ રાજપુત્રીનું વચન કહું છુ.

**શાર્દૂલ વિક્રીડિત.**

ત્હારૂં સ્વસ્તિ વિલાસ વાપિ ! તુજને પાછી નિહાળુ ફરી
લીલોદ્યાન ! તજુ ત્હને, ન વદવું તું સાથ *દોલા ! જરી
ક્રીડાગાર ! નમુ ત્હને, ¹ગુણુનિકા ! રે’જો સુખી સર્વ હે
રે રે આ તમ સેવકી વન વિષે રામાનુગા જાય છે ૩૦

**દશરથ**—હા ! રઘુકુલચંદ્ર રામચંદ્ર ! દિલીપનાં વશમાં આ ચરિત્ર કેવું ઉલટું બન્યુ છે.

**ગીતિ.**

ઘરડા દશરથ થીઆ, ગૃહસ્થતાની ઉપાસના થાય
પણુ અતિ બાળક વયમા, દુધકંઠ ! ત્હેં કરાય વનવાસ ૩૧

**વામદેવ**—સખા મનુષ્યેંદ્ર ! રામભદ્રના પ્રવાસથી સર્વ પ્રજાજનોને કળકળાટ તો હું તમને શુ કહું !

**દિંડી.**

હૃદય ગાઢ કૂટવાથી તૂટતા એ
ઘણાં હારતણા ગોળ મોતીઓએ
બને શકનીય અશ્રુબિંદુ એમ
પૌર યુવતિઓ પડે રડાય તેમ
મૂળ સુધી પાખ શિથિલ થઇ જવાથી
નમી ગયેલ કંઠ અગ્ર ચાંચમાથી
રાજમાર્ગ વિષે પાજરે પુરેલા
શુકો કળકળેય ગાભરા બનેલા ૩૨

**દશરથ**—

**અનુષ્ટુપ્**

હે પ્રાણો ! તે ગયો રામ જાઓ પાછળ સત્વર
જરાથી જીર્ણ અંગોએ ન જવાય હું નિર્બલ

---

* હિંદોળા ! ૧ માળાઓ.

( દુઃખ જણાવી ) અયિ ! રામજનનિ કૌશલ્યે !

અનુષ્ટુપ્.

ચદ્રકાંત મણિ કેમ સૂર્યકાંત મણિ બન્યો !
રામ ચદન શો તોયે મ્હને દાવાગ્નિ શે થયો ? ૩૪

( વામદેવને ) સખે ! પછી પછી ?

**વામદેવ**—ત્યાર પછી પાછળ આવવાનો આગ્રહ કરતા **ભરતને** પણ સેવન કરવા પોતાની પાવડીઓ આપી નદીગ્રામમાં રાખ્યો, પિતાવિનાનાં રાજ્યનું પાલન કરવા ઘણા શપથ આપી **શત્રુઘ્નને** સ્થાપ્યો, અને તેની સભાળ લેવા મ્હને મૂકી માત્ર **સુમત્ર** સાથે તમારો પુત્ર ચાલ્યો ગયો. ( ત્યાર પછી સુમત્ર પ્રવેશ કરે છે. )

**સુમંત્ર**—આર્યાવર્ત્ત દેશને ઓળઘી દક્ષિણ દિશામા વસતા **રામભદ્રે** પાછો મોકલેલો હું લાંબો પ્રવાસ કરી હાલ અયોધ્યામાં આવ્યો છું. તો મહારાજ **દશરથ** સ્વર્ગપુરીમાંથી આવ્યા હશે કે કેમ તે નથી જાણતો ? ( રાજાનો પ્રવેશ બતાવી જોઇને ) જરૂર ભગવાન **સુરેંદ્રના** સખા આવ્યા છે. ( પાસે જઇ ) મહારાજ દશરથનું કલ્યાણ હો ! દેવ ! **સુમંત્ર** સાથે સદેશ મોકલનાર અઘોર વનમાં ફરનાર **રામભદ્ર** અભિવદન કરે છે.

**દશરથ**—( વાણી બધ થતી હોય તેમ ) મ્હારો વત્સ વનવાસ વૃત્ત પૂર્ણ કરો;

**રાણીઓ**—પત્ની સહિત અને લક્ષ્મણ સહિત તે રામભદ્ર કુશળ તો છે ને ?

**સુમંત્ર**—જેમના ચરિત્રો સર્વજનોને આશીરવાદ રૂપ બને છે તેમનું કુશળ કેમ ન હોય.

**દશરથ**—સખા સુમત્ર ! હમારા ગર્ભરૂપ બાળકોનુ વિદેશમાં કેવું ચરિત્ર છે તે તો જણાવ.

**સુમંત્ર**—અયોધ્યાથી નીકળ્યાં ત્યારથીજ આ સર્વ સમાચાર જણાવું છુ.

વસંતતિલકા.

સીતા સિરીષ મૃદુ તે નગરી સમીપે
વેગે જરાક ત્રણ ચાર પદો જઇને
છે કેટલુ હજી જવું બહુ એમ ક્હેતી
તે રામને પ્રથમ આસુ ગરાવીં દેતી ૩૫

**રાણીઓ**—( અશ્રુપાત કરતી ) બેટા જાનકિ ! ક્રીડાભુવનની મણિમય ભૂમિમાં વિલાસથી ફરતાં ગભરાઈ જતી હતી, તે તું પામરજનને યોગ્ય પૃથ્વીમાં આવી પડી છુ.

**દશરથ**—અરેરે નિર્દય વિધિ છે ! ! કે માલતી લતાની કંઇક ખીલતી કળીઓવડે ભૂમિનું તળ બનાવતો નથી ! પછી પછી ?

**સુમંત્ર**—નગરીના સીમાડાને ત્યાગ કરતાંમાં તો—

**વસંતતિલકા.**

ઢકાયલી તૃણુથકી અદકી, ધરામા
દક્ષીણુ બાજુપર જોઈ જતી સીતાને
શ્રી રામનો મત નહિ પણુ વીનવીને
સૌમિત્રિએ જ પથમધ્ય કર્યો નિવાસ ૩૬

**કૈકેયી**—રમ્યવદન ! સુજાત લક્ષ્મણુ ! સમય ચતુર ! ત્હારા તો શાં શા વખાણુ કરૂં !

**સુમંત્ર**—અને ત્યા કુશશય્યામા રાત્રિ ગાળી સવારમા ફરી ચાલવા માંડ્યું તે સમયે

**માલિની**

મૃદુચરણુ સદર્ભા ભૂમિમા ચાલ ધારી
શિરપર ધર જૂનુ વસ્ત્ર આ તાપ ભારી
જળભર નયનોએ એમ તે જાનકીને
પથપર પથિકાઓ જોઇને શીખ આપે ૩૭

કેટલાક દિવસો પ્રયાણુ કરતા કરતા, ભાગીરથીના કિનારાનો નિશ્ચય કરી ચાલવા માડ્યુ. નિરતર માર્ગમા ચાલતા ઘણીજ થાકી ગયેલી મૈથિલીએ સહજ સ્ત્રીસ્વભાવે, ધાન્યનુ રક્ષણુ કરનાર ગોપીજનને વિશ્વાસથી રસ્તો પૂછ્યો અને તેણે બતાવ્યો,

**શિખરિણી.**

દિસે શાલીક્ષેત્રો શુક ખુશ થતા ધાન્યથી પછી
ખીલેલાં પદ્મોએ સરસ સર છે આગળ વળી
રહી અગ્રે સીમો હળદળિત મોથે મસમસી
પછી પાસે આવે નયનપથમાં તે સુરનદી ૩૮

**રાણીઓ**—જે હમારા *પુરાણુ શ્વસુર ભગવાન ભગીરથની વિજયપતાકા ગંગાદેવી છે એમ વૃદ્ધ મહર્ષિના મુખથી સાંભળ્યું હતું, તો હમણાં રાઘવનું કુટુંબ ત્યાં જ છે કે? પછી પછી?

**સુમંત્ર**—ત્યારપછી ત્રીજા પહોરે ગંગા આગળ આવી નૌકામાં બેઠાં.

**કૈકેયી**—ભગવતિ ભાગિરથી! ભગીરથનું આરાધન સંભારી સુખથી પાર ઉતારી દો.

**દશરથ**—(ગભરાતાં) અરે સુમંત્ર! નૌકામાં નાવિક હતો કે નહિ?

**સુમંત્ર**—હા; લક્ષ્મણનો મિત્ર નિષાદપતિ ગુહ નાવિક હતો.

**કૌશલ્યા**—પછી પછી?

**સુમંત્ર**—

મંદાક્રાંતા

ચંદ્રે રૂડા શિવ શિરવિષે જે વિલાસો કરે છે
વીંટે સર્વે ત્રણ ભુવનને સ્રોત સૂત્રો વડે જે
તે ગંગાનાં સજળ નયને તીરમાં ઉતરીને
સ્થાનોમાં તે યજન કરતા તાપસોનાં ગયાં તે ૩૯

**રાણીઓ**—અહો સારા સ્થાનમાં તે લોકોએ સ્થિતિ કરી!' પછી પછી?

**સુમંત્ર**—પછીથી પશ્ચિમે પ્રયાગમા એક રાત ગાળી, કલિંદકન્યા યમુનાને ઓળંગી વિવિધ ધાતુઓની વિચિત્ર ચિત્રકુટમાં ગયા.

**દશરથ**—દેવિ' દક્ષિણ-કોશલ-રાજપુત્રિ' ચિત્રકૂટગિરિનાં અરણ્યો દુઃખે ચાલી શકાય તેવાં વિકટ છે, અને સુકોમળ રાજપુત્રી છે.

**સુમંત્ર**—અને ત્યાં—

વસંતતિલકા.

લીલાં લતા તૃણથી નિર્મિત ઝૂંપડાંમા
સૌમિત્રિએ જયફળો બહુ આણીયાં જ્યાં
બધું બધા સ્મરણ થાય કથા પ્રસગે
રે'સાં ઘણો સમય વાસ થયો હમારે ૪૦

અને ,,

છે વલ્કલો વપુવિષે મૃગચર્મ શય્યા
પાનાંવડે ઘન ગુફાગૃહ એજ જેનાં

* પૂર્વજ સસરા.

છે મૂળ ફૂલ ફળ ને દલ એ જગ્યામાં
ત્હારા સુપુત્રનું ગૃહસ્થપણું વનોમાં ૪૧

**કૌશલ્યા**—આર્ય ! વન–વાસિની વૈદેહીનુ પવિત્ર ગૃહિણીપણું કેવું છે તે કહો ?

**સુમંત્ર**—આ...કહું,

શિખરિણી.

ફળો મીઠાં સીતા, પતિ સમિપ મૂકે પ્રથમ તે
વળી સૌમિત્રિનાં સમિપ સઘળું સ્થાપન કરે
પછી ખાટું મોળું રસમય અને જે રસવનું
ફળો વા મૂળો વા અશન ગણુતી એ નિજતણું ૪૨

**કૌશલ્યા**—પુત્રિ સીતા ! મહારાજ–રાજથી પ્રગટ થઇ ત્હે આ’વું સહજ દરિદ્ર ગૃહસંસાર માડવાનું જ્ઞાન ક્યાંથી મેળવ્યું ?

**દશરથ**—દેવિ ! એતો દૈવ શીખવાડે છે.

**સુમંત્ર**—આ બીજુ કાળજાને બાળી નાખે તેવુ વચન જણાવુ છુ, જયારે રસ્તામા ખેદ થાય તેવી રીતે મૃગયા કરી રામભદ્ર આશ્રમ તરફ આવતા ત્યારે—

હરિગીત.

રહામાં ઉતાવળથી જવાતાં ઉત્તરીય સરી જતું
ઝટ જાનકી પિયુહાથથી લઇ ઝાડપર મૂકે ધનુ
શ્રી રામનાં મુખપર નયનપર જે પડેલી ધુળને
સીતા લ્હુવે છે પ્રેમથી નિજ વસ્ત્રના છેડા વડે ૪૩

**દશરથ**—પછી પછી ?

**સુમંત્ર**—ત્યાર પછી વૈદેહીનુ હરણુ કરવાને આવેલા વિરાધદૈત્યને હણી સીતાનાં શરીરમાં નખના ઉઝરડા ભરતા ધરાધર નામના કાગડાને કાણો કરી, ભયરહિત સુખી સ્થિતિમાં આશ્રમોને બનાવી, દક્ષિણ તરફ મહા–અરણ્યમાં જવા ત્યાંથી તે આગળ ચાલ્યા.

**દશરથ**—અરેરે ! ! સુમંત્ર ! નવયૌવના જાનકી અને લક્ષ્મણનો પ્રથમ પ્રવાસ મનને ખેદ ઉત્પન્ન કરે છે.

**સુમંત્ર**—ખેદ ઉત્પન્ન કરે છે, શુ આનદ નથી પ્રગટ કરતો !

### માલિની.

ધરણીપર પડેલા વત્સને શાંતિ માટે
પવન જનકપુત્રી વસ્ત્ર છેડે કરે છે
બહુશ્રમ ન ગણીને પાયના મર્દનોએ
ખુશ થઇ નિત સેવે રામને રામબંધુ ૪૪

**રાણીઓ**—હા દેવ ! સીતા તથા લક્ષ્મણ ગર્ભશ્રીમત હોઇ પ્રવાસી જનને ઘટતી ગુરૂશુશ્રૂષા ક્યાંથી શીખ્યા !

**સુમિત્રા**—યોગ્ય કર્તવ્યમા, નહિ સાભળેલાં ને નહિ જાણેલાં મહાત્માઓનાં ચરિત્રો ઉદય પામે છે.

**દશરથ**—જાનકી કરતાં પણ વત્સ લક્ષ્મણ ઉપર રામભદ્રને વિશેષ પ્રેમ જણાય છે.

**સુમંત્ર**—આપનું કહેવું બરોબર છે.

### શાર્દૂલવિક્રીડિત.

એજે સચરતી કિકી ચળ થતાં જે આંસુડાંઓ પીયે,
સીતાના સમિપે રહેલ, મૃગલા–માં વલ્લીઓમાં અને
છોડી ધૈર્ય પ્રવાસીં બાળક વળી માર્ગે જતા જે શ્રમી–
તે એ લક્ષ્મણમાં પડે પ્રણયથી રે' દૃષ્ટિયો રામની ૪૫

**દશરથ**—સુલક્ષણી સીતાવડે વત્સોના માર્ગો શુભદાયી તો છે ને ?

**સુમંત્ર**—દેવ ! રામચદ્રનું દર્શન એજ સર્વને શુભ કરનાર છે. એટલે, કરૂણા અને કૌતુકથી આવેલી તપસ્વિનીઓ હાથ તથા દાઢી વડે સીતાને કપોલપર ચુબન કરતી કહેવા લાગી કે પુત્રિ ! પતિવ્રતા વૈદેહિ ! સાવધ મનુષ્યથી ચાલી શકાય તેવાં પર્વતોનાં મહા–અરણ્યો છે. માટે ચરણમાં વેદના થાય તોપણ રામભદ્રની પાછળ પાછળ ચાલજે, આ તું જોઇ શક્તી નથી કે–

### મંદાક્રાન્તા

ચાલે હાથીકુળ શિખરમાં રીંછડા છે ગુફામા
કુંજે સિંહો સ્થિતિ કરી રહ્યા દીપડા ભેખડોમાં
વૃક્ષો માહે કપિકુળ વસે ભીલથી ભ્રાતિવાળાં
પ્રાણી વિંધ્યાચળપર કિયુ હિંસ્ર ને રૌદ્ર છે ના ? ૪૬

વળિ, જનકરાયના યશને વધારનારી હે સીતે !

મંદાક્રાંતા.

અગ્નેશીલા દુરકર, અને કટકા વેલડી આ
ઉંચા દાવાનળ થકી કંઈ વસ્ત્રના ખોલ છેડા
ડાળાં આ છે શિર કર નીચું રાખડા બાળ તું આ
વાંસો મધ્યે ગજ ચરી રહ્યો તેથી તું સ્થીર તો થા ૪૭

**સુમિત્રા**—અરેરે ! ! કાંકરા અને ઝાડની છાલો વડે ઢંકાયેલી પર્વતની ભૂમિમાં સહજ સુકોમળ ભૂમિ–પુત્રી સીતા કેમ ચાલી શકે છે ?

**સુમંત્ર**—સાંભળો; શી રીતે ચાલે છે તે.

મંદાક્રાંતા.

સૌમિત્રી જ્યાં પ્રથમ મુકતો કૂપળો ત્યાં જતી એ
સીતા ચાલે રૂધિર ઝરતા પાયને સ્થાપતી તે
દર્શાવે છે પથ પણ વળી રામ, એ સર્વ દીન
સર્વે ચાલે ગિરિ સમિપના માર્ગમાં ગાઉ એક ૪૮

અને

હરિણી

અજગરતણાં શ્વાસે બ્હીની મરેલ મૃગોજ જ્યાં
નખ મુખ વડે સિંહ ત્રાસે ગજો ચીસ પાડતા
શબર–વધૂએ મૂળાં ખોદે ઉચુ નીચુ મધ્ય જ્યા
વળિ નદિ તણા બહુ વિંધ્યાચલે સહુ તે ગયાં ૪૯

**કૌશલ્યા**—તેતર–પક્ષિની સાઠમારીમાં પણ જે બ્હીતી હતી તે સીતા વાંદરાઓનાં હુપ્હુપ્ શબ્દોથી પથિકોને ભય પમાડતા, શિકારી ભીલડાંઓના ભાલાઓથી હણાયેલા કંપતા રીંછોના જળપાન કરવારૂપ ખેલોને જોતાં ચકિત થયેલા સિંહના બાળકોએ લાંબી જીભોથી ચટાતી પદ્મરાગ મણિઓની ખાણોવાળા આ વિંધ્યગિરિને નિહાળતી મ્હારી વહુ શી રીતે પગલા ધારતી હશે ? હાય ! હાય ! મુવા દૈવ ! કુળી કુળી કેલિ કરવા યોગ્ય કેળ, તે હાથીની સૂઢનુ વીંગાવવું શાંત બની શી રીતે સહન કરે ? અરેરે ! ! રઘુકુલ દેવતાઓ ! વનમાં રાઘવનાં કુટુંબનું રક્ષણ કરો, રક્ષણ કરો !

**દશરથ**—શુ કરે ! બિચારી માલતી લતાની કળી દર્ભથી ગુથાયેલી ધરાને શી રીતે સહી શકે ?

**સુમંત્ર**—કેવી રીતે સહન કરે છે તે સાંભળો;

**મંદાક્રાંતા.**

મૂળે મૂળે તરૂવર–તણાં થાકતી ખૂબ બેસે
પાણી પીતી ઝરણ ઝરણે શુષ્કકંઠા તૃષાએ
ત્રાસો થાતાં નયન મીંચતી ગહ્વરે ગહ્વરે એ
સ્થાને સ્થાને વળિ મતિ થતી બેસવા જાનકીને ૫૦

( નિશ્વાસ નાંખી ) વળિ ઘણામાં ઘણુંજ કષ્ટ પડેલુ સભળાવું છું.

**મંદાક્રાંતા.**

રસ્તામાંહે વિરલ જલ જ્યાં ત્યાં તૃષાળુ થઇ તે
મૂર્ચ્છા થાતાં અતિશય અરે ! રામ દુઃખી બન્યારે
ત્યાં સૌમિત્રી ઝટપુટ કરી *માલુધાની દલોનાં
લાવ્યો વારિ ઝરણ ઝરતાં પૂર્ણ રીતે ભરેલાં ૫૧

( સર્વે નિશ્વાસ નાંખે છે )

**કૌશલ્યા**—લક્ષ્મણ ! લક્ષ્મણ ! પાસે આવ પાસે આવ, ત્હારા ચરણો હું માથે ચઢાવું.

**કૈકેયી**—સખિ કૌશલ્યે ! ઉઠ ઉઠ અહિં રામ અથવા લક્ષ્મણ ક્યાં છે ? એ તો તું થઇ ગયેલુ બકે છે.

**દશરથ**—અત્યારે તો હું હર્ષ અને શોકમાં ઝૂકી રહ્યો છુ.

**કૌશલ્યા**—હાય રામભદ્ર ! દિનમણિ–કુલમાં જન્મ પામી વિંધ્યાચળમાં વસવાનું દુઃખ કોણે અનુભવ્યુ ?

**સુમિત્રા**—સખિ કૌશલ્યે ! સર્વ કઇ રામભદ્ર જેવા નથી હોતા.

**કૈકેયી**—ગામેગામ કૈકેયી જેવા તો ઘણા છે.

**કૌશલ્યા**—પછી પછી ?

**સુમંત્ર**—ત્યાર પછી

**હરિણી.**

શયન રચીંયુ ઝાડોનાંરે પડેલ દલોવડે
કળશ કરીંયા કુભી પત્રો તણા પડીઆ વડે
રવિ કઇ છતાં છેલ્લા પ્હોરે રચ્યો તુજ બાળકે
સમિપ નદીના જંબુકુંજે નિવાસજ આમને ૫૨

---

* એવા નામની કોઇ લતા.

**દશરથ**—( બહુજ કરૂણાથી ) પછી પછી ?

**સુમંત્ર**—આ પ્રમાણે કેટલાક દિવસ પ્રયાણ કરાતા

**માલિની.**

ગિરિ–વિજય પતાકા વિંધ્યનાં હાથ જેવી
જહિ ગજ જળ ડોળે પ્રેયસી સિંધુ કેરી
શિતળ જળ કરતી ચંદ્રની ચદ્રિકા શી
નયન પથ થઇ છે તેમને નર્મદાજી ૫૩

**દશરથ**—એ ભગવતી **નર્મદા** આયાવર્ત્ત અને દક્ષિણ દેશને જુદા પાડનારી રેખા છે.

**સુમંત્ર**—પછી મ્હે પાછળ જવાનો બહુજ આગ્રહ કર્યો, પણ આપ દેવનુ અનિષ્ટ દર્શાવતા **રામભદ્રે** મ્હને પાછોજ વાળ્યો. વળિ દેવ !

**મંદાક્રાંતા**

જોડી હાથો જટિલ શિરમા પદ્મકોશો સમા ને
રામે પ્હેલા નમન કરીને વીનવ્યા છે તમોને
ડોળાઓથી ચપળ નયને રૂધતો તોય બેળે
આસુ છૂટયાં ડુસકા ઝરતા પૂજ્ય એ આનને રે ૫૪

**કૌશલ્યા**—આર્ય ! તમે **રામભદ્રને** છોડી દીધો !

**સુમંત્ર**—દેવિ ! આપણુ સર્વેને **રામભદ્રે** છોડી દીધા છે.

**કૌશલ્યા**—પછી પછી ?

**સુમંત્ર**—પછીથી

**મંદાક્રાંતા**

ગાળી રાજા તપત–રવિના કાળને જબુકુંજે
રેતીનાં ત્યા ઘર ઘર કરી ખેલ તો માડતીને
લીસી શીલાપર ખસી જતી ઉતરી **નર્મદા** તે–
ત્હારી ધીરા વહુ પથિક તો હાય ! હા ! હાય ! બોલે ૫૫

**સુમિત્રા**—પછી પછી ?

**સુમંત્ર**—ત્યાર પછી તેમને જોતા જોતાં મ્હે મધરાત તે કિનારેજ ગાળી, અને તેમણે પણ સ્હામી પારેજ રાત ગાળી. પછી બીજે દિવસે—

મંદાક્રાંતા.

આંસું રોકી કઇક કળથી આંખ લ્હોળી કરીને
રેવા પારે સ્થિતિ કરી અરે ! ભાળતાં કંઇ મ્હને તે
મૂંગાં મૂગાં ગમન કરતાં, નર્મદાના પછી જ્યાં
લોપામુદ્રાપતિર્થી લસતાં સ્થાનમાં દેવ ! ચાલ્યાં ૫૬

દશરથ—બેટા રામભદ્ર ! મલયાચલપર રહેતા મ્હારા મિત્ર જટાયુને તું મળીશ એમ માનું છું.

( ત્યારપછી ગગનથી ઉતરતો પ્રહારની પીડાવાળો રત્નશિખડ પ્રવેશ કરે છે. )

રત્નશિખંડ—

ગીતિ.

ચંદ્રહાસનાં ઘા'ની મૂર્ચ્છાને ગગન પવનથી રોકી
પાંખો છેદાવાથી આવ્યો બેજે કરી અયોધ્યાજી ૫૭

( વિચાર કરી ) આ'વો થયો છુ તોપણ,

પ્રહર્ષણીપ.

પાંખોથી, જળ મધુરા સદા વહતી
ઓળઘી ઝટ સરિતા સુતામ્રપર્ણી
સર્પાથી મલય તરૂ સૂના બનાવી
( જટાયુની ) આજ્ઞાથી દશરથ પાસ આવીયો હુ ૫૮

તો હવે તે આર્યભૂમિના ઇંદ્રને જોઉં ( અર્ધગગનથી જોઇને ) આ મહારાજ દશરથ, અરે ! કોઈ છે કે ? અજનદન દશરથ નરેંદ્રને કહો કે—

અનુષ્ટુપ્.

બાલસ્નેહી તમારા એ ગૃધ્રરાજ જટાયુનો
દૂત હું રત્નશિખડ આજ્ઞાથી આહિ આવીયો ૫૯

સુમન્ત્ર—આમ આમ, આવ આવ,

રત્નશિખડ—( આકાશથી ઉતરતો હોય એમ બતાવી ) મહારાજ દશરથનુ કલ્યાણ હો.

દશરથ—પ્રિયમિત્ર જટાયુ કુશળ તો છે ને ?

રત્નશિ૦—પ્રિયમિત્રને ઉપયોગ આવવાથી શરીરથી નહિ.

દશરથ—બેશીને બરોબર કહે ? હું બહુજ વ્યાકુળ બની ગયો છું.

રત્નશિ૦—આજ સવારમાં ફરવા નીકળેલાં પક્ષિઓએ આંસુડાંઓને ઢાળતાં કરૂણાથી કળકળતાં પક્ષીરાજ જટાયુને આવું કહ્યું કે, પ્રાતઃસંધ્યા કરી રહેલા સુલક્ષણી લક્ષ્મણ તથા સીતા સાથે મરૂડીનાં આંગણાં આગળ આનંદમાં રામભદ્ર બેઠા હતા. તેવામાં સમીપ વસનારાઓએ બૂમ પાડી કે—

સ્રગ્ધરા.

ચાલતો રોહણાદ્રિ સરવ વપુ ધરી ખેલવા આવીઓ શું ?
સંકોચાતું ધનુ આ વળિ સુરપતિનું જંગમત્વે થયુ શુ ?
ભૂમિનુ રમ્ય આ શુ ! પ્રકૃતિ બળ હશે, વેણુ વૈખાનસોનાં
આવાં થાતાં ત્રિલોકી–મણિ સમ દીસતું કો' પશુ આવતું આ. ૬૦

આ'વું સાંભળી રામભદ્રે કહ્યું, જાનકિ ! જો જો એના ઉપર નજર કર;

હિંડી.

મણિ ગણો જડેલ યોગ્ય સગ સગ
અગ અંગ લલિત આ દિસે કુરગ
મેઘ–ધનુષ ચિન્હ કાતિને ધરે છે
દૂરવાસિ લોકનાં મનો હરે છે
અધિક કૌતકે વિશેષ આખ ઠારી
મુનિકુમાર પુઠળ પડયા વેગધારી
ઘણો ભાગ ભૂતળ ઉપર એ ચરે છે
ગગન સાથ કંઇક કૂદકા ભરે છે. ૬૧

તેને જોવાથી ચકિત બનેલા લક્ષ્મણે કહ્યું, આર્ય ! આ જોવાનુ તો જુઓ,

સ્રગ્ધરા.

મ્હો'ઢાથી પીઠ સૂધી મરકતમય આ પીઠને ધારનારો
જોડે જોડે જડેલા ધવલ–મણિ વડે શ્વેત ઉત્સગવાળો
પર્વાળાનાં બનેલા પગ સરસ, લીલા રત્નની આંખથી એ
આશ્ચર્ય પ્રાપ્ત કરતો વનમૃગ ફરતો દંડકારણ્ય માંહે ૬૨

કૌશલ્યા—પછી પછી ?

**રત્નશિ૦**—ત્યાર પછી વિચિત્ર રીતે ચિતરેલા તેનાં ચર્મપર સીતાની લાલસા જાણી, તેના રક્ષણુ સારૂં લક્ષ્મણને મૂકી રામભદ્ર તેની પાછળ પડયા. જ્યારે કેટલોક સમય આમ વીતી ગયો, ત્યારે આર્યપુત્રનું કઇક અનિષ્ટ થયું હશે કે શુ ? એમ શકા કરતી જાનકીને વૈખાનસોની પત્નીઓને સુપરત કરી સુમિત્રા પુત્ર પણ રામની પુઠળ પળ્યા.

**કૌશલ્યા**—( કઇક ઉઠી ) બેટા લક્ષ્મણ ! સબૂર સબુર; મણિમૃગને માટે ઘોરવનમાં જાનકીને એકલી ન છોડ ન છોડ,

( એમ કહી પકડવા જાય છે )

**સુમંત્ર**—દેવિ ! થઇ ગયેલી કથામાં પણ આ'વો મોહ કરવાથી શાત રહો શાંત રહો;

**દશરથ**—પછી પછી ?

**રત્નશિ૦**—

સ્રગ્ધરા.

ખે'ચીને કાનસૂધી ધનુષશર-ધરી જાનકીનાથ પૂઠે—
જાતાં ન્હાસે ત્વરાએ મણિમય મૃગલો વેગથી દીર્ઘ કાયે
સીતાને લેઇ તેવે મણિમય રથમા પુષ્પના, રાક્ષસે'દ્ર
પોતાની રાજધાની મહિ પર્છો પળીઓ દેવીઓને પીડતો ૬૩

**દશરથ**—ધનુષ ધનુષ.

અનુષ્ટુપ્

સુરેંદ્ર શત્રુનાં માથા છેદવામાં સમર્થ આ
મ્હારા બાણો હણો આજે શિરોને દશકંઠનાં ૬૪

( એમ કહી ઉઠવા જાય છે. )

**સુમત્ર**—દેવ ! આતો થઇ ગયેલુ કહેવાય છે, હમણા આયુધ ગ્રહણ કરવાનો સમય ક્યાં છે ?

**દશરથ**—( બેશીને ) હાય ! હાય ! ઘણુંજ દુઃખ આવ્યુ, રઘુરાજાના વંશમાં આ'વુ પહેલાં નહિ બનેલુ તેવુ કલક ઉદય પામ્યું. ( વિચારી ) ત્યારે શુ તે માયામય મૃગ હતો ?

અનુષ્ટુપ્

માયા-મૃગેજ ખે'ચાયા રામ આશ્ચર્ય એ ખરે,
હીનભાગ્ય તણી બુદ્ધિ જુવે છે પણ ના જુવે ૬૫

**સુમિત્રા**—બેટા સીતે ! દુઃખરૂપ વિષપાન કરતાં કરતાંયે પાછાં આ જનને હમણાં શોક ઉત્પન્ન થયો, હાય ! દેશાંતરમાયે ત્હારૂં રાક્ષસે હરણ કર્યું.

**કૈકેયી**—કૈકેયીની અપકીર્ત્તિનો આ બીજો અકુર ફુટયો.

**દશરથ**—( બેશીને લાજથી ) પછી પછી ?

**રત્નશિ૦**—આ'વી વાત પક્ષીઓનાં મુખથી સાંભળી તમારા સખા જટાયુ ગીધોથી વીંટાઇ પુત્રવધૂનાં હરણથી અપમાન માનતા, એકદમ મલયાચલથી ઉડયા.

વસંતતિલકા.

એ વારમાં સુર મુખોપર તીવ્ર દૃષ્ટિ—
લંકેશ દૈત્યપતિ આગળ જાય જ્યાંહિ
તે માર્ગ ઢાંકી ઉતર્યો ઝટ વ્યોમમાંથી
પાંખો પ્રસાર કરતોજ જટાયુ પક્ષી ૬૬

**દશરથ**—સાબાશ મિત્ર ! સાબાશ, પછી પછી ?

મંદાક્રાંતા.

**રત્નશિ૦**—
બીડાતામાં સુરજ કરતો દિનને એક પોતે
ન્હોળી થાતાં બનતી રજની શોભતી જીવલોકે
તે પાખોએ અરૂણુ-સુત તે રૂંધતો સ્વર્ગ પૃથ્વી
સ્હામો ચાલ્યો અસુર પતિના, યુદ્ધ સારૂં જટાયુ. ૬૭

**દશરથ**—શુ કહુ ! સંપાતિનો સહોદર અરૂણુપુત્ર જટાયુ મ્હારો ખરેખરો મિત્રજ છે. પછી પછી ?

**રત્નશિ૦**—પછી ગર્વને ઉત્તેજીત કરે તેવું ગૃધ્રરાજ જટાયુ બોલ્યા,

સ્રગ્ધરા.

હું આવ્યો છું જટાયુ મલયગિરિ ગુશ-માંહ્ય રે'નાર ખાસ
તો હે સીતાપહારી ! કઇંક કર વિષે ધાર્યે તુ ચંદ્રહાસ
મ્હારા ચંચુ-પ્રહારે સુમુગટ મણિઓ તાહરા તૂટતા જે
તેને તો માંસધારી ઝટ દઇ ગળજો ગીધડા પક્ષીઓ રે. ૬૮

**દશરથ**—વેગમાં વાયુને પણ જીતનાર જટાયુનુ અનુપમ શૌર્ય છે.

**કૈશલ્યા**—ભગવતિ સંગ્રામ લક્ષ્મિ ! જટાયુ જય પામો. પછી પછી ?

રત્નશિ૦—પછી તે અરૂણ અને ગરૂડજીના વંશમાં ઉત્પન્ન થયેલાં સર્વ પ-
ક્ષીઓથી વીંટાયેલા જટાયુએ લઢવા માંડ્યુ, ત્યારે—

મંદાક્રાંતા

કા'નો પાસે, [1]અલિક ફલકે, લાંબડાં નેત્ર ભાગે,
નાકે, ખાંધે, અધર પુટમાં, બાહુમાં, છાતી મધ્યે
જે જે સ્થાને અસુરપતિનાં, જાય સ્વામી હમારા
ત્યાં ત્યાં ગીધો નખવતી કરી કોળીયા ચૂંટતા હા! ૬૯

આ'વી રીતે સઘળાં વીરપક્ષીઓથી ગભરાતાં રાવણે ચંદ્રહાસ તરવાર વડે વીરપક્ષીઓને મારવા માંડયાં, એટલે જટાયુ હમને પાછળ કરી આગળ આવ્યા. તે સમયે—

શાર્દૂલવિક્રીડિત.

"પક્ષી-રાવણ" યુદ્ધમાં અસિવડે કાયા જટાયુ તણી
છેદાતી દશકંઠથી નહિ જરા આશ્ચર્યતા આ થતી
ને લંકેશનું ચંદ્રહાસ-અસિ જે વજ્ર પ્રહારે રૂડુ
તે ચાચે નહિ પક્ષિનાં નખવડે કેમે જરા ભાંગતું. ૭૦

કૌશલ્યા—ભગવતિ સંગ્રામ લક્ષ્મિ ! સીતાને બંદીખાનેથી છૂટી કરો.

દશરથ—પછી પછી ?

રત્નશિ૦—

માલિની.

પછીથી ઝટ જટાયુ ચાંચનો દશ થાતા
કવલ કરી ગળાતાં એ પડ્યુ ચંદ્રહાસ
વળિ દશ નખ અગ્રે હસ્તિ અંકુશ જેવાં
દશવદન ખણ્યાં છે શીઘ્ર લંકેશ કેરાં ૭૧

દશરથ—સાબાશ ગરૂડબંધુ ! સાબાશ, સાબાશ સૂર્યસારથી ! સાબાશ, જટાયુપુત્રથી તું ઘણો જ શોભે છે.

કૌશલ્યા—આર્ય જટાયુએ મિત્રની પુત્રવધૂનાં હરણમાં જે વીરત્વ કર્યું તેનુંજ ગાન થાય છે. પછી પછી ?

રત્નશિ૦—પછીથી—

વસંતતિલકા

ત્યાં ચંદ્રહાસ થકી ખંડિત ચાંચ થાય
ચંચુપ્રહાર થકી ખંડિત ચંદ્રહાસ

---

૧ લલાટના ભાગમા.

તે રાવણે ઝટ તડાક દઈ અસિએ
તીણાં નખી તહિં હણ્યા જ જટાયુનેરે ૭૨

તેથી કંઠમા પ્રાણને ધારણ કરતાં જટાયુએ આ છેલવેલો તમને સંદેશો કહાવ્યો છે.

શાર્દુલવિક્રીડિત

જે સંપાતિતણા સહોદર સમુ, જે આરૂણિને ધટે
જે મોટા નખશસ્ત્ર પક્ષિ સરખુ લંકેશમાં યોગ્ય જે
તે મૈત્રી તુજ રાખતાં બધુ કર્યુ સગ્રામમાં આજ મ્હે
ના લજ્જા ક્ષણુ પામ તું મુજવિષે જીવુ ફરી ના હવે ૭૩

**દશરથ**—હા! અરૂણવંશભૂષણ! હા! સંપાતિપ્રિય! હા! ગરૂડનાં કૃપાપાત્ર! આ ત્હારા પ્રિયમિત્ર દશરથે ત્હને કેવી દશામાં આણી મૂકયો.

**કૌશલ્યા**—હાય! દૈવ! ત્હેં સઘળુ વનમાં ગયેલુ રાઘવતું કુટુબ દુઃખી બનાવ્યુ.

**સુમિત્રા**—નહિ કેવળ વનમા ગયેલુ. પરતુ ભુવનમાં રહેલાને પણ તેવુ જ બનાવ્યુ છે

**રત્નશિ૦**—તો હવે મહારાજ! મ્હને હમારા ટોળાં ભેગા માળામા જવાની રજા આપો,

**દશરથ**—ભલે! તું જા,

(રત્નશિખડ ફરીને જાય છે)

**કૈકેયી**—ઉત્તર કૌશલદેશના નરેંદ્ર! હાય! રઘુકુલને આ આપત્તિ કયાથી આવી પડી?

**દશરથ**—એટલાજ માટે હવે તો

મંદાક્રાંતા

જેમા કાળા કમળ સરખા વારિ કાલિંદિ કેરાં
ભેગાં થાતાં કુમુદ સરખા વારિ મદાકિનીનાં
તે એ તીર્થે મુજ વિમલ આ કાયને છોડી, બેસુ–
દૈવી થૈને સુરપતિતણા અર્ધસિંહાસને હું ૭૪

(એમ પરિક્રમણ કરી સર્વે જાય છે.)

**निर्दोष दशरथो नाम षष्ठोंकः समाप्तः**

# ॥ सप्तमोऽकः ॥

---

( વૈતાલિક પ્રવેશ કરી ચારે તરફ જોઇ નેપથ્ય આગળ )

**વૈતાલિક**—ભદ્ર ચંદનચડ ! ઉંઘવું છોડી દે, ઝુપડામાથી બહાર નીકળ, આ સ્હવાર જેવીજ રજની જણાય છે.

**શાર્દુલવિક્રીડિત**

તારાઓ તગરો સમા સરવ આ સખ્યા ગણાતાં જુઓ
ઝાંખી દીપક જ્યોત થાય સઘળી જેવાં હિરિદ્રા-કુરો
મત્રે સ્થીર થતો પ્રભા વગરનો પારા સમો ચંદ્રમા
જૂનાં મધ સમાન કાંતિ ધરતું આકાશ આ પૂર્વમાં ૧

**( નેપથ્યમાં )** " આર્ય કર્પૂરચડ ! સવારની નિદ્રા મીઠી લાગે છે માટે હું તો સૂઇજ રહીશ. "

**કર્પૂરચંડ**—અહોહો શી ત્હારી ઉત્સાહ શક્તિ ! ! પરતુ અમત્ર શીલ રાજા, પર પ્રબધોને નહિ અવલોકન કરનાર કવિ, અને પાઠમા અરૂચિ ધરાવનાર બદી, ઘણા વખત વખણાતા નથી.

**( નેપથ્યમાં )** " ઠી...ક ત્યારે હુ .તો પથારીમાજ પ્રભાતીયુ ભણીશ. "

**કર્પૂર૦**—ત્હારે તો એટલુ ય પણ ઘણું છે.

**( નેપથ્યમાં )** " ખરેખર, પ્રત્યક્ષ વિદ્યા કરવાનો આ બ્રાહ્મ મુહુર્ત્તનો સમય સુદર છે અને વળિ—

**શાર્દુલવિક્રીડિત**

રે' જે છે ઘરમાહ્ય દીપક શિખા નિસ્તેજ તે તો બની
ફાટેલી પણ દડથી કમલિની તે તો બિડાઈ ગઇ
ગોહીઓ પણ તેમ પૂર્ણ સહસા ભાષા વડે થાય છે
તો માનુ ક્ષણવારમા દિનમણિ દીપાવશે પૂર્વને ૨

**કર્પૂર૦**—પારકાને પ્રસન્ન કરીનેજ આજીવિકા ચલાવવાનો બંદીજનોનો નિયમ છે તો આપણે રામભદ્રના સ્તવન કરીયે. ( કઇંક ઉંચેથી )

**રાગ બિહાગ.**

જય જય નૃપવર દશરથ બાળ (૨) ધ્રુવ૦
નૃપવર દશરથ બાળ જય જય૦

દિનમણિ વંશ તણા મણિ સરખા
ત્રિભુવન-મણિ રખવાળ જય જય૦
વિશ્વામિત્ર મહામુનિ કેરા
સરલ શિષ્ય રઘુપાલ જય જય૦
પ્રગટ અવર શું ! નારાયણ એ
દુષ્ટ તાડિકા કાળ જય જય૦
કૌશલ્યાનાં નનનો ને
આનંદ કંદ સુ દયાળ જય જય૦ ૩

( નેપથ્યમાં )

સ્રગ્ધરા.

બ્રહ્માનાં કાળદંડ, પ્રશમન કરતા કામનાં ગર્વનેય,
ગંગાએ ચંદ્રમા તો ચપલ શિરપરે, પાર્વતી-પ્રાણનાથ-
શંભુનું, સર્પદોરી-ધ્વનિથી નભભરે ખેંચતાં મધ્યમાંહે
ભાંગ્યું તે ચાપ તેનો જગત પ્રસરતો શબ્દ સૂણાય છે રે' ૪

કર્પૂર૦—

શાર્દૂલવિક્રીડિત.

જે જંભાસુરને જીતે સુરપતિ, તેને જીત્યો રાવણે
તે લંકેશ્વરનેય બંધન કર્યો જયાથી સહસ્રાર્જુને
તેના હાથતણા દવાનળ થયા પોતે ભૃગુપુત્રજી
તેનો ગર્વ હરી ધરી વિજયની માળાજ સર્વોપરી ૫

( નેપથ્યમાં )

"
" સ્હેજે સિંજીત જયા બની ઝણઝણે ઝુંકાર વીણાસમ
આપે ચાપ કરે ધરત નમતું ?' યુદ્ધમાં તે ક્ષણ
સર્વે જે ખર દૂષણ પ્રભૃતિ તે પ્રાણો તજતા થયા
બાણો એ બહુ વિદ્ધ દેહ બનતા વેગે ધરામાં ગયા " ૬

કર્પૂર૦—

માયાના મૃગનો વિનાશ કરવા જાતાં મહા વેગમાં
આવેલા સુરલોકનાં નયન તો જોતા બન્યાં નિષ્ફળાં
સ્હેજે અંધ બનેલ જોઇ વિધિએ સંકલ્પ પોતે કર્યો
નેત્રોને રચવા તણો અતિ ઘણો ને ક્લેશ હૈએ ધર્યો ૭

વળિ,

ના ત્હેનાં નયનો તણો હજુ સુધી સકોચ દુઃખી થતા
તેના ગાલ વિષે રૂવાંટ પ્રગટયા ના તે હજી શામતા
ના અદ્યાપિ જરા સ્વકીય મનકુ રાજી થતું તેમનું
જોયું રામ ! કબધ દૈત્ય વધનું આશ્ચર્ય તો આપનું ૮

( નેપથ્યમાં ) ,,

" ભેગા શંકર અટ્ટહાસ સરખા રૂપે ઘણા શ્રેષ્ઠ એ
વાળીનાં યશને હર્યું અસુરનાં અસ્થિ મહા શેષ જે
ફેંક્યા પાયવડેજ વિંધ્યગિરિનું દુર્માન તેથી થયુ
વૈરિપેર અરે ! ન કેવળ થયુ બદીપણું આપણું. ૯

અને

સ્ત્રગ્ધરા.

ત્રૈલોકીનાં જયીરે ! તમ ધનુષવતી ખેલતા તીર ફેંકયે
છિદ્રો પ્હોળાં પડયાથી ઝપટ પ્રવિશતા તાડના પોલમાંહે
વાયુઓ પ્રેમથીરે' ભરિત ગગનમાં આપનું કીર્ત્તિગાન
ગાયે છે સાત તાડો થકી વળિ પ્રસર્યા સાતલોકે વિશાળ" ૧૦

કપૂર૦—જેતા લંકાપતિનો, અમરપતિ-તણો પુત્ર જે વાનરેંદ્ર
સંધ્યાઓ નિત્ય સેવે જળનિધિપર જ્યાં ચાર પાસે નિકુંજ
કિષ્કિંધા રાજધાની નિજ ભુજ બળથી પાળતો તે તમોએ
એ વાળી પદ્મમાળી ગુણનિધિ કપિનો બાણથી પ્રાણ લીધો. ૧૧

(નેપથ્યમાં) ,,

"જે કૈલાસે, કલિંદે, મલયગિરિ વિષે, મંદરે, મેરૂમા, તો
સંહ્યાદ્રિ, વિધ્યમાં ને હિમગિરિપરનાં પર્વતોમાં કપિંદ્રો
સર્વે સુગ્રીવના તે પગ પર નમતા, આપ કીર્ત્તિ-સમુદ્ર
સેવે સતોષ પામ્યે ભૃગુટિ-રચનનો સત્ય છે એ પ્રસાદ" ૧૨

કપૂર૦—

શાર્દુલ વિક્રિડિત.

મોટા સાગરને ઉલધીં સહસા લંકા ગયો મારૂતિ
જે ભાંગ્યું વિપુલા અશોકવનને ને મારીયો અક્ષને
સીતાનાં શિરનો મણિ લઇ અહીં આવ્યો તમો પાસજે
તે છે આપ તણો પ્રતાપ સઘળો નિશ્ચે કર્યું છે હમે ૧૩

(નેપથ્યમાં)

સ્ત્રગ્ધરા.

"જે બીજા એ વિરાધ પ્રભૃતી-મસળવે આપની કીર્ત્તિ જે રે'
તેનાં તો વર્ણનો શુ !, જલનિધિપર તો વાસ થાતાં ક્ષણે રે'
હા ! હા ! શબ્દો કરતા ચપલ ભુજવડે છાતીયો કૂટતા હો !
થાયે છે રાક્ષસીને નવજળ નયને આંસુવાળા વિલાપો" ૧૪

કર્પૂર૦—

હરિગીત.

સઘળાં સરલબલની પ્રશસાસમ તમે દૈત્યો તણા
મહારાજ્યપર અભિષેક કરીયો ઝટ વિભીષણનેય જ્યા
લંકેશના તેથી સરવમુખ ગુપ્ત સરતાં શ્વાસથી
ચચળ મુછો જ્યા નયન મીંચાતા બને ચિંતાથકી ૧૫

પ્રતિહાર—( નેપથ્ય ખસેડી ) રે રે ! ! વૃથા-વૈતાલિકો ! આ શો કળકળાટ ?

કર્પૂર૦—આર્ય ! રામચદ્રનાં પરાક્રમોનુ કીર્ત્તન કરીયે છીએ.

પ્રતિહાર—પણ, દશરથનુ સ્વર્ગગમન સાભળ્યુ ત્યારથી કે, દશકઠનો નાશ થતા સુધી પોતાના વખાણની મનાઈ કરેલી છે.

કર્પૂર૦—હુ વિભીષણ એવા નામનો વિદેશી વૈતાલિક છુ, તો એક વાર અપરાધની ક્ષમા આપો, આ મ્હેં વખાણ બોલવા છોડી દીધા. ( વિનયથી ) કેમ વારૂ ! પતાના મરણનો શોક થયા છતાં, આર્ય રામદેવ મહાઉદ્યોગમા પડયા છે ?

પ્રતિહાર—( હસીને ) અરે ! મહાત્માઓથી તુ અજાણ્યો જણાય છે.

અનુષ્ટુપ્.

વહે છે શોક શક્રુને યથાયોગ્ય કરે અને
અહા ! ! શો એ મહાત્માનો ગુણ ગભીરતા તણો ! ૧૬

કર્પૂર૦—આર્ય ! તમે શાંત બન્યા છો તો હવે પૂછુ છુ. કે રામભદ્ર શુ કરે છે ?

પ્રતિહાર—કિનારા ઉપર દર્ભના આસને બેશી ઉપવાસ કરી ગંગાના નાથ સાગરની ઉપાસના કરે છે. એટલે—

શાર્દૂલવિક્રીડિત.

ઇર્ષ્યાવાન શશીવિષે વિરહથી, પ્રેમાળ સુગ્રીવમાં
આશ્ચર્યા કપિમાંહ્ય, ક્રોધ કરતી લંકેશનાં સ્થાનમાં
ઉત્સાહી વળિ ચાપમાં, ઉદધિમાં ક્ષોભી, બધી રાત એ '
આજે રામતણી ન નિશ્ચયવતી નાનાવિધા દૃષ્ટિયો ૧૭

કર્પૂર૦—આ'વું છતાંયે સમુદ્ર કાંઇ પણ કરતો નથી '

પ્રતિહાર—એ તો " જડ (લ) રાશિ " છે ને,

કર્પૂર૦—સાગર આમ કરે છે, ત્યારે રામદેવ શું કહે છે ?

પ્રતિહાર—આ'વુ વદે છે કે—

વસંતતિલકા.

શૈય્યા કરી દરભની તટમા સુવાય
રામે ન તોય ભગવન્' કઇ માન થાય
સભાર્રી તું સગર તેમ ભગીરથીને
વા, આવ જોઇ મુજ ચાપ અને શરોને ૧૮

કર્પૂર૦—ત્યારે શુ ગાયનાં પગલાંની પેઠે સમુદ્રને ઓળઘ્યો !

પ્રતિહાર—રે રે સર્વ મર્કટોના સેનાધિપો ' રે સર્વ વાનર સૈન્યના નાયકો ! અરે સઘળા રીંછડાઓના સ્વામીયો ! કેમ આમ વીર પુરૂષોને ન છાજે તેવું કરવા માંડયુ, સમુદ્રતટની વન પક્તિઓમાંના નિવાસોથી વિમુખ બની પગલે પગલે કેમ ભાગી જાઓ છો ?

કર્પૂર૦—પોતાનાં અસંખ્ય ટોળેટોળાંઓને અનુસરતા તમારા વચનોને પણ ન ગણકારતાં દુઃખે તરાય તેવા સમુદ્રને જોઇ, જે રસ્તે આવ્યા હતા તે રસ્તે પાછા જવા લાગ્યા.

પ્રતિહાર—જવાદો, હમણાં ભેગા કરૂ છું.

શાર્દુલવિક્રીડિત.

પીધો જે કળશે થયેલ મુનિએ એ ઘૂંટડે સાગર
પીવાતાં જળ વાડવાનળવડે ઓળઘતો ના તટ
કલ્પાંતે વળિ આ વિપુલ વપુએ ખાડા બધે ધારતો
સ્થાપ્યો કઇ પૂર્વજે શું તમને રે' ખેદ આ'માં થતો ૧૯

અને

મંદાક્રાંતા

એકે એકે જળધિજળને ઘૂંટડાથી પીયો જો
એકે એકે જલનિધિ વિષે પર્વતો ફેંકશો જો
તેથી મોટો ઉદધિ સઘળો ખાડ ભૂમિ થવાનો
શું ! આ મિથ્યા વિકલ બનતા આળસે હે કપિંદ્રો ! ૨૦

કર્પૂર૦—રે હો સુગ્રીવના પ્રતિહાર ! આપનું વચન સાંભળતામાં જ આ સેનાપતિઓ સાગરની વનપક્તિઓમા ઉત્સાહથી એકઠા થયા.

પ્રતિહાર—(ચારે તરફ જોતાં)

વસંતતિલકા

રે નીલ સૈન્યપતિએ ભુજને પછાડી
છોડયો ભયાનક કિલાકિલ નાદ તાણી
તેવે શકે કુમલભૂ નિજ આઠ કા'ને
ઇચ્છા કરે યુગલ હાથથી ઢાકવાને ૨૧

આ ધૂમ્ર કર્વત શું ! દાતથી ઓઠ પીસી
હુંક્કાર શબ્દ કરી લબિત પુછડાથી
વીંટી બધે મલયપર્વતને ઉપાડી
ઇચ્છા કરે જલનિધીપર ઢાકવાની ૨૨

વિષ્ણુ વિરાટરૂપ જ્યાંસુધિ છોડતા ના
ચોપાસ ત્યાંસુધિ ભમી કરતો પ્રદક્ષણા
સેતુ કરી ઉદધિ–બધન કર્મ જાણી
તે જાંબુવાન ધરતો રીસ વૃદ્ધતામા ૨૩

ને, અંગદે સ્વનખથી હણી શ્વેતરગી
કર્પૂરની બહુ રજો નિજકીર્ત્તિ જેવી
અંગે બધે તરત લેપન તો કરીને
પ્રસ્વેદનાં જળ શમાવી દીધાં કુમારે ૨૪

આમોદવાન વન કેસરયુક્ત તેમ
તારાપતિ સ્ફુરણથી જ પ્રફુલ્લ થાય
અત્યત લબ પૂંછનાળથી ખૂબ રમ્ય
કો'ણે ન જોયુ કુમુદે કુમુદ સ્વરૂપ ૨૫

આ મૈંદ અશ્વિસુત સાગર તીરમાં રે
જોવાય કૃષક ભય દષ્ટિવડે દ્વિવીદ
હાથે ગ્રહી મધરને વળિ હાથી એક
સગ્રામસારૂં મળતા મદઆર્દ્ર–ગડે ૨૬

બોલે શું! મારૂતિ હસી કપિસૈનિકોને
મ્હારાં રૂંવાટ ગ્રહી અશ્રયતો કરોને
આજે ઉલ્લંઘન કરૂં લઘુ સિંધુનેરે
દૈત્યોની સાથ વળિ યુદ્ધ ઘણું કરૂં રે ૨૭

તારાતણાં સ્તનનું ચદન લેપ છે જ્યાં
માળા સુવર્ણ કમળો તણી શોભતી જ્યા
(તે) છાતી વિશાળ નિરખી ગણ્યું સુગ્રીવેય
કે આ સમુદ્રજળ અંજલીથી સુપેય ૨૮

કર્પૂર૦—બરોબર એમ જ છે; (આગળ જોઇ આશ્ચર્યથી) જુઓ. જળ મનુષ્યોનાં જોડાંથી વિસ્મય પમાડતો, શંખલીઓનાં સમૂહોથી નિંદાતો, વાડવાનળના વિસ્તારથી પુનરૂક્તિ જેવો જણાતો, આકાશ સુધી ઉછળતા તરગોથી સૂર્યમડળને તાડતો, રવિના તાપે પરવશ બની છીપો-લીયોમાં પુષ્કળ મોતીઓને પ્રગટ કરતો, મલીન કાચબાઓને તથા માછલાંઓને ઉછાળતો, હજાર દાઢોવાળા મોટા મોટા મચ્છોને આ-ળોટાવતો, ઉંચાં શબ્દ કરતા મધરોને ધારતો, મહાન્ મધરોના સ-મુદાયને પલાયન કરાવતો, પાંખોવાળા અનેક પર્વતોને ઉરાડતો, ત-ટતટમાં પેઠેલા મરેલા ભુજંગોને સેવતો, ચીસ પાડતા પાણીના હાથીઓએ છોડેલા મદજળ પ્રવાહોને વરસાવતો, જળ સ્થભન વિદ્યાએ પ્રવેશ કરેલા સમાધિનિષ્ઠ મુનિઓ દ્વારા વાડવાગ્નિને શાંત કરતો, દેવો સિદ્ધો તથા વિદ્યાધરોને પોતાના ઉપર થઇ જવાનાં માર્ગને બધ કરાવતો, તટના ઝાડોપર માળામાં રહેલા પક્ષીઓએ આકાશમાં ઉડીને લજ્જાપૂર્વક જોવાતો, વાનરોનાં ટોળાંઓએ પાછા ખસીને નીરખાતો, અદર રહેવાથી સ્પૃહાવાળી બનેલી અસુરસુંદરી-ઓએ બહાર નીકળીને નીહાળાતો, મથન કરતા ઉત્પન્ન થવામાં બાકી રહેલી અપ્સરાઓએ ઉડીને અવલોકન કરાતો, ચંદ્રમા ઐરાવત પારિ-જાત અને કૌસ્તુભ વિગેરેથી ઘણાં કાળના પરિત્યાગને લીધે વખા-ણાતો આ સમુદ્ર કેમ આ’વો બની ગયો છે વારૂ? અને તેમજ—

સ્ત્રગ્ધરા.

છાનાં અગ્નિકણ્યાં શું ! અરૂણમણિ દિસે, ધુમધુમા સમાશુ !—
કાળા રત્નો, પ્રવાલો અનલતર્ણી વળિ કાંતિ ઢંકાયલી શું !
કે સાચે ભસ્મ જેવા ગિરિથકી દળીયા મોતીઓના સમૂહ
દુઃખે ધારી શકાતો જળમહિ વસતા પ્રાણીઓએ સમુદ્ર ૨૯

**પ્રતિહારી**—( તર્ક કરતો )

સ્ત્રગ્ધરા.

ત્રીજાનેત્રે થયેલો પ્રલય સમયનો અગ્નિ શુ ! જ્વાળધારી
ભેદી શુ ! સિંધુને આ સરવ તરફથી વ્યાપીયો વાડવાગ્નિ
વા શુ ! કાલાગ્નિ શભુ સકલ જગતને બાળશે મૂળમાંથી
હા; જાણ્યુ રામનાં આ જલધિપર પડે બાણ તેજે પ્રકાશી ૩૦

તો ચાલ, આપણે પણ મહા રોષધારી અને સુગ્રીવ વિભીષણ સહિત તે રામદેવને મળીએ. ( એમ કહી જાય છે )

इति विष्कंभकः ॥

( ધનુષ બાણ આકાશ તરફ મસ્તક નમાવી )

**રામ**—

શાર્દુલવિક્રીડિત

જે ખોદ્યો સગરે, કરી ભૂતળમાં ગંગા નદી તેપર
પૂર્યો જેહ ભગીરથે, હમતણું તે ગાન આ સાગર
એ હુંમા પ્રતિકૂળવર્ત્તિ બનતા નાખ્યા શરો મ્હેં સજી
વૃદ્ધો ! ક્રોધ કરોજ દૂર પ્રણમુ મ્હારી ગતિ શી બીજી ? ૩૧

**વિભીષણ**—સખા સુગ્રીવ ! ચદ્રમૌલિ શંકરનાથાયે ચઢે એવું રામચંદ્રનું ચરિત્ર છે. એમણે તો—

શાર્દૂલવિક્રીડિત

જેમાંહે પ્રલયાગ્નિએ જળ પીધે દુઃખી બળે હીન જે
જેની પાસ જણાય વન્હિ વડવા ઝાખો તુષાઅગ્નિ શે !
તે એ રામ તણાજ અગ્નિ ભળવે તેજસ્વી બાણો વડે
આપ્યો સાગર દેવને બળવતા દાવાગ્નિનો દાહ રે ૩૨

**સુગ્રીવ**—પુર્વે નહિ જોયેલુ નહિ સાંભળેલુ, તેવું આજ આ રામચંદ્રનું ચરિત્ર કો'ને આશ્ચર્ય નથી ઉત્પન્ન કરતુ ! કે જ્યાં આ જળ પણ જળી રહ્યાં છે. વળી,

સ્ત્રગ્ધરા.

અન્યોન્યે ભેટી સ્થાપે વળિ વળિ વપુએ રક્ષતાં હર્ષ પામ્યા
મેઘો તો તીવ્ર તાપે જળ નિકળી ગયે ગર્ભથી, એમ ચાલ્યા
તાપે જંતુ તપ્યાથી 'જગત ડુબવતો નીકળે દુષ્ટ ગંધ
સર્વસ્થાને ધરે છે ઉદધિ વમળને અગ્નિવાળાં શરોએ ૩૩

હનૂમાન—( આશ્ચર્યથી આગળ જોઇ નમન કરી )

મંદાક્રાંતા.

છોડો તે આ ભૃગુટિ-રચના દેવ ! છે ભાલમાં જે
છોડો તેજે ધગ ધગ થતાં બાણુ આ ચાપને રે
પાણી મધ્યે નદથી વીંટીયા નાગણોએ ગવાતા
હારાસાથે ઉદધિ પ્રગટે અંજલિ જોડતા આ. ૩૪

( સઘળા આશ્ચર્યથી જુવે છે )

રામ—ત્યારે તો અગ્ન્યાસ્ત્ર બાણુ આ પાછુ ખેંચ્યું.

લક્ષ્મણુ—આર્ય ! આ સમુદ્ર પણુ બાણુનુ સધાન તથા સહારને સમજનાર જણાય છે.

( ત્યાર પછી થયેલા ઘા ઉપર ઓસડ ચોપડાયેલો અને પાટાબાંધેલો સમુદ્ર ગગાજમના સાથે પ્રવેશ કરે છે. )

ગંગા—સખિ સૂર્યપુત્રિ યમુના ! પોતાની મેળે હરી ફરી શકે તેવા નદીઓના પ્રાણુનાથ નથી લાગતા, જો;

શાર્દૂલવિક્રીડિત.

વિષ્ણુરૂપ વરાહથી ભૂમિ ધરતા જે હણાયાં નહિ
જે અગો ગિરિમંથને પણુ જરા ભાંગ્યાં ઘસાયાં નહિ
વાસુકી-વિષઝાળથી પણુ વળી કેમે બળાયાં નહિ
તે અગો ઉદધિ તણાં બળી હણ્યા-યા રામબાણો થકી. ૩૫

( સર્વે યથોચિત કરે છે )

સમુદ્ર—દેવિ મંદાકિનિ ! પ્રિયે કાલિંદિ ! અપરાધી બનેલો હું રામભદ્રને શી રીતે જોઇશ ?

ગંગા—રે રત્નાકર ! અપરાધી તો તે રામભદ્રજ છે, કે જેણે સગર તથા ભગીરથનાં યશ-સમુદાય રૂપ એવા તમને ડુબવ્યા.

**યમુના**—ભાગિરથી નાથ ! જો તરતજ તેને અનુસરીયે, એ શું અપરાધીપણું ગણાય ?

**સમુદ્ર**—ત્યારે તો એ બાળક રામદેવનીજ પાસે જઇએ, પૂર્ણ ચંદ્રમંડળ વિના કઇ ચંદ્રકાંતમણિનાં આનંદ જળ દ્રવતાં નથી !

( સર્વે જણ ફરે છે )

**યમુના**—( પાસે જઇ ) દશરથ નંદન રામચંદ્ર ! સગર અને ભાગીરથ સરખા ગૌરવશાલી આ સાગર તમારા સ્હામે આવ્યા.

**સમુદ્ર**—( પૂજન સાથે )

**મંદાક્રાંતા.**

ઇંદુ લક્ષ્મી અમૃત મદિરા કૌસ્તુભ સ્વર્ગ હસ્તી
દિવ્યસ્રીયો સુરતરૂ અને વૈદ્ય ધન્વતરીજી
મથી લીધુ પ્રથમ સઘળુ દેવ ! સંભારશો જો,
જાણો, હુ તો જળધન હવે પાસ છુ શુ કહો છો ? ૩૬

**રામ**—( માનપૂર્વક ) ભગવન્ રત્નાકર ! તમને નમન કરૂંછું, સાચે હું આપનો આજ્ઞાંકિત છુ. તો એકવાર આ રામનો વિનય અથવા અવિનય ક્ષમા કરો.

**વિભીષણ**—શુ કહું ! ખરેજ ભાગીરથીનાથ સાગરનો સાચો સરલજ પ્રેમ છે.

**શાર્દૂલવિક્રીડિત**

એ છે અમૃતખાણ એહ થકી તો ધન્વતરી જન્મીયા
ગંગાનાથ તણું ચરિત્ર પણ આ એ તાત છે ચંદ્રનાં
આ'વી સજ્જન ચિત્તમા જલધિની ચોટી પ્રશસા ઘણી
શ્લાઘા જેની તમો જમાઈ કરતા લક્ષ્મીપિતા આ વળી ૩૭

( રામ તથા સમુદ્ર લજવાય છે )

**વિભીષણ**—દેવ ! શુ આ'વું થોડા વર્ણોમાં વર્ણન કરવાથી, એટલાથી કઇ રત્નાકરનું ચરિત્ર જણાવાય ! જુઓ:—

**શાર્દૂલવિક્રીડિત.**

*વારૂણી [૧]કિલકિંજથી સુગુરતા ધારે મૃગાક્ષી તણી
શામે કોપ બધાય દંપતિ તણા વ્યોમે સુહાતાં શશી

* મદિરા ૧ નશામા મદોન્મત થયેલી સ્રીયોનો એક જાતનો વિલાસ.

જે દેવો તણું રોજ યૌવનપણું ને કામ-સંપત્તિઓ
લક્ષ્મીવાસ તથા, બધુ ઉદધિનું અદ્ભુત ચારિત્ર્ય હો ૩૮

**સુગ્રીવ**—અહો ભગવાન સાગરનો આ'વો મહિમા છે!!

**શાર્દૂલવિક્રીડિત.**

સ્રીનું દૈવત જે ગણાય ગિરિજા તેનો સગો બધુ આ–
જે રૂપાતણી ખાણ, એ સુતવડે જે શૈલરાજા બન્યા
પાંખો ખડક ઇંદ્રવજ્ર ભયથી સિંધુ તણાં જે ઘણા
રે' પાતાળ સુધી ઉંડાં જળવિષે મૈનાક પેશી રહ્યા ૩૯

વળિ

**હરિણી**

વહન કરતો ફેણાઓથીજ શેષ ત્રિલોકને
કમઠપતિએ તેને પૃષ્ટે ધરાય સદા અને
જલધિ કરતો તે બન્નેને સમીપ અનાદરે
**"અહહહ મહાત્માઓ કેશાં ચરિત્ર મહાન છે!!"** ૪૦

**સમુદ્ર**—( સવિનય આક્ષેપથી )

**વસંતતિલકા.**

અગ્નિ ઘણા વરસતા કપરા શરોએ
મ્હારા વિનાશતણું ખેલન આમ થાય
તો યાદ કેમ નહિ શુ જરી આવ્યુ દાશ!
લક્ષ્મીપતિ હું પ્રલયે પછી ક્યાં વસીશ ૪૧

**રામ**—રે હો નદીનાથ! અવિવેકને ઉઘાડો પાડી મ્હને લજ્જીત ન કરો,

**સમુદ્ર**—( ગગા તથા યમુનાને દેખાડી )

**ઉપજાતિ.**

સ્વયંભુહાથે લસતા કમંડળે
થયેલ આ શંકર મૌલિ શોભિની
હે રામ! આતો મુજગોત્ર સૂર્યથી
થયેલ પ્હેલી સરિતા સુવાસિની ૪૨

**રામ**—ગૌરિપતિએ ધારણ કરેલી દેવિ મંદાકિનિ! સૂર્યનંદિનિ યમુના માડી!
આ રામ પ્રણામ કરે છે.

**ગંગા યમુના**—સર્યવંશભૂષણ રામ! મહાયુદ્ધનાં મહાન્ સાધનો ધારણ કર.

**સમુદ્ર**—( રામને ) મ્હને પણ કંઇક આજ્ઞા કરો;

**રામ**—એમ નહિ, આપનો આજ્ઞાપાળક હું કહેવાઉં. પરંતુ ચાલી રહેલા કાર્યમાં કંઈક આપની સહાયતા માંગુ છુ.

**સમુદ્ર**—કેવા પ્રકારની તે જાણવા ઇચ્છા કરૂં છું

**ગંગા**—કહેવાની કાંઇજ જરૂર નથી.

અનુષ્ટુપ્

જલધિનાં જલોમાંહે જલમાર્ગ સમો સ્થિર
સેતુ મોટો તમો બાંધો પર્વતોથી ચપોચપ ૪૩

( બધા વિસ્મય પામે છે )

**સમુદ્ર**—જે ગંગાએ કહેલો સેતુ, મણિમય ચક્રવાલ પર્વતનાં મધ્ય આગળથી, તેમ વાડવાનળની ઉત્તરદિશા તરફ શેષનાગરૂપ પલગ ઉપર પોઢેલા ભગવાન નારાયણથી દક્ષિણ તરફ ગળી ગયેલા ઇંદ્રનીલ મણિઓનાં જેવું જ્યા આગળ કાળું પાણી છે ત્યાં બાંધવો ઠીક પડશે.

**રામ**—ભગવાન્ ! પથરાઓ શીરીતે તરી શકશે ?

**સમુદ્ર**—મહામુનિથી વરદાન પામેલા, વૈરિઓને દાવાનલ સમાન વિશ્વકર્માના પુત્ર નલના કરસ્પર્શના પ્રભાવથી.

**સર્વે**—ઘણુંજ આશ્ચર્ય ઘણુંજ આશ્ચર્ય ! ! !

( નેપથ્યમાં મોટો શોર બકોર થાય છે )

**હનૂમાન**—( સાભળી ) આ તો ભગવાન મહાસાગરનું વચન સાંભળી, મહાદેવના અટ્ટહાસ સરખો હસીરહેલા વાનર સૈન્યનો મોટો કોલાહલ થઇ રહ્યો છે.

**સમુદ્ર**—( રામને ) ભલે ! વાનરવીરોની ગમે તેમ ઇચ્છા હોય, તો પણ સઘળા વાનરવીરોને ન લઇ જતાં કપિકુળ ઉપર કૃપા કરતા તમે મલય પર્વતનાં શિખર ઉપર ચઢી સેતુબંધનનાં સ્થળને તપાસો.

**રામ**—જેવી ધન્વતરીના પિતા સાગરની આજ્ઞા, ( સવિનય ) અપાર સાગર ! રામના અવિવેકથી અંગો ઘાયલ બની ગયાં છે, માટે પાતાળનાં નિવાસ સ્થાનમાં પધારો; આપે મ્હારા ઉપર મોટો અનુગ્રહ કર્યો.

સમુદ્ર—જેવી વિષ્ણુના સાતમા અવતાર રામની આજ્ઞા, હવે હું જઉં છું.
( સમુદ્ર, ગંગા યમુના સાથે જાય છે )

( સર્વે મલય પર્વત ઉપર ચઢી બેસી જાય છે )

( નેપથ્યમાં )

વસંતતિલકા.

ઓ નાગનાથ ! હરિકચ્છપ ! દિવ્ય મચ્છ
હો સ્વસ્તિ, જાવ અહિંથી ક્ષણવાર આપ
અંભોધિમાં રઘુપતિતણી કીર્તિ-હેતુ
સેતુ કરેજ અહિં રાવણ-ધૂમકેતુ ૪૪

વળિ,

,,

હે જંતુઓ ! તમ પરસ્પર મિત્રતા જે,
ડાબે તથા મલય પર્વત દક્ષિણે તો
ત્યાં રે' જજો નીંકર પર્વત સેતુથી રે
છૂટે વિયોગ નહિ કલ્પ સુધી તમારે ૪૫

સુગ્રીવ—હે હનૂમન્ ! પર્વતો લાવવા સેનાપતિઓને આજ્ઞા કરો;

હનૂમાન—જેવી આપની આજ્ઞા, ( બધાને જણાવી )

શાર્દૂલવિક્રીડિત

મોટા ગર્વનું જોર ધારી સુણજો સુગ્રીવ આજ્ઞા તમે
માથે અંજલિ જોડતા કપિવરો ! સેતુ બનાવા અરે !
બે હાથોજ પછાડતાં શિથિલ એ ઉખાડીને પર્વત
લાવો ચાર દિશા વિષે જઇ તમે શું આપને દુષ્કર ! ૪૬

સ્વાગતા

સુગ્રીવ—

લાવજો કપિવરો ! મહા ગિરિ
અંગદે ઝટ ઝલાય તે વળિ
તું નલ ! પ્રબલ બાહુ વિક્રમી
યોજ સેતુ રચવા તણો વિધિ ૪૭

(સર્વે સાંભળી તે પ્રમાણે કરે છે)

**હનૂમાન**—(હસીને) આપત્તિ આવી પડવાથી મહાસાગર કંઇક ખિન્ન બન્યો છે માટે, સેતુબંધન થવા પોતાના પ્રતિહારી [illegible] નામના નદદ્વારા મોટા મોટા જળચરોને ઉપદેશ આપે છે.

**સુગ્રીવ**—સખા હનૂમન્' જા, બે વાનરોને બોલાવી લાવ, કે તેઓ રામચંદ્રને સેતુબંધનનું કાર્ય જણાવે.

(હનૂમાન ત્યાંથી જઇ દધિત્થ તથા કપિત્થ સાથે પ્રવેશ કરી તેમને નિવેદન કરે છે)

**કપિત્થ**—દેવ' જુઓ; આ તીર ઉપરનાં વનોમાંથી તીરોને ઉપાડતી, બારે બારે મોટા પર્વતોને સ્થાપન કરતી વાનરોની ટોળી ચારે તરફ સેતુ બાંધતી ફરી રહેલી છે.

**રામ**—અહોહો'! વાનરોનું બહુ જ બાહુબળ છે, અહો! મહાસાગરનો મહિમાયે પણ મહાન્ છે, તેઓ સર્વે મોટા મોટા પર્વતોને ઉપાડે છે અને આ બધાયે ભારને પોતે ધારણ કરે છે.

**દધિત્થ**—આ સેતુરૂપ નવાંકુરનું મૂળ, આપનાં પરાક્રમરૂપી વૃક્ષનું પુષ્પ, સીતાના વિયોગને વિનાશ કરનાર મહાયુદ્ધનો યજ્ઞ, અને સાગરનાં કલંકના નવા અવતાર જેવો પર્વતોનો સમૂહ નલે સ્થાપન કર્યો.

**કપિત્થ**—દાવાનળના બળને ઠંડા પાડનારા, દૂધની સરખામણીનાં અભિમાનને ધોઇ નાખનારા, પચરંગી ધાતુઓને પ્રકાશનારા, જરા વારમાં કપિકુળનો પરિચય મેળવનારા, દુષ્ટ સિંહના સમૂહોને દૂર કરનારા, ગગન સુધી કૂદતા વાનરોએ ફેંકાતાં જળમાં દૂબવાથી પરપોટાઓને પ્રગટાવનારા, નલના હાથનો સ્પર્શ થવાથી તરી ઉઠેલા ગિરિવરો સમુદ્રના સેથા જેવા સેતુમાં રચાઇ ગયા છે

**દધિત્થ**—બરોબર કપિત્થે જણાવ્યુ તેમ જ છે.

**શાર્દૂલવિક્રીડિત.**

દાવાગ્નિતણું ખૂબ ભોજન કરી મર્યાદ સિંધુતણી
મૂકાવી, નલથી સ્થપાય પડતાં જાતા તળે વેગથી
ઉઠતાં જ તિમિંગલોનું ગૃહ જે મેલા મહાસફરે
પાતાળે બહુ કાદવેથી ઉપડી શૈલો બધાયે તરે ૪૮

(વિચારી)

,,

ઉખાડયો ગિરિ એક જે કપિકુળે વિસ્તારથી સિંધુમાં
સેતુને રચતો ઘણો સજ્જ તે જોવાય આકાશમાં
તે શો પ્રચ્છિત ભોગ નિંદ–કરતા નારાયણે પાવિત
વારિમાં પડતાં સહસ્ર થળને પૂર્ણ શું એ શક્ત છે?　　૪૯

કપિત્થ—મોટી મોટી ગુફાઓમાં પેઠેલા દુષ્ટ અધરો વાળા, તરૂઓની શાખાઓમાં ચોટેલા લાખો શંખલાઓએ યુક્ત, ઉંચી નીચી ભૂમિમાં ફાટેલી છીપોલીઓમાંથી છૂટાં થઈ નીકળેલાં મોતીઓએ મધ્ય પ્રદેશને સ્પર્શ કરાતા, તળીએ થએલી શેવાળોથી ગાઢ બંધાયેલા, પાણીથી ભીંજાએલી પાળીઓને લીધે સાંકડા માર્ગવાળા, ઘણા કાળ નિવાસ કર્યાથી પ્રગટેલા પદ્મનાભ નારાયણે તથા તિમિંગલ મચ્છોએ ગુફામાં અંધકારનો આરંભ કરાતા પર્વતોના સમુદાયો, ઉપરાઉપરી પડતાં બીજા પર્વતોના મહાભારના દુઃખથી થતા ભયવડે શું શું નથી કરતા!!

દધિમુખ—સખે કપિત્થ! રામદેવને ત્હેં બરોબર બતાવ્યું.

વસંતતિલકા.

જેમાંહિ આ કલકલાટ થતો ગૃહતા
ધારીજ શૈલથી પડયા તણી એમ શંકા
ને વજ્રના ભય થકી ગગને ઉડતાં
નીચે વધા વગર પક્ષિગણો સરંતા　　૫૦

હનુમાન—

જે જે ગિરિ તરત આ કપિવર્ગ ફેંકે
તે તે પડયા થકી, મહાઉદધિ વિષેરે
મથાચલે મથિત અમૃત ચાખતાએ
પાણી–નિવાસી જન મથન બુદ્ધિ પામે　　૫૧

લક્ષ્મણ—આર્ય! ઘણી કથાઓમાં સાંભળ્યા પ્રમાણે મોટાં મોટાં જળચરોને આપ પ્રત્યક્ષ જુઓ;

ઉપજાતિ.

ફેંકયો ગિરિ કાચબ પીઠથી જે
સંઘટ્ટ વેગે ઉછળેલ તેને
ગળ્યો તિમીએ કહું અન્ય શું એ
તેને ગળ્યો તેમ તિમિંગલેરે　　૫૨

રામ—વત્સ લક્ષ્મણ ! આ તો ઘણું થોડું કહેવાય,

સાખી.

તિમિ નામે છે માછલું ને છે તિમિ ગળનાર
તિમિગળને ગળનાર વળિ તિમિગળ ગળ ગળનાર ૫૩

તેમજ,

વસંતતિલકા.

કૂદ્યો ગિરિ ઉદધિ બંધ થવા નલે તે
જાયે પ્હણે શકુલ માછલું ચાલતાં રે
ને આમ કાચબશિશુ અથડયા થકી એ
સેતુ સમુદ્ર વચલો કંઇ તો ખસે છે ૪૫

દધિત્થ—

સ્રગ્ધરા.

જે પાષાણો તરે જે વળિ જલધિ વિષે બંધ, ને લોહ જેવા
શૈલોને જે લવાતાં સકલકપિકુલે હાથમાંહે તુલાતાં
મચ્છોને કચ્છના જે સરવ શિશુખસે માર્ગથી સર્વજંતુ,
તે તો હે દેવ! થાયે અસુરપતિ તણા નાશ હેતુંજ સેતુ ૫૫

સુગ્રીવ—સેતુ બાંધવામાં આ બીજુ મોટું વિઘ્ન આવી પડયુ.

વસંતતિલકા.

જ્યાંસુધિ સેતુ રચના–શ્રિત પર્વતોરે
એ પાચજન્ય–જનિ સાગરમાં રૂંધાયે
પોતે ઝરેલ અદકી નદીઓ વડેજ
પૂરાય ત્યાંસુધિ તરાય ન આ સમુદ્ર ૫૬

વિભીષણ—બીજું પણ આ આશ્ચર્યજનક છે કે—

વસંતતિલકા.

વેગે પડયે પ્રસરતાં જળ જ્યાંસુધીમાં
થભી દિશા મુખ થકી નહિ ભિન્ન થાતાં
સ્થાપી સ્વમુક્ત ગિરિને અહ ! ! જ્યાસુધીમાં
કૂદ્યો સમુદ્રપરથી ઝટ કો' કપિ ત્યાં ૫૭

અને ,,

જ્યાં વાડવાગ્નિ વળી વિષ્ણુ વસી રહ્યા જ્યાં
પાંખો ધરંત ગિરીઓ વળિ દાનવો જ્યાં
પાતાળથી જળનિધિ પ્રગટે જળો આ
તે તેજ વાનરગણે ગિરિઓ નખાતા ૫૮

સુગ્રીવ—

શાર્દૂલવિક્રીડિત.

જે ઐરાવત ગોત્રના ગજ—ગણો જે કૌસ્તુભીવક્ષમાં
પાકેલા મણિઓ, વળી કંઇ બધા લક્ષ્મી તણી જાતના
ને જે બાંધવ ચંદ્રના પ્રગટતો તે સર્વને સિંધુ આ
ઉપાડી બહુ વેગથી ગિરિ અહિં આકૃતિ તો નાંખતા ૫૯

રામ—સખે સુગ્રીવ! એટલું જ નહિ પણ આ તો તેત્રીસકરોડ દેવોનોએ નિવાસ છે.

કપિત્થ—આ...પેલા...,મેરૂપર્વતના કુંકુમથી ચર્ચેલા સિદ્ધ યુવતિઓના ગાલ સરખી કાંતિવાળા દેવતાઓના વિલાસગૃહ, આ...પેલા... પાર્વતીના પિતા મૈનાક ગિરિરાજના ઘણા પડના હિમની ઘોળાશ જેવા ધોળા, આ...અર્ધનારીશ્વર શંકરનાં ઉંચાનીચાં મૂકાયેલા ચરણોનાં પ્રતિબિંબને ( પગલાંને ) ચુમ્બન કરતા—સ્પર્શ કરતા શિલાઓનાં અડ- ધીયાંથી સુંદર દેખાતા, આ...દેવોએ અનુભવેલા અમૃત રસનાં સ્પર્શથી નિરતર તરૂણ બનેલા મંદરાચલના કૌસ્તુભ ચંદ્રમા મદિરા કલ્પતરૂ અને લક્ષ્મીની ઉત્પત્તિના સાક્ષી, આ...કૈલાસ શૈલના કૂબે- રની મૈત્રીને લીધે વસેલા મહાદેવના ગુણોને સારી રીતે વખાણ કર- નારા, આ...પેલા...ગંધમાદન પર્વતના ચંદ્રમંડળની શોભાને પરાજય પમાડનારા કનકનાં કમળપત્રોથી મનોહર માનસરોવરે શોભતા, આ કસ્તુરી મૃગના ગંધ વડે સુગંધીવાળા, પેલા...તત્કાળ કેરલ દેશની કામિનીઓના કપોળની કાળી કાંતિને ધોનારા અંજનાચલના અં- જની પુત્ર હનુમાનની બાળપણાની ચચળતાએ નાશ પામેલા લવલી વૃક્ષનાં નવાંકુરોને ધારનારા, આ...વિંધ્ય પર્વતના સૂર્યમંડળના માર્ગને ભંગ કરનારા નર્મદા નદીના પ્રવાહે ધોવાયેલા શિખરમાં મોર- પક્ષીઓને ક્રીડાઓ પ્રાપ્ત કરાવનારા અને રોહણગિરિના બહુરંગી સુંદર મણિઓની કાંતિને પ્રચાર કરી ઇંદ્રનાં કોદંડ દડનાં મંડળ જેવી રચનાને રચી રહેલા, આ'વા આ'વા વાનર વીરોએ ઉપાડેલા બી-

જી ભૂમિમાંથી ઉત્પન્ન થયેલા પર્વતોના શિખરો સેતુબંધની રચના કરે છે.

**દધિત્થ**—( એકદમ જોઇ )

**વસંતતિલકા.**

પા ભાગ સેતુ રચના રહીં બાંધવાને
લંકા વિલોકી કપિઓ પરતીરમાંહે
આનંદથી બહુ કિલાકિલ કૂદતાં જે
જોવાય હૈસ વહુઓથી અગાશી માંહે ૬૦

( નેપથ્યમાં મહાન્ કળકળાટ થાય છે )

( બધાં સાંભળીને )

**રામ**—પ્રલય સમયના સમાન મહા ભયકર વૈકુંઠ તથા નીલકંઠના સંહાર કાળ જેવો આ શોરબકોર શેનો થાય છે?

**કપિત્થ**—દેવ! સેતુબધનો પ્રતિબંધ કરવા, રત્નાગિરિના રત્નોને પાયદળોથી બહાર કાઢતી, નદીના તરગોમા તુરગોને પ્રસારતી જગમ કિલ્લાઓના જેવા હાથીઓએ પછડાતી, જળધિના જળ જેવા રથોને વિસ્તારતી, વિલાસ વનના જેવા ગગનમાં ધ્વજાઓને ડોલાવતી, કાળનાં મુખોનાં જેવાં ધનુષોને તાણુતી, વિલાસિનીઓના જેવા સેનાઓના કટાક્ષોના લક્ષને નાખતી, શોભતા શબ્દ કરતાં લક્ષ્મીનાં કકણુ જેવા ચક્રના સમુદાયથી વિલસતી, કેશ સમૂહો જેવી પ્રચંડ તરવારોને ઉઘાડતી, આવી રહેલી ચતુરગિણી છે તોપણુ પ્રથમજ ક્ષણુમાં દોડી રહેલી, રાક્ષસોથી બનેલી, સુગ્રીવની આગ્રા ગ્રહણુ કરી વિચિત્ર હુપકાર કરતા સહજ મળેલા પર્વતોનાં શિખરો તરૂઓ વિગેરે આયુધોને બન્ને હાથમાં ગ્રહણુ કરતા વાનરોએ નિવારણુ કરાતી, રાક્ષસોની આ મહાસેનાનો મહા કોલાહલ થઇ રહ્યો છે.

**લક્ષ્મણુ**—શાબાશ લંકેશ્વર! સાબાશ, સંધિ આદિ છ ગુણોને ઘટતું, તેમ પોતાના અનુપમ સાહસને લાયકજ ત્હે શરૂ કરવા માડ્યુ.

**સુગ્રીવ-વિભીષણુ**—દેવ! તો આપ કઇક આઘે ખસીને જઇ બેસો ( રામ તેમ કરે છે )

**કપિત્થ**—ચારે તરફ એકઠા થયેલા કપિઓથી રાક્ષસ સૈન્યનો નાશ કરાતાં એકી વખત દોડેલા વાનરોએ ફેંકેલા દશહજાર પર્વતોથી

સેતુ રચના પૂરી કરી, સંપૂર્ણ વાનર સૈન્ય સમુદ્રની પાર ઉત્તર્યું, લંકાપુરીમાં રણવાદ્ય વગાડયાં, ઇંદ્રને જીતીને આણેલાં યુદ્ધ વાજીંત્રો વાગવા લાગ્યાં, બંદીજનોએ રાવણનાં રણશૌર્યની પ્રશંસા કરવા માંડી, ચારણોએ કૈલાસોદ્ધરણ આદિ રાવણનાં ચરિત્રોનું ગાન ગાવા માંડયું અને વાનરો ઉપર વૈરભાવથી ઉપહાસ્યવાળાં રાક્ષસીઓનાં વચનો સભળાવા લાગ્યાં. તો હવે યથાયોગ્ય કરો;

લક્ષ્મણ—ભદ્ર ! ધીરજધાર, હજુપણ આયુધો ગ્રહણ કરવાનો સમો નથી. રાવણ વિનાનાં આ સૈન્યો નીકળી રહ્યાં છે.

દધિત્થ—કોદડદડને ખેંચતા વીરપુરૂષોથી ભરેલુ, હણાયેલાં પરાક્રમી માંકડાં અને રીંછડાંઓથી વ્યાપેલુ, વેગમાં ધારીધારીને ગોફણો ફેંકતું, જુસ્સાથી ચક્રોને ચલાવતું, શત્રુઓની શક્તિઓને શાંત કરતું, શક્તિઓવડે પારકાના પરશુઓને ખંડિત કરતું, કમળવનનાં ભ્રમથી ભમતા ધોળા પક્ષીઓ જેવા ભાલાઓથી ઠેર મારતું, વૈરિઓનાં કાળજાંઓને કંપાવતું, પ્રચડ હાથીઓને હણતાં વિકરાલ કરવાલોને ફેરવતું, રણમાં ફસાયેલા અંગવાળા ચતુરગ ઉદ્ધત રીતે ચાલતાં માતંગવૃક્ષ જેવા માતગોને ધારતું, યોદ્ધાઓનો વિજય કરવા રથોને ચલાવતું, અત્યંત આપત્તિને પામતું, જેનાં સર્વ વીરો ઘવાયેલા છે તેવું એ સૈન્ય જ યુદ્ધનો સમારંભ કરવા લાગ્યુ. (જાણીને) અહો !! પરસ્પરના ઘસારાથી તુમુલ યુદ્ધ થઇ રહ્યુ છે (હસી એક બાજુ જોઇ)

વંશસ્થ.

ગળાથકી રાક્ષસના શિરો પડયે
કપીવરો આ રણમાં ધડો વડે
સમાન વૈરે જનને હસાવતી
સૃજાય સૃષ્ટિ કપિ—રાક્ષસોમયી　　　૬૧

(બીજી બાજુ જોઇ)

,,

ધડે થયો આ રણમાંહ્ય રાક્ષસ
ગજેંદ્રનું મ્હોઢું પડયું ગળા પર
થયેલ નાચે ભયભીત ભાસવે
ગણેશના દેહ સમુ અનુસરે　　　૬૨

(બીજી પાસે ભાળી)

**સ્વાગતા.**

રીંછડાં કપિવરો સ્વધડોમાં
ચોંટતાંજ વિપરીત શિરોએ
ચિત્ર કાય રચતાં છળથીરે
રાક્ષસો સમ મુહૂર્ત્ત વિરાજે ૬૩

( વળિ અન્ય તરફ નિહાળી )

**રૂચિરા.**

પડ્યુ શિર પ્રણુતિ કરત વૈરિને
રહ્યાં રણે સુહૃદસમા દ્વિહસ્ત જે
શુ ? એમ આ પ્રગટ પ્રમોદ પામતું
થયું દિસે ધડ તણું નૃત્ય તો ઘણું ૬૪

**કપિત્થ**—દેવ ! જુઓ, આ નિરતર ઉડતી કુકુમની રેણુઓએ આકાશના પ્રદેશને રગતું, ભૂમિમા પથરાયેલા ધૂળના આઠમા સાગરની પેઠે વિસ્તાર પામતું, સૂર્યનાં ઘોડાઓને ભૂમિ સ્પર્શનાં ભયને ઉત્પન્ન કરતા સ્વર્ગ દર્શન માટે માંડેલાં પલાણુ જેવાં ધરણીમડળને દર્શાવતું ઉડતી ઘણી રજોએ પૃથ્વીના ભારને ઓછો કરી ભુજંગરાજ શેષનાગના ઉપર અનુગ્રહ કરતું, વીરજનોના અભિલષિત વેશની મલીનતાને વિદ્યાધરીઓએ રજો વિસ્તારથી દૂષિત મનાતું, રાત્રિમાં ( પતિસગમ લાલસાએ ) ઉઘાડાં રહેલાં નેત્ર કમળોમાં રજો ભરાતી રોકાવાને હાથવતી મુખોને ઢાંકવાથી અપ્સરાઓએ નિંદાતું, ઘટના ટકારથી હાથીઓને સભળાવતું, કનકની ઘુઘરીઓના ધમકારથી રથોને જણાવતું; હણહણાટથી ઘોડાઓને સૂચવતું, પણછને ખેંચતા નમતા છેડામાથી છૂટેલા કડકડાટથી ધનુષધારીઓને મોહ ઉત્પન્ન કરતું, અગસ્પર્શથી વાનરો તથા રાક્ષસો એમ જાણુ કરતું, અને ચતુરગ બળનાં ચરણોએ ચૂર્ણ થઇ ઉડેલી રજોવડે ઘણા ઘોર અધકારને રચતું રણાંગણુ બન્યુ છે.

**કપિત્થ**—દેવ ! કપિત્થ જણાવે છે તેમ ઘણાં જ પૃથ્વીનાં રેણુઓ પ્રસર્યાં છે.

**શાર્દૂલવિક્રીડિત.**

સ્હેજે ઉદ્ધત ચાલતા દળવડે ભૂમિ દળાતાં થઈ
પાકી એલચી ચૂર્ણકાંતિ રજ આ આકાશ વ્યાપી ગઇ

જેથી તો રણરંગમાં ગુણનિધિ વિશ્વપ્રકાશી ઘણો
ચીત્રેલા ઝટ કાંસ્યધાતુ સરખો આ સૂર્ય ઝાંખો થયો ૬૫
સંગ્રામે અતિ ઉડતી રજવડે જે આઠ છેટે વસ્યાં
નેત્રો તે સહજે સમર્થ ન થયા હાથો થકી ઢાંકવા
એકેકુ નિજપદ્મ આસન તણું ઉચ્ચુ નમાવી દલ
વેદાભ્યાસ વિસારી શું ! વિધિ થયા જાણે ઘણા વ્યાકુલ ! ૬૬

કપિત્થ—(હસીને) ધારાબધ્ધ નીકળી રહેતાં બાણોનાં લક્ષ્યને અનુક્રમે ફેંકવાથી ચચળ ઝાડના પાલવ જેવી વિશાળ ધ્વજાઓના ફરકવાથી, અને જોવા આવેલી સુર સુંદરીઓના સમૂહોએ સુદર ફૂલોને વરસાવવાથી પ્રથમ ઉડતી રજો ઓછી થઇ અને જબરા પ્રહારોને લીધે ધડમાંથી તથા ગળામાંથી ગળતી રૂધિરની ધારાઓવડે તેમ હાથીઓની સૂંઢોથી નીકળતાં છાંટાંઓના વિસ્તારવડે ધૂળિમડળ છેક છેક શાંત થઇ ગયું.

દધિત્થ—રેણુવિનાનાં રણાંગણમાં યશના અભિલાષી શૂરવીરોનું ફરીથી મહાયુદ્ધ ચાલવા માંડયુ. (જાણી) અહો ! ! વીરપુરૂષોને સગ્રામમાં પ્રાણ ત્યાગ કરવો એ મહાપ્રભાવશાલી છે, કે અપ્સરાઓ પણ સ્વયવર વરવા તત્પર થયેલી છે. અથવા.

સ્રગ્ધરા.

તીણાં ખડ્ગ પ્રહારે સહજ શિર હણે દિવ્યતા પામતા ને
સસ્કારે પૂર્વનારે નમિત શિર કરી યુદ્ધમા દષ્ટિ દૈને
જોતાં એકી સપાટે પ્રથમ સુપ્રિયને દોડી વૈમાનમાથી
ધારી દેવાંગનાઓ શુ શુ શુ ! ! ! વદતા ઝાલતી બાથ ભીંડી ૬૭

સુગ્રીવ—જેવી રીતે જણાવ્યું તેમજ ઘણું જ આશ્ચર્ય પ્રગટ કરતો આ સંગ્રામ સમારભ ચાલી રહ્યો છે. જેથી—

સ્રગ્ધરા.

વીરો સ્હામા થનારા રણપર સુહદો ખડ્ગના ઘાવ જેને
તે દેવોના થયા છે કુસુમ સમુહના દાનને પાત્ર પોતે
જુઓ બાણપ્રહારે અમરપણું કરી તેજ સર્વે ધરીને
બાકી વીરો પરેરે' ભ્રમર સહિત તો પુષ્પ વર્ષાવતાંને ૬૮

વિભીષણ—દેવ ! આમ પણ આ જોવા લાયક છે જુઓ,

સ્રગ્ધરા.

વીરો યુદ્ધે હણાતાં અમરપણું ગ્રહી યુદ્ધ જેવુજ જોતા
પીડા દેનાર શસ્ત્રો વગર થઈ જતાં પાશ જેવા જણાતાં
ચક્રો જેવા પડંતા વલયવર્તી વળી સ્વર્ણના મૌલિઓથી
પોતે નાંખેલ ચપા કુસુમથી લલના-ની નવી યુદ્ધરીતિ. ૬૯

**કપિત્થ**—ગાઢ રીતે પડતાં હાથીઓનાં હાડકાંઓથી પૂરઇ ગયેલુ, વિકટ રીતે ફરતાં ફેઉ ફેઉ શબ્દથી ગળાં ફુલાવતાં શીયાળવાંવડે જેમાં રૂધિર પીવાતું, લોહી પીતા પરસ્પર લઢતી પ્રચડ ડાકિણીઓએ મૂકેલા ડચકારાઓથી ભયંકર જણાતું, વૈતાલોની વનિતાઓના વિલાસોથી થયેલા કિલ કિલ કલકલાટ વડે વ્યાપ્ત બનેલુ, અને યુદ્ધમાં સન્માન પામેલા બલવાન વાનર સૈન્યોએ પરાજય પમાડેલુ રાક્ષસોનું સૈન્ય લંકા તરફ પાછુ હઠે છે.

**હનૂમાન**—દેવ ! આરંભમાંજ હમે રાક્ષસોના સૈન્યને હરાવી પાછું હઠાવ્યુ.

**રામ**—રણસગ્રામ ચાલતાં બન્ને સેનાઓનું સેંકડોવાર ધસવું પાછા હઠવુ થાય છે, તેથી કઇ જય કે પરાજય કહી શકાય !

**હનૂમાન**—દેવ ! એમ નથી, પ્રારભમાજ પાછુ ભાગેલું સૈન્ય બારે વર્ષે પણ સ્હામુ આવતું નથી એમ ઘણું ખરૂં કહેવાય છે.

**રામ**—( હસીને ) ભદ્ર હનૂમન્ ! પાછુ હઠે અથવા સ્હામુ આવે એમાં શુ થયુ ! કારણકે અહિં શંકરનાં કૈલાસને પણ ઉપાડનાર દશકઠ તથા ઇંદ્રને પણ જીતનાર ઇંદ્રિજીત નથી ( આગળ નિહાળી ) શુ ! રાક્ષસ સેના લંકાની શેરીઓને પણ ઓળંઘી ગઇ. (ઉચુ જોઇ કૌતુકથી)

સ્રગ્ધરા.

કો' આ દિવ્યે વિમાને
**હનૂમાન**— અસુરપતિ દિસે
**લક્ષ્મણ**— સાધુ પૌલસ્ત્ય ! સાધુ,—
તીખું ખડ્ગ ત્વરાએ કરપર ધરને ન ક્ષમા શત્રુમાં રે'
**રામ**— સીતા છે આ અહિ તે સહ મધુરવદે લાવ મ્હારૂં ધનુષ
**સુગ્રીવ**— શાંતિ ધારો સરંતા શર ન સમજશે દૈત્ય કે જાનકીને. ૭૦

( નેપથ્યમાં )

વસંતતિલકા.

ઓ રામ ! આ જનકજા અહિં પાસ મ્હારા
ત્હારાં બતાવ બળ વાળિ—વિદારનારાં
આ'નાં ગળાપર ખરે મમ ચંદ્રહાસ
રે' કેળ નાશ કરવા કરતો પ્રયાસ. ૭૧

**રામ**—( હસીને ) અરે ઓ રાવણ ! સર્વજનોને હસાવનાર ચંદ્રહાસને મ્યાન કર, કયો પુરૂષ બલવાન હોવા છતાં પણ ચંદ્રબિંબને શીલાતલમાં પીશી નાંખે !

**લક્ષ્મણ**—( ખેદથી )

વસંતતિલકા.

જેવે ધરે ન શરયુક્ત ધનુષ આર્ય
જેવે પરાક્રમ નહિ પ્રગટે કપીંદ્ર
તેવે સીતાતણું હણી શિર રાવણેય
ફેંકયું અને થઇ ગયો ગગને અદશ્ય. ૭૨

**રામ**—(ભયથી) શુ દશકંઠે કાપેલુ સીતાનુ માથુ કાંકરાવાળી ધરામાં પડે છે ! ત્યારે તો સત્વર પાસે જઇ સ્તન મર્દન કરતાં સ્પર્શથી પરિચય પામેલી અજલિમા ધારણ કરૂ. ( તેમ કરી જોઇ ) હાય ! વૈદેહી શિરઃશેષ રહી !

માલિની.

તરૂણ સરપ જેવી વેણિ આ તેજ તે ને
મદન રચિત દોલા–યુગ્મ શાં કાન બન્ને
મદન કમળ–બાણો નેત્ર તેનાં જ તે છે
વદનશશિ કલકી કેશથી તેજ આ છે. ૭૩

હાય ! હાય ! વ્હાલી વૈદેહિ !

શાર્દૂલવિક્રિડિત.

ઇંદુ કાંતિ હવે હજો વિમલ તો લાંબા મૃગીનેત્ર હો
મીઠાં કોયલ વેણુ હોણુ બનજો રાતાં થજો પલ્લવો
તું જાતાં અસુરેશનાં સ્થળ વિષે કે જયાં જવાયે નહિ
વા, ગંભીર ગુફા વિષે ગઇ પ્રિયે ! રે' દુષ્ટ એ દૈવની ૭૪

( બહુ કરૂણાથી )

વસંતતિલકા.

વ્હાલીતણું શિર રહ્યું મુજ પાસ આજે
ન્હાશી ગયો છળ કરી દશકંઠ એરે'
ધિક્ ધિક્ વૃથા ઉદધિ-લઘન મારૂતિનું
ધિક્ ધિક્ વૃથા જલધિ-બંધન તેમ મ્હારૂં. ૭૫

( સર્વે જણ ખેદ કરે છે )

**લક્ષ્મણ**—અરેરે !! સંગ્રામમૂઢ ! દશકંઠ !

વસંતતિલકા.

જે ગુપ્ત એ જનકજાવધ-કાષ્ઠ તેથી
દીપાવીયો હૃદયમાં ઝટ શોકવહ્નિ
બૂઝાવશે રઘુપતિ મમ આર્ય તેને
ત્હારી પ્રિયા-નયનનાં બહુ આંસુડાંએ ૭૬

**રામ**—( સમયાનુસાર હસી ) સખે સુગ્રીવ ! વયસ્ય વિભીષણ ! વત્સ લક્ષ્મણે મ્હને રાવણનો વધ કરવામાં દૃઢ પ્રતિજ્ઞાવાન બનાવ્યો

**લક્ષ્મણ**—આશ્ચર્ય આશ્ચર્ય !! હણાયેલુ પણ આર્યા સીતાનુ માથુ બોલી રહેલું છે, તો પાસે જઇ સાંભળીયે ( સર્વે પાસે જાય છે )

**લક્ષ્મણ**—ખરે; આતો સ્પષ્ટ અક્ષરો બોલે છે.

ગીતિ.

સૂત્રધારની ચચળ કાષ્ઠશરીરા યંત્રજાનકી આ
કરસ્થ સારિકાએ વદતી નિરમી દશમુખ કેલિ થવા ૭૭
તેનાં શિરથી નિસરી અહિંઆ એ રામ ! સારિકા તે હું
સુચરિત રસનાં પ્રેમે સુબોધ તમને કરવા આવી છુ ૭૮
તેણે તમ આગળ આ મસ્તક છેદનનુ નાટક ભજવ્યું
સીતા હણાઇ જાણી જાશે પાછો નિજગૃહ એ માન્યું ૭૯

( સર્વે જણ હસે છે )

**રામ**—પ્રિયકારિણી ! ત્હારૂં કલ્યાણ હો; ત્હારી ઇચ્છામાં આવે ત્યા જા; ( હસી ) અહો !! છળકપટમાં પણ રાવણનું મોટું ચાતુર્ય છે.

**લક્ષ્મણ**—આર્ય ! સુવેલા પર્વતમા હમણાં વાનરસેનાપતિઓને નિવાસ કરવા દ્યો. પ્રાતઃકાળમાં લંકાના કિલ્લા ઉપર ચઢાઇ કરાશે.

રામ—જો સ્વભાવેજ ક્રોધિષ્ઠ રાવણ હમણાં ચઢાઇ ન કરે તો આપણે તેમ કરવું.

( નેપથ્યમાં મહા કળકળાટ થાય છે )

લક્ષ્મણ—ભૈરવાકાર શંકરનાં ફેત્કાર ધ્વનિ જેવો શેનો આ વિકરાલ કલકલાટ થઇ રહ્યો છે ?

વિભીષણ—( આગળ જોઇ )

વસંતતિલકા.

કોપે મૃગેંદ્રમુખ ઉપર હસ્તિમ્હોઢું
કોપે મહીષ મુખ ઉપર અશ્વમ્હોઢું
દૈત્યાનને ઝપટ સિંહસમાન ગર્જે
આ સિંહનાદ દશ હાથ ધરેલ આવે ૮૦

રામ—કહો, કહો, સિંહનાદ એવા નામનો કોણ છે ?

વિભીષણ—દેવ ! મંદોદરીનંદન મેઘનાદનો નાનો ભાઇ લડાઇમાં ઉતરે છે, તેનોજ આ ઘણો શોરબકોર થઈ રહ્યો છે.

રામ—( હસી ) એ તો રાવણનુ અડધ છે.

વિભીષણ—અવયવોની ગણત્રીમા, પણ બળમા તો એ બમણો છે. જેથી

રૂચિરછંદ.

કરોવડે કૈલાસ ઉઠાવે ચલિત શંભુ થભન ધરતા
તે બહુ ભારે નમિત ભુજોને ઉચા ઉંચા આચરતા
રાવણનું સઘળા ગણુ અંગેઅંગ ભગ જેવે કરતા
એક વેગથી સિંહનાદના સર્વ વિજય ત્યાં સાંભરતા ૮૧

( ત્યાર પછી જણાવ્યો તેવોજ સિંહનાદ પ્રવેશ કરે છે )

સિંહનાદ—( આગળ જોઇ ) કેમ વારૂ તપસ્વી રામને ઘેરીને વાનર સેનાપતિઓ સ્હામા આવ્યા.

રામ—આ આગળ ઘોર અધકાર જેવું શુ છે ?

કપિત્થ—દેવ ! આપની આજ્ઞા વિના પણ જાંબુવાનથી બુક્કારનાદ પામેલાં, હનૂમાનનાં વિચારથી ચાલી રહેલાં, ભયંકર ભુજદંડોને ફેરવતાં ઉંચેથી ઘણીજ ગર્જના કરતાં, કાંતિએ ઘણા પાકેલા ફણસોને જીતતાં, કાળી કાંતિએ દશે દિશાઓને કાળી બનાવતા માકડાઓની કીકીયારી વડે

ગુફાઓને પૂરી દેતાં, નલવાનરના પ્રભાવરૂપ અનલથી ન જીતી શકાય તેવાં, અને ખીલેલાં કુમુદના જેવી કાંતિવાળા કુમુદ વાનરની કીર્તિને ફેલાવનારાં સઘળાં વાનર સૈન્યો સિંહનાદ સ્હામાં ઉતર્યાં. તેથી—

**શાર્દૂલવિક્રીડિત.**

ધૂત્કારો કરતો મૃગેંદ્ર–મુખથી હાથી–મુખે બૃહતો
બારાડે મહિષાનને બહુ કરી દ્રાદ્રા ધ્વનિ તેમ તો
ઘોડાનાં મુખથી ઘણું હણહણી ખોંખારતો ને વળિ
યુદ્ધે રાક્ષસ મુખથી ઉચરતાં કો'ને ન ભીતિ થતી ૮૨

**કપિત્થ**—દેવ ! પ્રચંડ ભુજદંડોથી કોદંડ દંડનો ટંકાર કરી વાનર સેના ઉપર બાણવૃષ્ટિ કરતાં, શું સુર સુંદરીઓએ વરસાવેલાં ફુલો સુભટો ઉપર નથી પડતાં ! સમરાંગણથી ઉડેલું રજ દિશાઓને નથી ઢાંકી દેતું ! દિવસ કરનારાં કિરણોને પ્રગટ કરનારો દિવાકરનો રથ નથી પસાર થતો !

**સિંહનાદ**—( આગળ જોઇ અટ્ટહાસથી )

**મંદાક્રાંતા.**

રે રે' સર્વે સુકપિ–પશુઓ ! શું ! તમોએ તમોએ—
યુધ્ધે આવ્યે, રણરસ થશે શું મ્હને પૂર્ણ રીતે !
જેવા તેવા સમરપર ના સ્નેહ, હું સિંહનાદ
દેખાડો એ શ્રવણ કરીયુ રામ છે વીરસિંહ ૮૩

**કપિત્થ**—બાણવૃષ્ટિથી પીડાતું વાનર સૈન્ય પણ આર્યાવર્ત્ત તરફ પાછું ફર્યું.

**સિંહનાદ**—( ફરી જોઈ ) આ'વાં કોટી વાનરના ટોળાંઓને જીત્યા તો યે શું ! ( બાહુ ઉંચા કરી )

**વસંતતિલકા.**

હે પાંચ બાહુ ! ધનુષો પણ પાંચ ધારો
પાંચે જણા સહ કરૂં રણ એકીવારે
*અક્ષારિ સુગ્રીવ સુઅંગદ સાથ તેમ
ને રામજીત, સહલક્ષ્મણ રામ સાથ ૮૪

---

* હનૂમાન.

( ફરી આગળ જોઇ અટ્ટહાસથી ) કેમ તે પણ સેનાપતિઓ નાસે છે !
( કંઇક ઉંચેથી )

શાર્દૂલવિક્રિડિત.

સુગ્રીવાંગદ ઐંદ નીલ કુમુદ પ્રલ્હાદ તારાદકો !
મૂર્ખો શું ! નિજ ઘેર જાવ સઘળા દીઠેલ માર્ગે તમો
આ પાતાળ ગિરિ જડેલ લસતો મોટો રચેલો તમે
સેતુ એ હજુ તે મહાજલધિમાં આ સ્થીર તો છે ખરે; ૮૫

રામ—વત્સ લક્ષ્મણ ! આ શું કહે છે ?

લક્ષ્મણ—રે રે કુરૂપધારી દુરાચારી ! મનુષ્યોનું માંસ ખાવાને લોલુપ ! દુષ્ટ દૈત્ય ! કેમ આમ ઉદ્ધત વચન વદે છે ? ખરે, ત્હેં વીરપુરૂષોનાં પ્રચંડ ચરિત્રોને નથી જોયાં.

સિંહનાદ—(સાંભળ્યા વિના) “રે રે સર્વે સુકપિ પશુઓ !, (એઓલેછે )

રામ—સાબાશ સિંહનાદ ! સાબાશ, દશકંઠ ત્હારાથી લાજ્જિત નથી બન્યો.

રથોદ્ધતા

રામ ! રામ ! મુક બાણ હુપર
આદિ ઘાવ રૂચિ રાવણાત્મજ
જે થકી સરસ શસ્ત્ર જાલને
વ્યોમ માંહ્ય દરશાવું હું તને. ૮૬

રામ—( સધૈર્ય જોઇ અને હસી )

વસંતતિલકા.

ધિક્ ધિક્ કુદૈત્યપતિને શુક સારણોને
ધિક્ મેઘનાદ વળિ ધિક્ દશ કુવરોને
જેણે વિચિત્ર–વપુ દર્શન યોગ્ય તું રે'
દુષ્ટાશયે બલિ દિધો રણ દેવતાર્થે ૮૭

સિંહનાદ—રાઘવ ! તું કઇ બહુજ ગર્વ ધારે છે. એટલુ બધુ ગર્વનું શુ કારણ ? ત્હારા ચરિત્રોથી તો હમે પણ લાજ પામીએ છીયે.

શાર્દૂલવિક્રીડિત.

નારી માત્રજ તાડિકા, ભૃગુપતિ તે રામ જે બ્રાહ્મણ,
મારીચિ મૃગ, તેમ વાનર વળી વાળી મહા બ્હીકણ,

રેહે રામ ! કહે શાનો ગરવ છે જીત્યો કયો વીર ત્હેં ?
તું ગર્વી ભુજ જોરથી યદિ થયો તો ધાર્ય કોદંડને ૮૮

લક્ષ્મણ—( હસીને )

ગીતિ.

સ્ત્રી તાડિકા હણ્યામાં ગુરૂની આજ્ઞા ગુરૂ કારણ એ છે
મારીચ ભલે મૃગ હો મૃગયા રસ એ ક્ષત્રિય ધર્મજ છે. ૮૯

પરશુરામે બ્રાહ્મણનું દમન કર્યું તેમાં આ વૈતાલિકની સ્તુતિ સાંભળ; "જે જભાસુરને જીતે"-( એ શ્લોક બોલ છે ) વાળીના વિજયમાં તો તુંજ ઠપકા પાત્ર થાય છે.

વસંતતિલકા.

ત્હેં વાળી વાનર ગણી વદતાંજ એમ
લંકેશનાં યશ બધા કરીયાં મલીન
ન્યૂને જીત્યો અહિ કલંક ગણાય તેમાં
ત્હારો પિતા-શુક પુર્યો ભુજ પાંજરામા ૯૦

સિંહનાદ—રે રે દુષ્ટ ક્ષત્રિય ! તું મ્હારા પિતાનો તિરસ્કાર કરે છે ! તો આજ તીખાં બાણોએ ત્હને ઢાંકી દઇશ.

રામ—( ધનુષ ચઢાવી ) રે રે રાક્ષસબાલ ! ત્હને પણ ઢાંકી દઈશુ. પરતુ લંકાપુરીનાં દરવાજા આગળની વિસ્તૃત ભૂમિમા બાણો ચલાવતા જોવા આવેલા પૌરજનોને ઉદ્વેગ થશે માટે અન્ય ભૂમિમાં જઇ સગ્રામનો સમારભ કરીયે.

( એમ કહી સર્વે જાય છે )

॥ परमसमपराक्रमो नाम सप्तमोऽकः समाप्तः ॥



# ॥ अष्टमोऽङ्कः ॥

( ત્યાર પછી બે રાક્ષસો પ્રવેશ કરે છે )

**પ્રથમ**—સખા દુર્મુખ ! રાવણના સર્વ મનુષ્યોનો ક્ષય થવાનો, કેમકે તેણે કુમાર સિંહનાદનો નાશ સાંભળી શોક પણ ના કર્યો, તેમ ક્રોધ પણ ના કર્યો, કેવળ એક "તુલાદ્યૂત" ચલાવ્યું છે. એક તુલામાં લંકાનું રાજ્ય અને બીજી તુલામાં હરણ કરેલી **સીતા.** ભલે, લંકાનું રાજ જાય પણ **સીતા** તો પાછી નજ અપાય.

**દુર્મુખ**—આર્ય સુમુખ ! સ્વામિની ત્રિજટામાતાએ આજ્ઞા કરી છે કે "તમે બે જણા જઇ અંગદ તથા નરાંતકની એકજ યુદ્ધતુલાને જુઓ, એ તમારા મુખથી સાંભળી હુ **સીતા** દેવીને નિવેદન કરીશ." તો આપણે બે જણ ગયા એટલુ હું જાણું છું, પરંતુ તેનું શુ કારણ છે, તે તમે જાણ્યું હોય તે કહો ?

**સુમુખ**—લકેશ્વરે દશરથ પુત્રને સદેશો કહેવા શુક અને સારણ નામના બે મત્રીઓ મોકલ્યા છે તેમણે રામને જણાવ્યુ કે—

**સવૈયા.**

ઇચ્છિત ફળ મેળવવા દશમુખ કમળ થકી સહજે અત્યંત
ઉત્કંઠાએ સરવ કઠ અસિધાર સમિપ હું હું હું હું કરત
નારી ધારી નહિ નમતાં કોપિત ઉમા વામ શિવભુજ ખેચત
તુષ્ટ થતાં વરદેતાં બીજો કર ઝટ તાલ વિલાસ તજત   ૧

તેજ રાક્ષસોનો શિરોમણિ રાવણ ત્હને એમ કહે છે કે, વૃથા સઘળાં વાનરોનો ક્ષય કરાવનાર સગ્રામનુ શુ પ્રયોજન ? આપણે એકજ "તુલાદ્યૂત" કરીયે તેમાં—

**વસંતતિલકા.**

ત્હારા શરીર વિજયે તવ રામ ! લંકા
સીતા ફરી વળિ થજો તુજ કેરીંદારા
મ્હારા શરીરવિજયે મમ સર્વ તો તે
ત્હારી પુરી વળિ કુટુંબિનીં જાનકી તે.   ૨

**દુર્મુખ**—પછી પછી ?

**સુમુખ**—અને ત્યાર પછી સ્મિત કરતા મધુર અધરવાળા રામચંદ્રે બ્રહ્મા-
ના પૌત્ર રાવણને કહ્યું કે, શું યુદ્ધ કર્મમાં ઘણીજ સહાયતાવાળા
આપણ બન્ને જણને અંકકાર થવું યોગ્ય ગણાય ?

**દુર્મુખ**—પછી પછી ?

**સુમુખ**—ત્યાર પછી રામનાં ઘણાંજ પરાક્રમથી શકાશીલ બનેલા શુક
સારણોએ આ પ્રમાણે કહ્યું "જો આવો ક્રમ ઘટિત નથી તો રાવણનુ
આમ કહેવું છે."

**દુર્મુખ**—પછી પછી ?

**સુમુખ**—પછી, લક્ષ્મણ સુગ્રીવ વિભીષણ હનુમાન અને જાંબુવાન વિગે-
રેએ ના કહ્યું, છતાં તેવું માન્ય કરી, રામભદ્રે કુમાર અંગદને તથા
લંકેશ્વરે પોતાના પુત્ર નરાંતકને અંકકાર નીમ્યા.

**દુર્મુખ**—તે દેવ રાવણને પોતાના ભુજદંડ મડળમાં પણ વિશ્વાસ નથી, કે
લંકાનુ રાજ્ય નરાતકના બાહુબળ ઉપર સોંપ્યુ. ?

**સુમુખ**—સ્વામી પોતેજ અયોગ્ય રીતે વર્તન કરે તો તેમાં સેવકોએ શું
કહેવુ ! તેમજ—

**વસંતતિલકા**

પામ્યો વિનાશ રણમા પણ સિંહનાદ
શક્તિ થઇ અફળ તેમજ રામમાંહ્ય
તો રામને તરત મૈથિલી આપવીતી
ત્યા મોહ કેવળ નિશાચર-કાળ રાત્રી ૩

**દુર્મુખ**—યુવરાજ મેઘનાદની શુ ખબર છે ?

**સુમુખ**—

**સ્રગ્ધરા.**

બાધ્યો જે નાગપાશે અતિષય તમથી શ્યામળી રાતડીમાં
આકાશે યુદ્ધ માંડયુ શરગણુ વરસી જે રહી ગુપ્તતામાં
ભક્તિ જે અગ્નિમાંહે બહુ વિધ રથની પ્રાપ્તિ માટે કરે છે
તો માનુ મેઘનાદી પણ ભય ધરતો રામથી ગુપ્ત ભાવે ૪

તેમ વળી.

મંદાક્રાંતા.

લંકા કિલ્લો ઉદધિ ખઇથા દુર્ગમી નાથ તેનો
દૈત્યસ્વામી સુરવધૂવડે ચામરે વીંજવાતો
વીંટાયેલો કપિકુળવડે રામશત્રુ મનુષ્ય
તેનો થાતાં વિજય, હમને લાજથી છે કલંક ૫

દુર્મુખ—નિર્મળ બુદ્ધિ ધરનાર પુરૂષો જે ચક્ષુએ જુવે છે તેવુંજ આર્ય સુમુખે જોયુ.

સુમુખ—રાક્ષસ વિરૂદ્ધ વાતો કરવી બંધ કરો. આપણને જે આજ્ઞા કરી છે તે પ્રમાણે કરીએ (બે જણ ફરે છે)

દુર્મુખ—આ સ્વામિની ત્રિજટા આપણી વાટ જોઈ બેસી રહેલાં છે માટે ચાલો તેમની પાસે જઇએ (બન્ને જણ તેમ કરે છે) (પછી ત્રિજટા પ્રવેશ કરે છે)

ત્રિજટા—(ઉત્કંઠાથી જોઇ) અરે હો દુર્મુખ! સુમુખ! તમે સત્વર આવો આવો યુદ્ધનું વૃત્તાંત જણાવો (બન્ને જણા પ્રણામ કરી બેસે છે.)

સુમુખ—સ્વામિની ત્રિજટે! લંકાપુરીની પૂર્વ તરફ અને સુવેલાચલની પશ્ચિમ તરફ માપસર કોટથી મજબૂત બાંધેલા થોડા ઉંચા ઉંચા મનુષ્યોએ જોવા યોગ્ય, રત્નની બનાવેલી વ્યાયામ શાળાનાળા બન્ને મંચો બનાવ્યા તેમા પૂર્વના મંચ ઉપર લક્ષ્મણ સુગ્રીવ વિભીષણ તથા નીલ સેનાપતિથી રહેલાં સઘળાં વાનર સૈન્ય સાથે રામચદ્ર બેઠા, અને પશ્ચિમના મંચ ઉપર શુક સારણ તથા સેનાપતિ પ્રહસ્તથી સચવાયેલી રાક્ષસસેના સાથે દશકંઠ બેઠા હતા. પછી ગગનમા આવેલી શુરવીરોનાં ચરિત્રોથી આનંદ પામતી સુરસુંદરીઓ હતી તેવામા મલ્લોના વાદ્યને વગાડતા માંગલિક કલશથી અભિષેક પામેલા, હાથમાં તીખી તલવારને ધારણ કરતા બન્ને અંકકારોએ પ્રવેશ કર્યો. તેથી—

હરિગીત.

મણિ રચિત ત્રેણે કંકણોએ લલિત કરને ધારતા
ચંદન વિલેપન પામતાં અતિ ધવલ અંગ પ્રકાશતા
રણ આગણે અંગદ અને નરઅંતકીના રૂપને
દેવસ્ત્રિયોએ નયન મીંચ્યા વિણ વખાણ્યા જોઇને. ૬

ત્રિજટા—પછી પછી ?

દુર્મુખ—પછી નીલ અને પ્રહસ્ત સેનાપતિઓએ મંચ ઉપરથી ઉતરી મધ્યમાં રહેલા દડાઓને ખેંચ્યા કે, એક ચરણને આગળ રાખતા સામસામી થયેલા બન્ને અંકકારો રણમડળમાં મડળો કરતા ઘૂમવા લાગ્યા.

ત્રિજટા—પછી પછી ?

દુર્મુખ—ત્યાર પછી વિવિધ પ્રકારે ફરતા, ઉપર પ્રહાર પડતાં નમી જતા, નીચે પ્રહાર પડતાં ઉંચા થતા, વારવાર પરસ્પર માર પછાડ કરતા પોતપોતાને સુગમ પડે તેવી રીતે ગ્રહણ કરતા, એક એકની દૃષ્ટિ ચૂકવના, અરક્ષિત અંગનુ રક્ષણ કરતા, એક જગા બતાવી બીજી જગાએ પ્રહાર કરતા, ઘણુજ ધૈર્ય ધારણ કરી બરછીઓને ફેંકતા, એક એકને તાણતા, તે બે જણાનું યુદ્ધ થવા માડ્યું.

ત્રિજટા—પછી પછી ?

સુમુખ—

વસંતતિલકા.

ચાલે વિચિત્ર પદથી સ્થીર ભાવ નેત્ર
ક્રાંતિ કરી ભ્રૂમિથીં માર બચાવ ધારે
એ અકકાર રણનાં નિયમો બધાય
તે બે જણે પ્રગટ ત્યા રણમાં કરાય ૧૭

વળિ

રૂચિરા

પ્રહારતો કપિસુત તો યથા યથા
તથા તથા કપિકુળ સૌ પ્રમોદતા
પ્રહારતો દશમુખપુત્ર જ્યાં યથા
તથા હસે ખડ ખડ રાક્ષસો બધા ૮

ત્રિજટા—પછી પછી ?

દુર્મુખ—ત્યારપછી તે બન્નેનુ ઘોરયુદ્ધ ચાલવા માંડ્યું. તે સમયે પગથી પગને અફાળી, ફેવાટાંથી દૃઢ બનેલા રત્નમય *અગદને ધારણ કરનાર અંગદે નરાંતકના ગળામા નીચલા બાગ ઉપર છરી ભોંકી, અને તે સાથેજ વાનર સેનામાં હર્ષનાદો થવા લાગ્યા. રાવણનાં મુખ કમળોની કાંતિ ઝાખી થવા લાગી. દૈત્યોથી છાનાંમાનાં પરસ્પર તાળીઓ પા-

* બાજુબધ.

હતી અપ્સરાઓ હરખવા લાગી, પ્રચંડ વાયુએ ઉખાડેલા પુષ્પિત દેવદારૂ જેવો, પ્રહારથી પરવશ બનેલો, રાવણનો અકકાર નરાંતક દૈત્ય સ્ત્રીઓનાં નયન કમળોમાંથી નીકળતાં પુષ્કળ આંસુડાંઓ સાથે ધરણીમાં ઢળ્યો.

ત્રિજટા—હાય! બેટા બેટા! તું ક્યાં છે. મ્હારી જોડે બોલ તો ખરો! ભદ્ર! કહે, નરાંતક મરાયો ત્યારે દેવોની કાંતિ કેવી થઇ?

સુમુખ—જેવી શત્રુઓનો પરાજય થતાં થાય તેવી, સ્વામિનિ ત્રિજટે! ક્ષત્રિય કુમારમાં દેવોનો પક્ષપાત શું કહું! અથવા ધર્મવિજયી મનુષ્ય ઉપર કોણ સ્નેહ ન કરે! જેથી

મંદાક્રાંતા.

એકે આંખે અસુરગુરૂ, ને નેન બન્નેથી દેવો,
ત્રૈણે નેત્ર ત્રિપુરહર જે, ચક્ષુ આઠે વિધિ તો
બારે આંખે શિવસુત વળિ, ઇંદ્ર આંખે હજારે
ભાળે પ્રેમે સુરગણ બધા વાર્ળીના પુત્રનેરે ૯

ત્રિજટા—ત્યારપછી આર્ય દશકંઠે શું કર્યું?

સુમુખ—આમ કહ્યું,—

વસંતતિલકા.

ના રે નરાંતક વધે રણકાર્ય છાંડો
પૂર્વે પરાજીત સુરેશ્વર ના હઠાતો
સંગ્રામ તો વળિ ફરી હમણાં જમાવો
રે' જે ઘણો સરલ વાનર રાક્ષસોનો ૧૦

ત્રિજટા—આર્ય રાવણે તો લજ્જાદેવીને તિલાંજલિજ આપી. પછી પછી?

સુમુખ—પછી વિભીષણ સહિત રામદેવ, પરસ્પર તાળીઓ આપી હસી રહ્યા હતા તે સમયે કુંભકર્ણને જગાડવા, [1]નિકુંભીલામાંથી નીકળેલા મેઘનાદને બોલાવવા શુક અને સારણોને મોકલી દેરે લંકામાં પ્રવેશ કર્યો.

ત્રિજટા—હવે તમે બીજું વૃત્તાંત મેળવવા જાવ, હું પણ સીતા દેવીને પ્રિયવાત નિવેદન કરનારી બનીશ. (સર્વે જાય છે)

॥ इति मिश्रविष्कंभक. ॥

---

૧ લંકાના પશ્ચિમ ભાગમાં રહેલી એક ગુફા.

( ત્યાર પછી શયન કરી ઉઠેલો રાવણ પડખામાં બેઠેલા પરિચારકો તથા પ્રતિહારીઓ સાથે પ્રવેશ કરે છે, )

**પ્રતિહારી**—અહો ! મહારાજ દશકંઠની દશાનો કેવો પરિણામ બન્યો છે આ કેલિપુષ્પકવિમાનના રત્નમય પલંગ ઉપર સાયંકાલથી કે સ્હવાર સુધી રાત્રી રણ નિહાળી, દિવસના સંગ્રામને નિરખવા ઉત્સુક થયેલા છે, તોપણ કઇક ઉંઘથી સાંકડાં બનેલાં નયન કમળોની રચનાવાળા કંઇક કંઇક ચિંતા કરતા બેઠેલા છે.

**રાવણ**—ભદ્રે વેત્રધારિણિ ! જે જેમાં અત્યંત જાણકાર હોય તે તેમાં ઘણો જ આસક્તિવાળો બને છે. રાત્રીનો સંગ્રામ ચાલવાથી હમે વિસ્મય પામી ગયા છીએ ( વિશેષ સભારી )

સ્રગ્ધરા.

વ્હાલો છે હાથીદાંતે મરણવશ થતો, ને મ્હને પ્રિય લાગે
શસ્ત્રે છેદાય તોયે અરિપર પડતો, નાચતો જે કબંધે—
પ્રીતિ તેમાં, હણાતા શિર પણ ભ્રકુટિ બાંધતો પ્રેમ એમાં
રાત્રી યુદ્ધે વર્યામા અમર યુવતિના વેણુથી કો'ન રાચ્યા ૧૧

( ઉંચું જોઇ ) કેમ આ દેવોનુ ટોળુ અતિ ઉતાવળુ થયુ છે ! હમણા કેટલાક નિશાચરોના નાશથી તપસ્વી રામ ઉપર તે પ્રસન્ન થાય છે એમ શકા કરૂંછુ. તો—

મંદાક્રાંતા

દેવો ! શુ આ હરખ તમને તુચ્છ દૈત્યો હણાયે !
ભૂલ્યા મ્હારા જગત જીતતા હાથના વિક્રમોને
રે' આજે તો રણપ્રિય જગાડાય છે કુંભકર્ણ
દેવોને જે ઝટ હરવતો જાણશે મેઘનાદ ૧૨

**પ્રતિહારી**—સમય જોઇ સ્વામીને રંજન કરવા જોઇએ, એમ વિચારતા તે દેવો આપનુ જ સેવન કરી રહ્યા છે.

(નેપથ્યમાં.)

ઓ ઓ લંકાપુરીના કિલ્લાઓના રક્ષકો ! થઈ ગયેલા રાત્રી યુદ્ધથી કરેલા વાનર સેનાના સહારને સ્હામો જવાબ આપો ઉપાડી નાંખેલાં બારણાંઓને ઉભા કરો, રીંછો તથા વાનરોનાં હાડકાઓથી પુરાઇ ગયેલી ખાઇને ઉડી કરો, મર્દન કરેલી સુવર્ણમયી હારો-

હાર શેરીઓને સ્વચ્છ કરો, શિથિલ થઇ ગયેલા કાંટાવાળાં દ્વારને નવાં બનાવો, ભાંગી ગયેલા કોટના માર્ગને સમો કરો, ડોલી ગયેલા મ્હેલો, ચૂરા થયેલી ભીંતોના ખંડો, જર્જરિત બનેલા યંત્રો, વાંકાં વળેલા કનકમય ક્રીડાગૃહો, શું આ બધું તમે જોઇ શકતા નથી ! માટે ફેંકવાનાં શસ્ત્રોને સાધ્ય કરો, મજ્જા અને ચરબીનાં તેલને તૈયાર કરો, નાંખવાના સાલરસને છાંટવાના લાક્ષારસને લાવો, પ્રવેશ કરતાંજ બાળી નાંખે તેવાં રેશમ શણ કપાસ ચીથરાં અને સૂતરનાં તાંતણાંઓ પાસે રાખો, ખીલા ખેંચવાથી પડી જાય તેવા દરવાજાઓ બનાવો, જુદા જુદા પ્રકારનાં સેંકડો આયુધોને તથા કવચોને ધારણ કરો.

રાવણ—( સાંભળી હસીને ) અરે ! મનુષ્યની બુદ્ધિરૂપ દુર્ગને દુર્ગ કહે છે. એ વૃથા પ્રયાસનું શું પ્રયોજન ! તોપણ—

આર્યા.

સર્વસુરોને ભીષણ મુજ ભુજદંડનું મંડળ આમ છતાં
અલંકારવા લંકા માનું હું દુર્ગની રચના ૧૩

( રાક્ષસોને આક્ષેપથી ) રે રે કરંકક ! રે રે કંકાલક ! તમે મોટા ક્ષત્રિય તપસ્વીનો પરાજય કરવા કુંભકર્ણને જગાડો ( બન્ને કઇક પગલાં જાય છે ).

કરંકક—( ગુપ્ત રીતે ) સખે કંકાલક ! દેવ કુંભકર્ણને જગાડે છે પણ પોતાના આત્માને કંઈ પણ બોધ આપતા નથી, પરંતુ પ્રયાસથી જગાડેલા એ કુંભકર્ણને તો રામે ઘણોજ સૂવાડી દેવો જોઇએ.

કંકાલક—બીજી શી ગતિ થાય ! વિભીષણ શિવાયના સર્વની એજ ગતિ થવાની.

કરંકક—બરોબર તેમજ થશે.

શાર્દૂલવિક્રીડિત.

ધિક્ શૌર્યે અતિગર્વ ઉદ્ધત ભુજો ધિક્ ચંદ્રહાસાસિને
ધિક્ મોઢાં શિર છેદતાં શિવજીને આનંદ દાતા અને
નિદ્રાળુ બહુ ભોજી નિત્ય શયને જાડો શરીરે અતિ
ભૂલ્યો આયુધ જ્ઞાન કુંભકરણે આશા હવે તો રહી ૧૪

રાવણ—રે રે સુમુખ ! દુર્મુખ ! નિકુંભિલામાંથી નીકળતા કુમાર મેઘનાદને

નાના તપસ્વી જોડે યુદ્ધ કરવાનું છે એમ જણાવે. (બન્ને પ્રણામ કરી કંઇક આગળ જાય છે).

**સુમુખ**—સખા દુર્મુખ! રામના નાના ભાઇનું વળિ વિશેષ શૌર્ય દેખાય છે. એણે તો નિકુંભિલામાં જતા કુમાર મેઘનાદને કહાવ્યું છે કે—

**શાર્દૂલવિક્રીડિત.**

જેવામાં ન નિકુંભિલા યજનથી તું સિદ્ધ અગ્નિ થયે
પામી સૌ રથ ચાપ બાણ કવચો પોતે જયી માનશે
વૈદેહીવિરહે મહાદુખી થતા એ આર્યનાં ક્રોધને
તેવામાં કરી શાંત ઇંદ્રજીત! આ સૌમિત્રિ જીતે ત્હને ૧૫

**દુર્મુખ**—ખરેખર; તેમજ છે. વિરાધનો વિનાશ કરનાર રામનો કનિષ્ઠબન્ધુ લક્ષ્મણ છે એમાં તો શું કહેવાનું હોય! ચંદ્રમંડળ સાથે ઉત્પન્ન થયેલા અમૃતના ગુણો કંઇ ચન્દ્રથી ઉતરતા ન હોય

**સુમુખ**—વીરજનોની સભામાં તો આમ કહેવાય છે

**શાર્દૂલવિક્રીડિત**

દેવીના સ્મિત હાસ્યને ભુલવતો સંગ્રામમાંહે અરે!
ને પાતાળપુરી નિરંતર કરી દે આગળા બારણે
ધિક્ ધિક્ ભીમ નિકુંભિલા-ગુરૂ-ગુફામાં એક સાધ્યે રહ્યું
તે તો સંપ્રતિ મંત્ર તંત્ર પર છે રે' શૌર્ય તે વીરનું ૧૬

**કરંકક**—(આગળ જોઇ)

**વસંતતિલકા**

તે આ પ્હણે શયનમાં શુભ કુંભકર્ણ
સેવાય છે [1]અમર-યામિક-નારીઓએ
જે હાથના જીરણ કંકણથી તડાક
તાડાય છે વિપુલ શ્વાસ ભર્યો સુતો ને ૧૭

**કંકાલક**—ગાઢ નિદ્રાના આનંદમાં પડેલો કુમાર કુંભકર્ણ છે, એ તું બરોબર બોલે છે.

**રાવણ**—એ તો ખરૂંજ કે, ઘણું રૂડું તપ કરી ભગવાન કમલાસનની પાસે વત્સ કુંભકર્ણે નિદ્રા આનંદનુંજ વરદાન માગ્યું.

---

૧ પેરો ભરનારી દેવસ્ત્રિયો

સુમુખ—

શાર્દૂલવિક્રીડિત.

જે ઐરાવત હસ્તિ વૃક્ષ રણમાં ભાગી ગયે, ડિંડિમો–
દુંદુભી વગડાવીયાં રણવિષે તેનાં ઘણાં નાદ તો
વેગે સર્વ દિશા બનાવી અદકી દિક્પાલકોથી સૂની
વ્યાપ્યા ભૂ ગગને દિસે સમીપ તે આ મેઘનાદી અહિં. ૧૮

( સાંભળી ફરીને )

વસંતતિલકા.

જે ભૈરવાકૃતિ કરાલ કપાલીના રે
ફેટ્કાર શા અધિક ઘોરજ સિંહનાદે
જે મારુતિ અહિં ખરે બહુ ગર્વ ધારે
તેને સુત્રાહન કર્યો વળિ લક્ષ્મણે રે. ૧૯

દુર્મુખ—હો હો દેવ ! તમે સંદેહ રૂપ હિંદોળામાં સૂર્યનાં અને પુલસ્ત્યનાં કુળને કેમ નાંખ્યાં છે ?

રાવણ—

વસંતતિલકા.

રે’ વામ પાંચ મુખડાં ! હસતાં જુઓને
જે કુંભકર્ણ સહ રામ રણે ચઢ્યો તે
ને ઇંદ્રજીત સહ લક્ષ્મણ યુદ્ધ થાયે
હે *દક્ષ પાંચ મુખ ! રાવણની રજાએ. ૨૦

કંકાલક—તો કુમાર કુંભકર્ણને જગાડવા કપરો ઉદ્યોગ માંડો.

કરંકક—કેવી રીતે જગાડવા ?

કંકાલક—આ અઢાર કુળના ભેદથી વિસ્તાર પામેલાં ભુજગો સેવામાં આવેલા છે, તો તેમાંથી કેટલાક હષ્ટ પુષ્ટ મોટી કાયાવાળા શ્રેષ્ઠ નાગોને આજ્ઞા કરો.

કરંકક—સાબાશ મિત્ર ! સાબાશ, મોટા વિસ્તૃત વપુએ વીંટઇને તેઓજ જગાડી શકશે ( કંઇક ઉંચેથી )

શાર્દૂલવિક્રીડિત.

વક્ષે તક્ષક તાડય તું, શતપણે હે વાસુકિ ! નાકનાં—
રંધ્રોને રૂંધ્ય, કાન મધ્ય વળિ તું કર્કોટકી ! સેવ આ

* જમણી બાજુના.

કાળો કાળિયનાગ કંઠ પરતો વિસ્તાર મોટો કરો
જેથી રાવણબંધુ આ ઝટ તજે રે' ઘોર નિદ્રા રસો. ૨૧

**રાવણ**—( હસીને ) મૃણાલ સમાન કોમળ કાયાવાળા પ્રચંડ નાગમંડળોથી એ વત્સને શું થવાનું છે ?

**કંકાલક**—દુર્ભાગી મનુષ્યોના મનોરથોની પેઠે સર્પો નિષ્ફળ થયા.

( જમણી બાજુ નેપથ્યમાં )

**શાર્દૂલવિક્રીડિત.**

જે માતામહ એ મયાસુર થકી મ્હેં જાણી માયાકળા
તે મારી પણ રામ લક્ષ્મણ તપસ્વીમાં થઇ નિષ્ફળા
સારો શિષ્ય બની શિખ્યો હરખતા પૌલસ્ત્ય પીતાજીથી
તે કોદંડ કળા તણો સમય આ બીજુ કયુ આ થકી. ' ૨૨

**રાવણ**—બેટા ' કેમ ખેદ કરે છે ! તું કરૂણાયુક્ત થતાં, ત્હારી માયા ઉપજાવે તેવી કેલિઓ છે અને નિર્દય બનતા તો તું વીરવર્ગમાં મુખ્ય મનાય છે.

**દુર્મુખ**—દેવ ' કિલ કિલ કરતા હનુમાન રૂપ વૈમાનમા બેઠેલો હાથમાં સર્જ્યું ધનુષ ધારણ કરતો નાનો તપસ્વી મેઘનાદની સ્હામા આવી બોલવાની ઇચ્છા રાખે છે. ( ડાબી તરફ )

**કંકાલક**—તો આ'ને જગાડવા મહેલની પાસેના પર્વતોમાં દશાનન દેવની આજ્ઞા સ્થાપન કરો.

**સ્રગ્ધરા**

પાયો હે સહ્ય ' સેવો, હિમગિરિ ' કરતું કર્મ મર્મો પીંડચાનું
વિંધ્યાદ્રિ ! દૈત્ય રૂંધો, મલયગિરિ અરે ! વીંટ સર્વાંગને તું
તું નેત્રે પારિયાત્રાચલ હણ, ભુજને ખેંચ હે મંદરાદ્રિ !
નિદ્રાને જેથી છાડી રણપર ઝટ આ જાય એ કુંભકર્ણ. ૨૩

**રાવણ**—( હસી ) વત્સની કાયામાં ઉડી ઉડીને પડતા મોટા મોટા પર્વતો દડા જેવા દેખાય છે.

**કંકાલક**—વીંધ્યા વિનાનાં મોતીમાં પ્રવેશ ન કરી શકે તેવા તાંતણાની પેઠે પર્વતોએ ઉપર ઉપરજ પ્રયાસ કર્યો.

( જમણી બાજુ નેપથ્યમાં )

શાર્દૂલવિક્રીડિત.

માયા મૂકજ ધાર કૌતુક રસો વીરે સ્તવાતાં રણે
સ્વર્ગ સ્રીજન આ નવા પતિ તણી પ્રાપ્તિથી પ્રેમી બને
રે' મ્હારાં ખર દૂષણુ ત્રિશિરની સેના હણ્યે બાણુ આ
વાંછે દૈત્ય રૂધિર લોલુપ બની રે' લોહિને તાલરાં ૨૪

રાવણુ—કુમાર મેઘનાદને લક્ષ્મણુ બુરા વચન બોલતો હોય તેમ જણાય છે. તો એને વત્સ મેઘનાદ શિક્ષા કરશે (ફરી નેપથ્યમા) "રે રે સુમિત્રા પુત્ર! તું ત્હારાં આયુધોની સ્તુતિ કરે છે પણુ ત્હને શસ્ત્ર ગ્રહણુ કરવાનો અધિકારજ ક્યાં છે!

વસંતતિલકા.

આ બુદ્ધિમાન જન એમ વખાણી શામે
ઉદ્વેગ છાડી તુજને નિજનાર સોંપી
તેનુ થયુ હરણુ જ્યાં કપટે અરે! તો
કુક્ષત્રિ! શસ્ત્ર ધરતો બહુ લાજતાને" ૨૫

સુમુખ—(નેપથ્ય સામુ જોઈને) લક્ષ્મણુ શુ કહેછે? "અરેરે!! બ્રહ્મ-રાક્ષસ! તું વીરપુરૂષોની મર્યાદાથી અજાણુ છુ, કારણુ કે ન બની શકે તેવા કર્મમા આયુધો વિટબના રૂપ છે, પણુ જ્યાં બની શકે ત્યા તો શોભા આપનારા મનાય છે."

રાવણુ—અહો, કુમાર મેઘનાદ સાથે મનુષ્યનું શુ ઉછાછળુ વાચાળપણું!!

કુંકાલક—(બીજી તરફ જોઇ) પુષ્કળ ગળતા મદ જળવડે ગડમડળને ધોઇ નાંખતા, ગળા રૂપ ગુફામાથી ગુળ ગુળ શબ્દ કાઢતા, આ દિગ્ગજોને આજ્ઞા કરો,

કરંકક—

વસંતતિલકા

વપ્રક્રીડા ક્રમથી ચડ પછાડી શુડા
ચોળી, પગે ચગદી વેગ વડે કૂટંતા
રે દિગ્ગજો! કઇ અસખ્ય કરી ઉપાયો
તે કુંભકર્ણુ નરને સઘળા જગાડો ૨૬

રાવણુ—બરોબર, એમજ કરવું ઉચિત છે. દિગ્ગજો તો હાલતા ચાલતા (જંગમ) કિલ્લાઓ છે.

કરંકક—દેવ ! આ જોવા જેવું તો જુઓ;

સ્રગ્ધરા.

ઉદ્યોગી દિગ્ગજો તો ઉરપર સઘળા એક કાળે જગાડે
મ્હોળાં દાનો દ્રવંતાં યુગલ બની વળી ગડથી યુદ્ધ માંડે
તોયે નિદ્રા ન છાંડે ઘુરઘુર ઘુઘતા નાકના ઘોર ઘોષે
ઘોરી ઊંઘે ઘણો આ વિપુલ નયનને મીચતાં કુંભકર્ણ ૨૭

કંકાલક—દિગ્ગજોએ તો કુમાર કુંભકર્ણને જન્મથી બ્હેરા મનુષ્યના આગળ પંચમસૂરથી ગાન ગાયા જેવું જ કર્યું. (જમણી બાજુ નેપથ્યમાં) રે રે નઠારા મુખવાળા વાચાળ લક્ષ્મણ !

શાર્દૂલવિક્રીડિત.

બોલે રાઘવને પરાક્રમધની તેથી કઇ પ્રેમ છે
મ્હારે તે સહ યુદ્ધ ખેલ કરવો આ વીર પ્રેમાળ છે
તેના બંધુપણાર્થી લક્ષ્મણ ! ધરે તું કેમરે' ધીરતા !
પિતૃ દ્રવ્ય સમાન બંધુજન તો ના વીરતા પામતા ૨૮

(ફરી નેપથ્યમાં જ)

વસંતતિલકા.

લંકાપતિ યદિ ઉમાપતિ-પાદ-મૂળે
માથાં હણી ભુવનનો પતિ એ થયો છે
તો મેઘનાદ ! તુજ શું ! બલ, સૂર્ય સેવે
જે સૂર્યકાંત જવળતો તહિં શું શિલાને ! ૨૯

(ફરીથી ત્યાંજ) રે રે સૂર્યવંશ દૂષણ ! કેરલીપુત્ર ! લક્ષ્મણ ! રણમાં શૂરવીર આ રાવણના યુવરાજ ઇંદ્રજીતને પણ નથી જાણતો ? તો હુ તેજ જણાવું છુ. (ફરીથી ત્યાંનું ત્યાંજ) રે રે પુલસ્ત્ય-કુલ-કલંકી ! સહોઢા સુત ! રામચદ્રના અનુચર આ લક્ષ્મણને પણ તું નથી જાણતો તો તેજ હવે જણાવું છું.

સુમુખ—દેવ લંકાનાથ ! આમ અન્યોઅન્ય આક્ષેપ કરતા પુલસ્ત્ય અને કકુસ્થ કુલના કુમારોએ—

વસંતતિલકા.

કાળાં શરો કમળ વ્યોમ તલાવ કેરાં
સેના કટાક્ષ રણ જાણ કરંત દૂતો

ને કાળનાં રમત પક્ષી ગણો સમાં તો
બાણો મુકે વળિ પરસ્પર એ હજારો ૩૦

(ડાબી તરફ)

કંકાલક—(કરંકકને) હવે બીજાઓને હુકમ કરો;

કરંકક—ભદ્રે! રાવણના બંધુને જગાડવા કુટુંબ સહિત ભગવાન શંકરની પ્રાર્થના કરો, (સવિનય)

સ્રગ્ધરા.

નંદી માડો મૃદંગો, ગણપતિ કરજો કંઠની ગર્જનારે
ચંડી ગાહું હસોને, ડમરૂ બજવજો ચંદ્રમૌલિ પ્રભુએ
ઓચિંતો જાગતામાં અધિક પ્રગટતા કોપથી લાલનેત્ર
સગ્રામે ઘૂમવામાં કઠણ પરિઘ શા હાથ હો કુંભકર્ણ ૩૧

રાવણ—સાબાશ! રે સાબાશ! બહુ ઉંઘતાને જગાડવામાં મહાન્ શોરબકોર એજ કારણ છે. તો પછી જાગ્રત કરવાના બીજા ઉપાયો વત્સ કુંભકર્ણમા તો સૂર્યમાં સર્વ તેજો પ્રમાણે લય પામી જાય છે.

કંકાલક—(મનમાં) જ્યારે પથરા તરે અને તુમડાં બૂડે ત્યારે તો જાગ્રત થાય. (જમણી તરફ)

દુર્મુખ—દેવ! લંકા પરમેશ્વર! કુમાર મેઘનાદને અનુસરતા રાક્ષસોનું અને લક્ષ્મણને અનુસરતા વાનરોનુ ભયકર યુદ્ધ ચાલી રહ્યું છે.

સુમુખ—દેવ! ઘણુંજ ભયકર થાય છે જુઓ,

સવૈયા બત્રીસા.

તીર અરધ પેશી રણભૂમા રચતાં કમળ સરોવર શોભા
બાણોએ બધન વળિ પામી સર્પ ભયે વાનર બહુ બ્હીતા
વક્ર જતાં શર ચિલિમ મચ્છમય સ્વારતણા મારગ દરશાવે
વીર–શીર છેદતાં તીરો વ્યોમવિષે નખ તુલના પામે ૩૨

દુર્મુખ—દેવ! જુઓ;

વસંતતિલકા.

ચક્રો છરા ખડગ ચાપજ ધારનારા
ને વીરતા ક્રમ થકી રણ માંડનારા
વેગે વીરોપર પડે નિરખો પ્રહાર
દેવાંગના ગણ તણી વળિ પુષ્પધાર ૩૩

( ડાબી તરફ )

**કંકાલક**—( ખેદથી ) આ શુ થશે વારૂ !

**મંદાક્રાંતા.**

હે રામાઓ ! કનક વિપુલાં કુંભ જેવાં [1]કુચોએ
ગાઢું ભેટો ભુજથી લસતી, કુંભકર્ણ પ્રભુને
કામે ખેલે દઢ હરવતાં સેવતાં દેવીઓએ
જેથી આ તો ત્રિભુવન જયી છોડશે ઉંઘને રે' ૩૪

**રાવણ**—શુ મ્હારો વત્સ જાગ્યો ?

**કંકાલક**—હા; જાગીને તપસ્વીની પાસે પણ ગયો.

**સ્રગ્ધરા.**

તીણા ખડ્ગપ્રહારે દઢ હણાઇ જતા મસ્તકોથી થયેલ
હોંકારે એક ક્રોધે પ્રચલિત સુભટોને તિરસ્કારતાજ
બીજા દેવાંગનાથી કઠણ ભુજથકી કઠ ભાગે વિગ્રાયે
બે દેહે આક્ષણે તો સમર મરણીયા વીર ભાસે જુઓને ૩૫

**કરંકક**—( ડાબી તરપ નેપથ્ય સામુ જોઇને ) જાગેલા કુંભકર્ણે પરિજનથી સમાચાર જાણી શુ કહ્યુ ?

**મંદાક્રાંતા.**

બીજો તેવો જણતી જગમા માત કો પુત્ર રત્ન
જેણે બાધ્યો જલનિધિવિષે સેતુ એ રામચદ્ર
માનુ તેથી અસુરપતિને થાય શકા અકાળે
નિદ્રા ભાગે નિકર મુજની કિંકરો કો રીતે ૩૬

( વિચારી ) તો સહજ રોષ ધારી રાવણ આ'વુ વચન ન સાભળો, કેમકે વખતે વિભીષણના જેવુ ન બને, ( પ્રકાશ ) કુંભકર્ણે શુ કહ્યુ ?

**વસંતતિલકા.**

ના ચાપની જરૂર છે, ન ભુશડીકેરી
શુ ચક્રથી, ન મતિ પટ્ટિશ મુદ્ગળોની
દોડી કપીદળ ગળી કરી કોળીયા ને
તૃપ્તિ હું પામુ વળિ શત્રુ વિનાશ તો ને ૩૭

---

1 સ્તનોએ.

રાવણ—સાબાશ વત્સ ! સાબાશ, ખરો તું મ્હારોજ નાનો ભાઇ છે;
દુર્મુખ—દેવ ! કુમાર મેઘનાદનો રથ તો ઉડયો.
સુમુખ—

વસંતતિલકા.

ના ચક્રથી ચુ ચુ થતો ભૂમિ છોડતાં જે
ને મેઘનો સજળગર્ભ વિનાશતો રે
અગ્રો ધસ્યા થકી કરે ચળ તારકોને
આ મેઘનાદરથ તો ગગને ઉડયો રે ૩૮

દુર્મુખ—વાયુનંદન હનૂમાન પણ મેઘનાદના રથની પાછળ ઉડયો.
સુમુખ—

વસંતતિલકા.

મેઘો તણા ઉદરનુ જળ કાઢતો ને
થોભાવી સાત તુરગો અરૂણે દીઠો છે
વૈમાનવાસી વિખરાઇ સ્વમાર્ગ છોડે
સૌમિત્રિ સાથ હનુમાન ઉડયો નભેરે ૩૯

( ડાબી બાજુ )

મંદાક્રાંતા

[1]દિઙ્નાગોએ કમઠપતિએ શેષનાગે અને શી !
ધારી બેળે ધરણી સમજુ ભારવાળી રૂંધેલી
ઢાંકી દેહે બધુ ગગનને કુંભકર્ણે જવાતાં
ઉચો લીધો સુરજરથને સારથીએ ભયે ત્યા. ૪૦

( નેપથ્યમા )

દશકંઠદેવને જણાઓ કે તમારો નાનો બધુ આ પ્રતિજ્ઞા કરે છે કે—

વસંતતિલકા.

સીતાપતિ, શિવધનુષ વિદારનાર
વાળી વિનાશી વળિ સાગર બાંધનાર
દૈત્યારિને જયી વિભીષણ મિત્ર જે છે
તે રામને હણી નમુ તમ પાયને રે. ૪૧

---

૧ દિગ્ગજોએ.

રાવણ—વાહ કુંભકર્ણ ! વાહ, ત્હારોજ આશ્રય કરી રાવણ યુદ્ધ માંડે છે.
( જમણી તરફ નેપથ્યમાં )

સુમુખ—દેવ ! ક્ષત્રિય તપસ્વીનો ઉદ્યોગ તો જુઓ;

પ્રહર્ષણીય.

ઇંદ્રાણી-સ્તન-તટને હઠે હરીને
નીમેં જે નૃહરિ-સટા-તણી ધ્વજાને
તે અગ્નિ રથપર આપના સુતુને
બાણો તો તરત સુમિત્રિનાં પડે છે. ૪૨

( ફરી જોઇ ) વાહ રે મેઘનાદ ! વાહ્ વાહ્, આચાર્ય રાવણથી ત્હેં બરોબર ધનુર્વેદ જાણ્યો છે. દેવ પુલસ્ત્યનંદન !

વસંતતિલકા.

સ્નેહે કર્યો સ્નપિત અંજનીએ સ્વનેત્રે
જે વાયુથી હરખમાં વળિ ચુંબવાયે
ઓળંઘનાર જળધિ હનુમાન કેરા
માથા વિષે તમસુતે તાંહિં કે કર્યું બાણ. ૪૩

રાવણ—ત્યારે તો મેઘનાદે લંકા બાળ્યાનો તથા કુમાર અક્ષના વધનો બદલો વાળ્યો.

સુમુખ—

વસંતતિલકા.

જે ઉર્મિલાપતિ અને તુજ પુત્ર બન્ને
રે' અંધકાર કરતા વરસે શરોને
અન્યોન્ય નિષ્ફળ બને વળિ ભગ થાતાં
બ્હેરા તણા સુરતમાં મુખનાદ જેવા. ૪૪

( ડાબી બાજુ )

કંકાલક—ગણપતિનાં ગળાંની ગર્જનાને અનુસરતા, શંકરના કરમાં વગડતા ડમરૂના ડમડમાટોને હરવતા, આદિ વરાહ અવતારના ઘોર ઘુત્કારો તિરસ્કારતા, નરસિંહે મૂકેલા પ્રચંડ બુક્કાર શબ્દોને તુચ્છકાર કરતા પરસ્પર સિંહનાદો સંભળાય છે.

કરંકક—( કા'નો ઢાંકી દઇ ) દેવ ! જેમ કંકાલકે કહ્યું તેમજ છે.

સ્રગ્ધરા.

ઉંચાં કા'નો કરંતો દશદિશ ગજના, ધૂર્જટીની જટાના—
બંધે જે સર્પગ્રંથી ઝટ શિથિલ કરે, વિષ્ણુની ભાંગી નિદ્રા
નંદીના વાઘનાદોપર જય કરતો, વિશ્વનો મોહ તોડે
રૂંધંતો વ્યોમ પૃથ્વી કડક પણછનો શબ્દ શું આમ વ્યાપે ! ૪૫

રાવણ—વત્સ કુંભકર્ણના સ્હામા આવતા મોટા તપસ્વીએ ધનુષ નમાવી ટંકાર કર્યો હોય એમ લાગે છે.

( જમણી બાજુ નેપથ્યમાં )

સુમુખ—આકાશમાં ફરતાં બન્નેનાં બાણોએ પણ વિચિત્ર કરવા માંડ્યું.

વંશસ્થ.

વિભેદતાં વાદળ પૂર્વ બાણ આ
પડે ધરામાં જળધાર સાથમા
પછી જુઓ એ જળ બિંદુઓ વડે
અનુસરે છે ગગનસ્થ યોદ્ધને. ૪૬

અને ગગનમાં ગાઢ રીતે બાણોની વૃષ્ટિ થતાં—

શાર્દૂલવિક્રીડિત.

બ્હીતાં લોપ થઇ પ્રસિદ્ધ બહુએ સિદ્ધો બધા જાય આ
ના ત્રાસે ગણ્યું આમ અમૃત હમે પીનાર દેવો ઘણા
ઢાંકીને નિજદેહથી ગૃહિણીઓ નાઠાજ વિદ્યાધરો
વિદ્યા ખેચરલોક પાઠ કરતા નીવારવા બાણ તો ૪૭

[ ડાબી તરફ ]

કંકાલક—શું ! સેવકોએ આપેલાં આયુધોને તરછોડી કુંભકર્ણ એમનો એમ ચાલ્યો.

કરંકક—કુંભકર્ણે શું કર્યું? ના, ચાપની જરૂર [ એ બોલી જાય છે ]

રાવણ—સાબાશ વત્સ! સાબાશ, ખરેજ તું મ્હારોજ નાનો બધુ છે; રાવણનાં હૃદયનો કાંટો ત્હેંજ કાઢી નાંખ્યો.

દુર્મુખ—અધધધ!!! આ શુ થાય છે! ચારે તરફ સેંકડો હજારો લાખો સંખ્યામાં અગ્નિઓ સળગી રહ્યા છે, અંજન પર્વત જેવા ધૂમાડાના

ગોટેગોટ પ્રસરે છે, મેરૂ પર્વતનાં શિખરોની ટોચો જેવી જ્વાળાઓ પથરાય છે, સાયંકાળના સુરજમંડળના અંગ જેવા અંગારાઓ ઉડી રહ્યા છે.

વંશસ્થ.

કરી સુલંકાપુરી ભસ્મ માહારી
શરીર લાગી હનુમાનના અહિં
ખરેજ આવ્યો ભુજઅગ સેવવા
સ્વદોષને પાવક આ શમાવવા ૪૮

સુમુખ—દેવ ! સામાન્ય પાયદળ યોદ્ધા આ સુમુખ તો એમ માને છે, કે લક્ષ્મણને બાળવા કુમાર મેઘનાદે આગ્નેયાસ્ત્ર મૂકેલું છે તેથા જ ત્રિલોકદાહી અગ્નિ દેખાય છે ( આંગળીથી દેખાડી )

શાર્દુલવિક્રીડિત.

સીંચ્યુ આસન પદ્મને ઝપટથી એ દેવ પદ્માસને
તારાનાથ શશી ખસે ગગનથી છાંનો ભોંના વીજણે
ગંગાને જમના પરસ્પર કરે આલિંધનોને વળી
રે' ક્ષીરાબ્ધિ વિષે જતા ગણપતિ અગ્ન્યાસ્ત્રના દુઃખથી ૪૯

વળિ ”

ક્ષીરાબ્ધિ જળ તાપથીજ ઉકળી અત્યંત ગાઢાં બન્યાં
ને હીમાલય હીમ સૂકઇ જતા પાષાણુ બાકી રહ્યા
મેઘો પત્થર વર્ષતા અતિ ઘણા પોતે સ્વ્રવે ગર્ભને
દાઝયાનુ દુખ ધારતો સુરજ આ અગ્ન્યાસ્ત્ર બાણોવડે ૫૦

( ડાબી તરફ )

કંકાલક—દેવ ! તપસ્વીના હાથે ધનુષની પણછ ખેચાયા પછી, આયુધોને છોડી દઇ વેગથી તમાલની માલાઓને ઉખેડી નાંખતું, પોતાના હાથમાં ( ફેંકવાને ) ભમાવી સર્જ વૃક્ષોને સજ્જ કરતું, હિંતાડ તથા તાડનાં ઝાડને સ્હામાં ગ્રહણ કરતું, ફુલોથી રાતી રાંજલિઓને ઉપાડતું, વિશાલ શાલતરૂઓને ગગનમાં ભમાવતું, એકદમ ઉખાડવાથી ખરી પડેલાં કેસરો જેમાં છે તેવાં કેસર વૃક્ષોને ધારણ કરતું, સર્વ અગમાં સરલ દેવદારૂઓને ડોલાવતું, પુષ્પ વરસતાં તિનિશતરૂઓને હલાવતું, પ્રયાસથી સર્વ અ શે વાંસડાઓને ઉખાડતું, પ્રચંડ

ભુજદંડોમાં લીધેલાં ફુલડાંવાળા કેસૂડાઓને ઉછાળતું, વેગમાં બન્ને હાથથી ખરતાં પીપળોવાળા પીપળાઓને ખેંચતું, સહજ કઠણ કાંકરાઓ જેવું કકંઈ, નખના પ્રહારોથી મોટા મોટા પાષાણોને ઉપાડતું, વીરોને પછાડે તેવા પર્વતોને શસ્ત્રો બનાવતું, અને રણભૂમિમાં અગ્રભાગે વિસ્તાર પામતું, પ્રહાર કરવામાં પ્રબળ આ વાનર સૈન્ય જુઓ.

રાવણ—એમને કોણ ગણે છે, કુંભકર્ણ આગળ તો એ વાનર સૈન્યો પતંગીયાં જેવાં છે, ( જમણી બાજુ )

દુર્મૂખ—કેમ વારૂ ! જાણે ચાર સાગરને દશે દિશામાં પ્રસારતું હોય ! જાણે ગિરિવરોને જળયંત્રો સમાન બનાવતું હોય ! જાણે ગગન મંડળને જળમય કરતું હોય ! જાણે બ્રહ્મા કેવળ જળમય સૃષ્ટિને પ્રગટ કરતા હોય ! તેવું આ જગત જણાય છે.

સુમુખ—હા; એમ જ છે.

મંદાક્રાંતા.

અગ્નિ પેઠે સ્વરગસરની કાંતિને ફેંકનારૂં
જ્વાળે રૂડા અનલવસનો તેમને શોધનારૂં
સ્થાને રે'તા જળ વગરના મેઘને પૂરનારૂ
કે, ડૂબાડે સ્વરગ ભૂમિને વારનું પૂર આ શું ! ૫૧

રાવણ—[ વિચારી ] આ વાદળાં વિનાની વૃષ્ટિ છે. ( જાણી ) બરોબર જાણ્યું.

વસંતતિલકા.

મારૂં ન હું વરૂણને શર પંક્તિઓએ
એ સેંકડો વ્રણવડે જળયંત્ર ધારે
મોટી દયા પ્રગટતા ઉપકાર માને
સીતા-વિયોગ દુખ વૃષ્ટિવડે શમાવે ૫૨

સુમુખ—હું તો એમ સમજું છું કે અગ્ન્યાસ્ત્રબાણને નિવારણ કરવા, વરૂણાસ્ત્રનો પ્રયોગ લક્ષ્મણે કર્યો.

કંકાલક—પછી યુદ્ધમાં કેટલાક કપિઓ કુંભકર્ણનાં નખાગ્રથી કેશોમાં ખંડિત થતા વરાહોની પેઠે પગમાં પડે છે, સહજ બોલાવેલા હોય એમ જાંઘ ઉપર લાગે છે, પુરૂષની કટી ઉપર બાંધેલા લૂગડાંની પેઠે સાથળ ઉપર બાઝે છે, ઘોડેસ્વારની તલવારો પેઠે નિતંબ ઉપર ડોલે છે, સાધુ પુરૂષોની પેઠે મધ્યસ્થ બને છે, દુઃખી કુટુંબોની પેઠે પડ-

ખામાં રહે છે, યુવતિઓનાં સ્તનની પેઠે છાતીમાં વિસ્તાર પામે છે, કેશપાશોની પેઠે પાછળ લટકે છે, ગાલપરથી ગળતાં જળબિંદુઓ પેઠે સ્તનાગ્ર ઉપર પડે છે, ઘણાં કાળે મળતા બન્ધુઓની પેઠે કંઠમાં બાઝે છે, ચુંબનમાં રસિક બનેલાની પેઠે ઓઠને પીડે છે, સુગંધિમાન વાયુની પેઠે નાકમાં પેસે છે, સુંદર વચનોની પેઠે કાનોમાં પ્રવેશ કરે છે, નિદ્રાની પેઠે આંખમાં ચોંટે છે, પરદેશ જતી વખતે કરેલા તિલકની પેઠે લલાટમાં શોભે છે, આશ્રયે રાખેલા નીચજનોની પેઠે માથા ઉપર ચઢે છે, અને જાર પુરૂષોની પેઠે કેશ ગ્રહણ કરી રમણ કરે છે.

રાવણ—તો પછી કુંભકર્ણે વાનર નાયકોને શું કર્યું?

કંકાલક—તેથી તેણે કેટલાક કપિઓને પગવડે પછાડયા, કોંણીથી કૂટયા, મુઠ્ઠીઓથી માર્યા, અજલિએ ચૂર્ણ કર્યા, હાથેળીએ અફાળ્યા, લપડાકોવડે ગબડાવ્યા, મુક્કાઓ મારી હણ્યા, તથા બન્ને પગનાં તળીયાંથી છૂંદી નાખ્યા.

કરંકક—બરોબર એમજ છે.

વસંતતિલકા.

મૂઠે હણે દઢ તળાંવતીં ટીપતોને
પાયે પીંડી અધિક હાથથીં હા! હણે છે
ધૂટે ધુંટીથીં ઝટ કો'ન વિષે ઘણું રે
એ કુંભકર્ણભટનાં વપુ આયુધો છે. ૫૩

સુમુખ—(જળ પીડાને અનુભવીં) દેવ! પોતાનાં ને શત્રુનાં સૈન્યનો વિનાશ માની લક્ષ્મણે વરૂણાસ્ત્ર પાછુ ખેંચ્યું, તોપણ—

શાર્દુલવિક્રીડિત.

જ્વાળાએ વધતો નથી હજીસુધી આ અગ્નિ અત્યત તો
ધૂળે ધૂસરકાય સ્નાન કરીને તેજસ્વીં ભાનુ થગો
શામ્યા શંકરનેત્રમાં વિકટ જે છાત્કાર નાદો ઘણા
સીંચી ધાન્યભરા ધરા નભવળી મેઘાસ્ત્ર શાંતિ થતાં. ૫૪

( ડાબી તરફ )

શાર્દૂલવિક્રીડિત.

કરંકક—

નાકે રૂંધનથી, વળી શ્રવણનાં બે છિદ્ર ઢાંકયા થકી,
આંખો બધ થયે, મહાવદનના સંકોચથી ને વળી

બે બાજુવર્તી પીડવે તમતણાં એ બંધુના કોપથી
મોટા ફિગજબ્બોર વાનર ગણો હા! હા! ધ્વનિને કરે ૫૫

અને વળિ, લંકાપતિ પુલસ્ત્ય પુત્ર!

અનુષ્ટુપ્.

બંધુએ કાય કંપાવી ચંચલા કપિઓ તણી
રૂંવાટાં શાં પડી જાતાં પાંચ કોટી ખરે હણી ૫૬

[ દક્ષિણ બાજુ ]

દુર્મુખ—શું જાણે પુષ્કળ તેલથી મળવેલા કાજળ વડે લેપાયું હોય! જાણે તરૂણ તમાલ તરૂની કાળી કાંતિથી વ્યાપેલું હોય! જાણે સજળ મેઘોથી પ્રકાશ પામેલું હોય! જાણે નીલકંઠ શંકરના કંઠથી આચ્છાદિત થયું હોય! જાણે મળેલી નારાયણની સઘળી કાંત હોય! જાણે યમરાજનું વાહન પાડાનાં શીંગડાં વડે વિસ્તાર પામ્યું હોય! અને જાણે ગણપતિના ગંડસ્થળમાં થયેલા મદજળના કીચ્ચડથી ઘેરાયેલું હોય! તેવું આ ભુવનાંગણ ભાસે છે.

રાવણ—કેમ આ, પ્રચંડ સૂર્ય પણ ઘણાં પથરાયેલા અંધારામાં ભરાઇ જાય છે [ વિચારી અને હસી ]

પૃથ્વીવૃત્ત.

કરી જગત રામ લક્ષ્મણ કપિ વિનાનું ખરે
શરોવર્તી સરોષમાં ઝપટ મેઘનાદી જ તે
મ્હને સુ રઘુવંશમાં પ્રથમ એમ માની હણે
વિચારી ભયથી ગયે સુરજ વિશ્વ અંધુ બને ૫૭

[ફરીથી હસીને] તેથીજ મેઘનાદ તથા સૂર્ય કયાંયે પણ જણાતાં નથી.
[ જમણી તરફ ]

સુમુખ—સામાન્ય પાયદળ સૈનિક આ સુમુખ તો એમ માને છે, કે રણાંગણમાં ફરતા વૈરિઓને આંધળા બનાવવા માટે યુવરાજ મેઘનાદે તામિસ્ર અસ્ત્રનો પ્રયોગ કર્યો છે. તેથી—

મંદાક્રાંતા.

* ચક્રી જોડાં વિરહ દુખથી શોકવાળાં નિહાળ્યાં,
આપી આશા કમલનયની ને પતિપાસ જાવા,

* ચક્રવાક પક્ષીઓના જોડા.

અધી આંખો કરતું તમ આ હાથમાંહે ઝલાતું
રાજાવર્તદ્રવથી લસતી ભૂમિ આકાશ ફેલ્યું. ૫૮

[ ડાબી બાજુ ]

કંકાલક—વળિ દૃઢ રીતે શરીરથી નાશ પામતા જર્જરિત બનેલા વાનરોને જોઇ, દળેલા કાજળ જેવા કાળા નીલવાનર સાથે ઢુંચીઆવા કરતો સુગ્રીવ દોડયો, અને સુવેલશૈલનાં મૂળથી ઝરણનાં શેવાળ વડે ચીકણી મોટી શિલા ઉપાડી સરલ રીતે ભુજદંડમાં ધારણ કરી.

કરંકક—કંકાલકે કહ્યું તે બરાબર છે. જે—

વસંતતિલકા.

અંશ્રોનિતબતલની, જબરા જનોની
છાતી તણી વળિ ધરે ઉપમા ઘણેરી
જે સાહસિક તમ બંધુ તણાં હૃદેમાં
ફેંકાય વાનરનરે મહતી શિલા આ ૫૯

રાવણ—એતો બિસતતુઓથી પર્વતને પછાડવા જેવુ થયું.

કરંકક—શુ ફેંકીજ કે, ( રાવણને ઉદ્દેશી )

વસંતતિલકા.

સગ્રામમા અતિ ભયંકર કુંભકર્ણે
મુષ્ટીવડે અહિ શિલા કરી તેમ ચૂર્ણ
કે જેમ ખડ બની ધાન્ય ભરા ધરામા
જોયુ, પડે ચિકણુ પંકજરેણુ જેવાં ? ૬૦

રાવણ—[ હસીને ] જેમના ઉપર કુમાર કુંભકર્ણ કોપાયમાન બને છે તેમનું એવુજ વર્ણન થાય છે. (જમણી તરફ)

દુર્મુખ—આશ્ચર્ય આશ્ચર્ય ! ! આ તો ઘોર અંધકારનો નાશ કરતા, ચંદ્રકાંતિ મણિઓને ચમકાવતા, કુમુદના વનોને ખીલાવતા, કમળનાં પુષ્પોને કરમાવતા, મધપાન કરનારી મંડળીઓને પ્રસન્ન કરતા, માનિનીઓનાં માનને મૂકાવતા, મદનનાં બાણોને રોકી દેતા, કામાસક્ત બનેલી કામિનીઓને આમ તેમ ભમાવતા, વિરહિણીઓનાં નયનોને બમણું રડાવતા, વ્હાલાનાં સગવાળી અંગનાઓને ત્રમણું હસાવતા, પ્રિયને પ્રસન્ન કરવા કરાતા પ્રણામોને ચારઘણું દબાવતા—મૂકાવતા, અને

પ્રગટ થતા મૈથુનથી દંપતિઓને પાંચઘણું મોહિત કરતા ચંદ્રમાઓ ચારે તરફ પ્રકાશે છે.

રાવણ—(આનંદથી આકાશ તરફ) રે રે સેવાચતુર! સુધાકર! લંકેશ્વરને પ્રસન્ન કરવાનું તું જાણે છે,

વંશસ્થ.

સદા દિશાઓપર રાખી ચંદ્રિકા
સુખો થવા આ દશકંઠને ઘણાં
રહ્યો અહિં એ બહુ મૂર્તિઓવડે
શશી દહાડે પણ સેવવા મ્હને ૬૧

સુમુખ—દેવ! તામિસ્રઅસ્ત્રને બધ કરવા સુમિત્રાપુત્રે ચંદ્રાયુધ નાંખ્યું એમ સમજાય છે. જેથી—

મંદાક્રાંતા.

મોટા જે છે મદનસુહૃદો સાગરોને છળતાં
શેફાલીનાં ફૂલ ખીલવતાં ને ચકોરે ચખાતાં
જો જો આ તો શરમુખ થકી નીકળે ચંદ્રટોળાં
મેલે કાળાં ઘનતિમિરને તેજથી તોડનારાં ૬૨

કરંકક—શિલાનો ભગ થવાથી લજ્જા પામતાં—

વસંતતિલકા.

સાપે તજેલ બહુ ચંદનવૃક્ષ તોડી
કર્પૂર-ઝાડથી ઝરેલ રસો વડે ને
ખંડે વળી મલયનાં ગ્રહી સ્હેજમાં એ
ધારે કપિંદ્ર, હણવો તમ ભ્રાતને તે ૬૩

રાવણ—અહો, નીચ મર્કટનો દૃઢ ઉત્સાહ છે!!

(જમણી બાજુ)

દુર્મુખ—દૈત્યેશ્વર! જુઓ જુઓ; પોતાનું ગ્રહણ થવાની શંકા રાખતા, ચંદ્ર સૂર્યનાં બિંબોને સંકોચ આપતા, બહુ રાહુઓના પ્રદર્શનથી ચમકતી કામિનીઓનાં વિશાળ લોચનને ક્ષોભ પમાડતા, મલીન રાત્રીઓ પ્રગટ થવાથી વિસ્મયયુક્ત બનતાં ચંદ્રનાં અંતઃપુરોમાં વિવિધ વેદોના ઘોષોને વિસ્તારતા ભુવનપ્રદેશો દેખાય છે.

રાવણ—[ તર્ક કરી ]

વંશસ્થ.

સુરો ઘણા દૈત્યતણા વિરોધિ છે
હણાવું હું રાવણથી જ તેમને
વિચારી એ રાહુ સબંધુ આવતા
મ્હને રણોમાં ઉપકાર આપવા ૬૪

[ આકાશમાં ] રે રે રાહો ! ભય ન પામીશ, શરણે આવેલાને અભય આપનાર રાવણ છે.

સુમુખ—દેવ ! ચંદ્રાયુધનો વિનાશ કરવા આ રાહુનું આયુધ યુવરાજે નાંખ્યું છે જેના વેગથી—

માલિની.

ચલિત કરી વિમાનો દેવનાં માર્ગ તોડે
અધિક ભય જણાવે જોશીઓને વળી જે
પ્રગટ ગ્રહણ લાખો એમ પ્રસ્તાવ ક્હેતાં
શશિપર પડતા તે રાહુઓ તીવ્રદંતા ૬૫

[ ડાબી તરફ ]

કરંકક—

વસંતતિલકા.

એવે સમે ધનુ ધુણાવી સુકુંભકર્ણ
સાધી મુકે અહિં વળી પવનાસ્ત્રબાણ
સુવેલશૈલપરથી ગિરિખંડ સાથ
તેથી પડ્યો ઉદધિમાં [1]કપિયૂથનાથ ૬૬

રાવણ—[ સક્રોધ હર્ષથી ] ત્યારે તો જળને બાળનાર વાડવાગ્નિમાં આહુતિ બની ગયો.

કરંકક—

વસંતતિલકા.

પાછો ન હાથ પણ લે તમ ભ્રાત જેવે
દેવોનું ધિક્કરણ શાંત પડે ન જેવે
તેવે તડાક દઇ સાગરથી કપીંદ્ર
તાડી ભુજે કુદી ઉભો તમ બધુ પાસ ૬૭

૧ વાનરોના ટોળાઓનો રાજા સુગ્રીવ.

રાવણ—[ મનમાં ] વેગમાં વાળીને પણ પાછો પાડી દે તેવો છે. [ વિચારી પ્રકાશ ] કૂદવામાં વાનરજાતિ તો મુખ્ય જ છે ને.

[ જમણી બાજુ ]

દુર્મુખ—લંકેશ્વર ! જુઓ જુઓ; કૌસ્તુભમણિ ધારણ કરવાથી વક્ષઃસ્થલમાં ચિન્હવાળા, લાંબી લટકતી વનમાળાને સ્પર્શ કરવા આવેલા દિવ્ય ભૃંગોના [1]મંજુ ગુંજારવમાં કાનને આપતા, ગરૂડની પ્રભાથી ભૂમિ અને આકાશને પીળા રંગતા, ખીલેલાં કાળાં કમળની માળાની કાંતિને પોતાની કાંતિ વડે તિરસ્કારતા, તથા કાન સુધી શાર્ઙ્ગ ધનુષોને ખેંચતા આ બધા વિષ્ણુઓ ફરી રહ્યા છે.

રાવણ—[ હર્ષયુક્ત ]

વંશસ્થ.

ખરે હરિ સેવન આર્દ્ર ચિત્તથી
ન નાર્યો મ્હારી હરશેજ અંકથી
સ્વશક્તિએ એમ રૂપો વધાર્યો એ
સુસેવવાને અહીં આવીયો મ્હને. ૬૮

[ આકાશ તરફ ] ઓ હો નારાયણ ! પ્રણામ કરનારની ગૃહિણીનું હરણ કરનાર આ રાવણ નથી.

સુમુખ—દેવ ! રાહુબાણનો ધાણ કાઢવાને લક્ષ્મણે આ "વૈષ્ણવાસ્ત્ર" મૂક્યું એમ માનું છું.

મંદાક્રાંતા.

લક્ષ્મી-કંઠો ગ્રહણ કરવે પ્રેમી ચારે ભુજાથી
પૂરી સર્વે દિશ રવ વડે [2]પાંચજન્યો ફુંકયાથી
કાળા ચક્રે નમન કરતા, રાહુને છેદતા આ
વ્યાપે સર્વે ભુવન ગગને વિષ્ણુઓ જીતનારા. ૬૯

[ ડાબી બાજુએ ]

કંકાલક—યુદ્ધમાં ઘૂમી રહેલા વાનરેંદ્ર સુગ્રીવે તરતજ કુંભકર્ણના હાથમાં રહેલા ધનુષને લઇ ધરણીમાં નાંખ્યુ, જેથી આપના કનિષ્ઠ બંધુએ રોષથી રાતાચોળ ચક્ષુઓ કરી ચક્રાવલિ ચલાવી, પટ્ટિશો પ્રેર્યાં, કવચને તોડી નાંખે તેવી ભુશંડી ભોંકી, શંકા વગરનો બની શંકુઓ

(૧) સુંદર (૨) પાંચ જન્ય નામનો વિષ્ણુની પાસે રહેતો શંખ.

ફેંક્યાં, હાથમાં ઝાલેલુ મુદ્દગળ માર્યું, રૂંવાટાંને પ્રગટ કરે તેમ ઉદ્ધત રીતે પગ ચલાવી હાથમા રહેલી તલવારને કપાવી અને સુગ્રીવે પણ ઘોર યુદ્ધ ચલાવી મૂકેલાં દરેક આયુધોને નિષ્ફળ કર્યાં, પોતાની ભુજાઓ પછાડી કિલકિલ શબ્દોથી ભુવનના ભાગોને ભરી નાંખ્યા, સગ્રામ જોવાના કૌતુકથી દેવાંગનાઓ દોડવા લાગી, કોટનાં શિખરો ઉપર રાક્ષસો ચઢવા લાગ્યા, ભોય ઉપર શિલાઓ મૂકીને વાનરોએ તેમ આયુધોને પડખે રાખી રાક્ષસોએ યુદ્ધ નિરખવા મધ્યસ્થપણું અંગિકાર કર્યું, પછી બન્ને જણા ફલગોમા લીન બનેલા હાથ ઝાલી ઝાલીને લઢવા મડયા, પરસ્પર માથેમાથુ અફાળી હુડ હુડ હુડ હુડ કરતા એક બીજાને ખેંચવા લાગ્યા, કટીબંધમાં હાથ નાંખી ઉછાળવા લાગ્યા, ભુજદડ રૂપ યત્રથી ડોકાને પકડવા લાગ્યા, જઘાઓ ઉપર છરાઓથી કનડવા લાગ્યા. કુકડાઓની સાઠમારી પેઠે પરસ્પર બાઝવા લાગ્યા, હુત્ હુત્ હુત્ કરી ડત્કારવા લાગ્યા, બાહુઓને અફાળી વાંકાં પગ વડે પછાડી નહિ કેવળ કેશોનેજ ખેંચતા, નહિ માત્ર નેત્રોમાજ મારતા, નહિ એક નાકમાજ પ્રહાર કરતા, ન ફક્ત ખભામાજ બૂધતા, ન એકલા દાંતોથીજ દળતા, ન કંઇ નખોએજ ખોતરતા, બન્ને જણા કૂદતા પડતા ઉડવા લાગ્યા, તેથી મોટા મોટા પર્વતોનાં શિખરો તૂટે છે, દિગ્ગજોએ ત્રાસથી પાડેલી ચીસો વડે ભરાયેલી ભૂમિ ચકર ચકર ભમે છે, ભયથી ધ્રૂજતી નમતી ધરતીના ભારથી મહાકૂર્મનો કઠ કપે છે, તો હવે આપને ધનુષ ધારણ કરવુ જોઇએ.

**રાવણ**—( હસીને ) એમા તો શુ થયુ ! એ તો દ્વદ્વ યુદ્ધની પદ્ધતિ છે. ( જમણી બાજુ )

**દુર્મુખ**—નાચનારીઓના નાચને પ્રગટ કરતા, મધુર મદિરાના પાનથી ઉન્માદ કરાવતા, વૃદ્ધ વનિતાઓને પણ યુવાન બનાવતા, પુષ્પના બાણોને ધારતા, વિયોગિનીઓના કઠમા પંચમસૂરના વેગને વધારતા, ચંદ્રમાના બાળ મિત્રો જે દક્ષિણ તરફના પવનોને દૂત કરતા મદનો સચરી રહ્યા છે.

**રાવણ**—( હર્ષથી )

વસતતિલકા.

છે જેટલા જગતમા હૃદયો જનોને<br>
રે’ તેટલાં મદન રૂપ બનાવી પોતે

શ્રી શંભુના ભય થકી શરણે હમોને
બાહુ પ્રચંડધર એમ વિચારી આવે ૭૦

( આકાશ તરફ ) રે રે મકરધ્વજ મદન ! મ્હારા અનુગ્રહથી મ્હારા આશ્રયથી ત્હને મહાદેવ પણ નહિ પીડી શકે.

સુમુખ—વૈષ્ણવ બાણને બધ કરવા મંદોદરીનંદને મદનાસ્ત્ર મૂક્યું હોય એમ લાગે છે ! તેથી–

મંદાક્રાંતા

ચિહ્નો એકે મધુર દિસતા પુષ્પનાં બાણ ધારે
વિસ્તારે છે મધુ સહિત એ પચમા સૂરને રે
લક્ષ્મી–લીલા લલિત ચરિતે વિષ્ણુને છેતરીને
શ્રી વૈકુંઠે રતિ રતિ કરી મન્મન્થો મોકલે છે.

( ડાબી પાસે )

કંકાલક—બધાં અંગમાં ઘણા પ્રહારોની પીડાથી પરવશ બનેલા સુગ્રીવને પ્રચડ ભુજદડવડે ભમાવી કુમાર કુભકર્ણે ઝપાટે પૃથ્વીપર પછાડચો.

રાવણ—[ ખુશ થતો ] ત્યારે તો મદોન્મત્ત માતગની સૂઢમા રહેલા કેળના દડની દશાને પામ્યો.

અનુષ્ટુપ્.

કરંકક—

કાખ પિંજરમા પૂરી પક્ષીરૂપ કપિંદ્રને
ત્હમ બધુ અહિં આવે તો દૈવે વધશો તમે. ૭૨

વંશસ્થ

રાવણ—[ મનમાં ]

કર્યું હતું જે બહુ જોર વાળીએ
પુર્યો મ્હને કાખ વિષે દશાસ્યને
હર્યુંજ તે શલ્ય કનિષ્ઠ બધુએ
કરી કપીનાયક કાખમાંહ્યરે. ૭૩

કંકાલક—કુંભકર્ણની કાખમા રહેલા સુગ્રીવને જોઇ. હરખમાં કનકનાં ઝાંઝરોને તથા કકણોને ઝણઝણાવતી બદીવાન બનેલી સર્વ દેવ સુદરીઓ નાચવા લાગી છે તે તો આપ જુઓ;

શાર્દૂલવિક્રીડિત.

રાવણ—[ સહર્ષ ]

શી ઇન્દ્રાણી તણી રતિ ! ધનપતિની દૂર હો નારીયો
ચંદ્રસ્ત્રીગણ દૂર હો હરખશો વૈરિસ્ત્રીયો સાથતો
મ્હારા પુત્ર તણી સ્ત્રીયો સહ વળી મ્હારી બધી નારીયો
પ્રેમે હાથવિલાસ સાથ કરતાં મંદોદરી નાચજો.

[ જમણી પાસે ]

દુર્મુખ—*ખટ્વાંગ નામના આયુધોને ડોલાવતા પુષ્કળ અટ્ટહાસ્યને પ્રગટતા, નાચતાં વેગથી ઉન્મત્ત બનેલા વેતાલોથી શોભતા, દેવાંગનાઓને ત્રાસ કરતા, શિખામાં રહેલા ચકચકિત ચંદ્રોથી ચળકતા, ખળખળ ખળભળી રહેલા સ્વર્ગગાના પ્રવાહોને વહેતા, હાથમાં ગ્રહણ કરેલા પ્રચંડ ડમરૂના શબ્દોથી ભયંકર જણાતા, મુખમાં રહેલા દૃઢ રીતે મળેલા નમેલા દાંતો વડે ખણખણ નાદ કરતા અને રોષથી ફૂંફાડનારા ફેલાતી ફેણાઓના ભારવાળા ભુજગોને ધારતા પ્રચંડરૂપ ધારી ચંડીશ્વરો ચાલી રહ્યા છે.

વસંતતિલકા.

રાવણ—[હસતાં]

તેવે મ્હને હરખતાં અતિ શંકરે એ
આપ્યુ ન યોગ્ય વર મસ્તક છેદને રે
તેથી હવે બહુ પ્રભુ નિજરૂપ ધારી
આપે અનુગ્રહ ફરી હમને પધારી. ૭૫

સુમુખ—દેવ ! મદનબાણને નાશ પમાડવા પાશુપતાસ્ત્રનો પ્રયોગ દશરથના ત્રીજા પુત્ર લક્ષ્મણે કર્યો એમ સમજુ છુ.

સ્રગ્ધરા.

ત્રીજા નેત્રે રહેલા જ્વળિત અનળની જ્વાળને નાંખતા હો !!
દેહોને બાળતા એ શિવ મન દુભવે મન્મથી કામનાં તો
શિખામાં અર્ધચંદ્રા વળિ સુરસરિતા નાગથી શોભતા જે
તે કાળાકંઠ રૂદ્રો સુરનમન કરે અટ્ટહાસે ફરે છે. ૭૬

રાવણ—ભગવન્ શંકર ! કંઠવનનો વિનાશ એ અલ્પ સાહસ છતાં આપે મોટો અનુગ્રહ કર્યો છે.

---

* શંકરનું આયુધ

[ ડાબી બાજુ નેપથ્યમાં ]

સ્ત્રગ્ધરા.

કુરંકક—

વેગે અંત્રોજ કાઢી ચલિત ચરણથી તીવ્ર દાંતોવડે રે
મોઢું તો નાક તોડી અરૂણનયન જે આપનાં બંધુનાં એ–
છેદીને કાન ફેંકી કઠણ નખવડે તે કપીનાથ મોટો
કંપંતાં પૂંછડાંથી તડતડ શિરને તાડી આકાશ ઉડચો. ૭૭

રાવણ—અહોહો ઘણોજ પ્રમાદ ! ! વાનરોનુ પ્રપંચથી યુદ્ધ કરવું તે કુંભકર્ણે ન જાણ્યું.

કંકાલક—એ સુગ્રીવ, કુંભકર્ણને કૂબડો બનાવી ગગનમાં ઉડતો તપસ્વીની સમિપમાંજ ગયો.

કુરંકક—વાનરેંદ્રની ચપળતાથી કોપિત બનેલો કુંભકર્ણ યુદ્ધ ભૂમિનેજ શરણે થવું એમ માની, લંકાપુરીના દરવાજા આગળથી રણભૂમિમાં ચાલ્યો અને સર્વ સેનાથી વીંટાયેલો પોતે તપસ્વીજ તેના સ્હામો થયો.

કંકાલક—સ્હામે આવીને વાનર સેનાપતિઓએ તેને ઘેરી લીધો. જાંબુવાન મણિમાન મહામુખ દુઃસહ વિગેરે રીંછરાજો સ્હામાં ઉભા, ગયગવય ગવાક્ષ કટાક્ષ એ મુખ્ય વાનર વીરો પાછળ રહ્યા, દધિમુખ દરિમુખ દુર્મુખ આદિ કપિંદ્રો ડાબી બાજુ થયા, અને સરભ કેસરી કિશોર ઇત્યાદિ જમણી પાસે રહીને કુદાકુદ કરવા લાગ્યા.

રાવણ—આનુ નામ “ [1]પન્નગ પિપીલિકા ન્યાય. ”

કંકાલક—ત્યાર પછી મુદ્ગરોનાં મારથી રીંછડાંઓને મૂર્છિત કરતો, અડચણ વગર માંકડાંઓને ગળતો, અને વાનરસેનાઓના નિવાસોને ભાગી નાંખતો, તે તપસ્વીના સન્મુખ ચાલ્યો. મૂર્છાથી મુક્ત થયેલા વાનરોએ ચારે દિશાએ ઓળંધાતો, ઘણુંજ ક્રોધમાં અંધ બનવાને લીધે એણે પોતાના સમીપ રહેલા રાક્ષસ પરિજન સહિત અનેક કપિઓને કોળીયા કરી કરી ગળવા માંડયાં.

[ નેપથ્યમાં ]

દેવ ! દશરથનંદન ! વાનરોને વારે ધાવ; વારે ધાવ;

---

૧ ઝાઝી કીડીઓ સાપને તાણે તેવું.

### શાર્દૂલવિક્રીડિત.

ચૂરે દિગ્ગજકુંભને ચપટિમાં, ભાગે વળી કાળના
પાડાનાં પણ શીંગડાં દુખદઇ ધારે મહા મુદ્દ્ગળ
પીધે લોહિધણું મદોદ્ધત બની રજ્જાડતો જેવીઓ
ખાયે છે પરને તથા સ્વજનને લંકેશનો બંધુ તો ૭૮

રાવણ—અહો, વત્સ કુંભકર્ણનો અસતોષ અને નિશ્ચય જબર છે!!

કરકક—દેવ ! પણછ ખેંચી ધનુષ નમાવતો દશરથ પુત્ર કુંભકર્ણના સન્મુખ આવ્યો, અને કુંભકર્ણે પણ મહા મુદ્દ્ગળથી શોભિત બહુ વિશાળ બાહુ તપસ્વીનો વધ કરવા ઉચો કર્યો.

રાવણ—મ્હારો વત્સ યુદ્ધમાં પાછી પાની કરે તેવો નથી;

કરંકક—હાય !! હાય !! મહાન્ કષ્ટ થયુ !!

### વસંતતિલકા.

આકાશમા ભુજ ગયો રિપુ નાશવા જે
મત્તસ્રીનાં તિલક કર્મ વિષે પ્રવીણ
તે રામના શરવડે [1] મણિબંધમાંથી
છેદાઇ મુદ્દ્ગળ સમેત પડ્યો ધરામા ૯

કંકાલક—કાડાંની માફક એ'નો બાહુદંડ પણ ખડિત કર્યો,

રાવણ—[ રડતા ]

### વસંતતિલકા.

મૂર્ચ્છા પડેલ કપિના રૂધિરે લીંપેલો
દિગ્ હસ્તિ–દતમય કંકણથી લસેલો
બાહુ ભયકર સુબંધુતણો સમૂળો
હા ! હા ! મનુષ્ય શરથી ઝપટે હણાયો ૮૦

[ મૂર્ચ્છા પામે છે ]

કરંકક—દેવ ! શાંત થાવ; ડાબા હાથમા મુદ્દ્ગળને ગ્રહણ કરતો ઘણો જ પરાક્રમી તમારો કનિષ્ઠ બંધુ રામને આક્રમણ કરે છે [ રાવણ કંઇક ઉઠીને જુવે છે ]

**[ નેપથ્યમાં ]**

---

૧. કાંડામાથી.

વસંતતિલકા.

એ અર્ધચંદ્ર સરખા શરથી હણાતું
જે પૂર્વે કોપ થકી ગાલવિષેજ રાતું
ને રામમાં અચલ દૃષ્ટિ નતભ્રૂવાળું
બંધુતું ઓઠ દસતું પડતું જ માથુ ૮૧

[ સર્વે જણ ક્ષોભ પામે છે ]

[ ફરીથી નેપથ્યમાં ]

શાર્દૂલવિક્રીડિત.

રે રે રાક્ષસવીર ! શીર શરથી કઠેજ ભેદાયલુ
નિદ્રાળુ વિધિપૌત્ર કેરૂં પડતું હાઢોથી બ્હીહામણું
ચૂરાશે કપિયૂથ એમ ભયથી આકાશમાંથી લઇ
ફેંક્યું મારૂતિએ સમુદ્ર મહિ તે જોયુ સુરોએ જઇ ૮૨

રાવણ—હાય ! ! હાય ! ! બાપુ ! દશકઠે ત્હને કેવી દશામાં આણી મૂક્યો

[ નેપથ્યમાં ]

સ્રગ્ધરા.

દેવો ! સર્વે વિમાનો દુર બહુ કરજો દૂર હો સૂર્યદેવ !
સર્વે હે વાનરેન્દ્રો ! રણ પરથી ખસો રાક્ષસો ! સર્વે તેમ
વેગે કંપત કાળા ગિરિસમ સહુને પૂર્ણ આશ્ચર્ય દેતું
લંકાને દુઃખ હેતુ ધડ ગગન થકી આ પડે દૈત્ય કેરૂં ૮૩

રાવણ—[ શોક પૂર્વક ]

સ્રગ્ધરા

અર્ધા[1]યજ્ઞોપવીતે હજુ ન ભય તજે શેષ ત્હેં ખેંચીયો તે
ગૌરીના સિંહને દિગ્ગજ સહ લઢતા ત્હેં કર્યું સાભરે છે
મેરૂ ઉંચો કર્યો ત્યાં સુર ગણ સ્વવતા મિષ્ટ વેણે મૂક્યો ત્હેં
મ્હારાં નેત્રો સમીપે તુજ ચરિત બધાં ચિત્ર જેવાં રહ્યાં છે ૮૪

[ એમ કહી રડે છે ]

[ જમણી તરફ ]

સુમુખ—આ વળિ બીજો “ દાઝયા ઉપર ડામ ”

---

૧ જનોઇ

**સ્રગ્ધરા.**

ખેંચીને કાન સુધી ઉર્ધ્વ શરઆર્ણોમાં સ્થાપીયા [1]શૂલધારી
જે છે ભીમાકૃતિએ બહુ કુહ કુહતા ઘોરથી અટ્ટહાસી
આરાધ્યા લક્ષ્મણે તે પ્રસરત અહકા ભૂત ટોળે પ્રચંડ
શંભુનાં મુખથીરે પ્રગટ અનળથી તે બળ્યો મેઘનાદ ૮૫

( રાવણ મૂર્છા પામે છે. સર્વે યથોચિત ઉપચાર કરે છે )

રાવણ—[ મૂર્છાનો ભંગ જણાવી ]

**શાર્દુલવિક્રીડિત.**

સૂઓ ઇંદ્ર હવે ધણી ઉંઘથકી ઘેરાયલાં લોચને
થાઓ દિવ્ય તરૂ તણાં ફુલ બધાં દેવોપયોગી હવે
દેવોનાં વળી બંધનો છૂટી જજો પ્હોંચ્યો તું જે સ્થાનમાં
બેટા ! ના મુખડાં વડે વદીં શકુ તેવા યમદ્વારમાં ૮૬

[ કળકળાટ સહ રડીને ] ઓ હો સેવકો ! મંદોદરીને જોવા ઇચ્છું છું. ( સર્વે ફરી જાય છે )

॥ वीरविलासो नाम नवमोऽङ्कः समाप्तः ॥



[1] ત્રિશૂળ ધારનાર શંકર.

# ॥ નવમાંऽङ्कः ॥

[ ત્યારપછી યમપુરૂષ પ્રવેશ કરે છે ]

**યમપુરૂષ**—તે પૂજ્ય મહિષવાહન સર્વ દેહધારીઓને વિનાશ કરનાર યમરાજનો વિશ્વને વિસ્મય પમાડે તેવો પ્રભાવ છે.

**વસંતતિલકા.**

નિત્ય પ્રફુલ્લ કમલોપર બેસનારા
સ્વેચ્છાર્થી ચૌદ જગને પ્રગટાવનારા
વેદો તણાં કવિ શુ ! એ સ્વયમેવ બ્રહ્મા
તેનોય જીવ હરતા યમદેવતા આ ૧

[ આસપાસ ફરી જોઇ ] અહો ! ! રાક્ષસેશ્વર વીર શિરોમણિ રાવણનુ ઘણું જ અસ્ખલિત શાસન છે. મ્હને સ્વર્ગ મૃત્યુ પાતાળ એ ત્રણે લોકને નિયમ રાખનાર યમરાજે પણ એકાંતમાં બોલાવી આજ્ઞા કરી છે કે "હમોએ ગરૂડની આકૃતિવાળા રથનું વાહન રઘુનંદન સમને સંગ્રામમાં જયસાધન માટે કર્યું છે. તો હમણાં, શૂરવીર રામચંદ્રને રાવણ સાથે દ્વંદ્વયુદ્ધ શરૂ થશે એમ મનાય છે. તો તમારા લોક વ્યવહારના ચોપડામાંથી લંકાના લોકોનો લેખ ઉતારી લાવો, જેથી જાણીયે કે—

**અનુષ્ટુપ્**

કો'નો ક્યારેજ કો'નાથી નાશ લંકા-નિવાસિનો
કેવો થાશે વળી નાશ રામથી દશકંઠનો ૨

એટલે તેજ સમયે ચારણોથી મહાપરાક્રમની પ્રશસા કરાતા હમો, પુત્રદર્શનમાં ઉત્સુક દિવ્યરૂપધારી દશરથ સાથે રણરંગભૂમિમાં ઉતરીયે. એમ આજ્ઞાપૂર્વક ઇંદ્રદેવે જણાવ્યુ છે. તો મ્હારી આજ્ઞાથી લોકકર્મના ચોપડા લખનાર ચિત્રગુપ્તને કહે કે લંકાનો લેખ ઉતારી ઇંદ્રરાયને સંભળાવવા આપે" માટે હવે ચિત્રગુપ્ત પાસે જઉં છું [ પરિક્રમણ કરી ] 'અહો દશાનન પરાક્રમમાં સર્વોપરિ છે.

**અનુષ્ટુપ્**

જોતામા ઇંદ્રના નેત્રો હજારો સાંકડાં થતા
કાળનો દંડ તો એને સાકડો પણ કંઠમાં ૩

વળી

**માલિની.**

અતિ સખત વિધિના દડને લેઇને ત્યા
સરવ જગજનોને મારતો કાળ જાતાં
પણ રણધરણીને પામતામાં મહીષ
ખુરથી ખણી ધરાને કંપતો ચિત્રકાય ૪

તો એ...પેલા...ચિત્રગુપ્ત છે [ ચિત્રગુપ્ત પ્રવેશ કરે છે ]

**ચિત્રગુપ્ત**—[ અગભગ બતાવી ]

**વંશસ્થ.**

શ્રીરામના સેવકથી હરાતા
હમેશ રે રાક્ષસમડલોના
વિનાશ વિસ્તાર લખેજ મ્હારી
ભુજા બની આ જડ આગળાંની. ૫

**યમપુરૂષ**—[ પાસે આવી કાનમા ] આમ આમ;

**ચિત્રગુપ્ત**—જેવી સ્વામીની આજ્ઞા. આ આપુ છુ. [ ચોપડામાંથી લેખ ઉતારી ] કોઇક છાનોમાનો મત્ત બનેલો આ વાત સાંભળી ફોડે નહિ, માટે ખાતરી કરવા તેને તુ વાચીજો [ પુરૂષ વાંચે છે ]

**અનુષ્ટુપ્**

સત્યેયુગ ગયે કાળ ત્રેતાનાં આદિ વર્ષમાં
કાર્તિકે કૃષ્ણપક્ષે તો પ્હેલે દિવસ યોગમા. ૬
રામ આસક્ત સુગ્રીવ તેનાં વાનરસૈન્યથી
અલકાર સમી લંકા ઘેરી ત્યાં જલધિ સુધી. ૭
ધૂમ્રાક્ષ ક્રોધધૂમ્રાક્ષી ને અકપી અકપને
હણ્યો અજન શા કાળા મહા અંજનિનદને ૮
દીર્ઘ હસ્ત નીલે માર્યો ઝપટેથી પ્રહસ્તને
બે ભાગે કરીયો રામે કુંભકર્ણ બીજે દિને ૯
[1] અગદી અંગદે અત નરાતક તણો કર્યો
દેવાંતકતણો અંત તેમ મારૂતિએ કર્યો. ૧૦
રૂષભે તો મહાપાર્શ્વ [2] પાર્શ્વે પીડા કરી હણ્યો
સૌમિત્રિએ ત્રીજે દીને અતિકાય વિદારીયો. ૧૧

---

૧ બાજુબધને ધારણ કરનાર ૨ પડખામા.

કુંભકર્ણ તણા પુત્ર દંભી કુંભ નિકુંભને
વાનરેંદ્ર હનૂમાને હણ્યા બે જણને અને ૧૨
મકરાક્ષ ખરાત્માને કમલાક્ષ ખરારિએ
ગુણ આરામ રામે રે રોળીયા બળીયા બળે. ૧૩
મેધનાદ મહાનાદ વીરમારણ તીરથી
પછાડ્યો સિંહ જેવાને બધુ પ્રેમાળ લક્ષ્મણે. ૧૪
મહોદર વિરૂપાક્ષ વિરૂપાક્ષ મહોદર
ચતુરે સુગ્રીવે ચોથે દિને ચૂંથ્યા મહારણે. ૧૫
યુદ્ધે અજીત રાજીત ઘણાં વીરગણે રણે
કરે યુદ્ધ મહા ઘોર મર્મભેદી શરો વડે. ૧૬
દશકંઠ ધૃતોત્કંઠા રામથી શસ્ત્ર હામથી
પચમે દિન [1]પંચત્વ પામશે એ પ્રયાસથી. ૧૭

**ચિત્રગુપ્ત**—તો તું કહ્યા પ્રમાણે ભગવાન યમરાજની પાસે જા કે તે સ્વામી ઇંદ્રદેવની આજ્ઞા પ્રમાણે વર્તન કરે [ એમ કહી બન્ને જણ જાય છે ]

॥ इति विष्कंभक ॥

[ ત્યાર પછી ઇંદ્ર દશરથ તથા ચારણનુ જોડું પ્રવેશ કરે છે ]

**ચારણ**—આર્ય માતલે ! સર્વ દાનવોની નગરીઓને અતિક્રમણ કરતો, બહુજ જોવાના કૌતુકથી લોકોના લોચનોની પાંપણોને ઉંચી રાખતો, ઐરાવત હાથીનાં ચિહ્નવાળી ધ્વજાને ધારણ કરતો, ગગનમાં ચાલવાના વેગથી જડેલા માણેકોને ચલિત બનાવતો, ઘૂઘરીઓના ધમકારને પ્રગટતો ઇંદ્રનો રથ અહિં સ્થાપન કરો. આ તો દેવ અને દાનવોની સગ્રામ ભૂમિને ભૂલાવી નાંખે તેવી રામ રાવણની રણભૂમિ છે. [ સર્વે જણ રથ વેગ બતાવે છે. ]

**દશરથ**—ભગવન્ દેવેંદ્ર ! આણી તરફ કૃપા કરી નજર કરો,

**માલિની.**

[2]સહલત ખીલતા તાપિચ્છ ગુચ્છા સમાન
રણમહિ ઉતર્યો આ કાર્મુકી રામભદ્ર
વળિ દશમુખ આ છે મેઘ કાંતિથી રૂડો
ધનુષ અતિ અફાળી બાણને જોજનારો. ૧૮

---

૧ મૃત્યુ, પાંચ તત્વમાં ભળી જવુ તે. ૨ લતા સહિત એવા.

[ આકાશ તરફ કાન ધરી ] વેગથી હૃદયના હર્ષને પ્રકાશતો રામભદ્ર શુ કહે છે !

**શાર્દૂલવિક્રીડિત.**

" રે લંકેશ્વર ! આપ તું જનકજા યાચે સ્વયં રામ આ
શુ ત્હારી ફ્રરતી મતિ ધરનીતિ શુ ટેવ અદ્યાપિ આ !
જોના તો ખર દૂષણ ત્રિશિરનાં લોહીથી લેપાયલું
મ્હારૂં બાણ સહી શકે ન ધનુની દોરીથી જોડાયલું." ૧૯

**પુરંદર**—પૃથ્વીંદ્ર ! કેટલાકજ વર્ષનો આ બાળક રામભદ્ર, ઠરેલ વયોવૃદ્ધ મનુષ્યથી વદાતાં વચનો જેવું બોલતાં શીખ્યો છે.

**દશરથ**—[ સવિનય ] દેવ ! આપના અનુગ્રહનોજ એ પ્રભાવ, જે લોહ ધાતુ ઝરે છે એ લોહમણિનોજ પ્રતાપ છે. [ આકાશ તરફ કાન ધરી ] રાક્ષસેશ્વર શુ કહે છે ? " રે રે જેની રામાનું ભુજદંડની પ્રચડતાએ હરણ થયુ છે તેવા હે નિર્લજ રામ ! ત્હારો પૂર્વજ અનરણ્ય પણ મ્હારા પરાક્રમને નહોતો સહી શકયો. એટલે મ્હેં,—

**ગીતિ**

મદજળમાં લપટ બહુ, ભ્રમરાને જયમ મરાય ગજપતિથી
ત્યમ અતિ વૈભવશાલી અનરણ્યકને હણ્યો થાપટથી. ૨૦

તો તેવા અનરણ્ય-કુલના હે છોકરા !

**સ્રગ્ધરા**

વિષ્ણુનું ચક્ર હુમા કુપિત યુવતિના કુડળોનો પ્રહાર
મ્હારી ખાંધે તુટાયો તડ દઇ બિસનો દંડ શો કાળ દંડ
તેજસ્વી વજ્ર છાતીપર થયુ રમણી-હારના માર જેમ
ત્હારા તો બાણ મ્હારા કઠણ શરીરમા કામના બાણ જેમ ૨૧

**પુરંદર**—અહો, રામ અને રાવણનાં વચન ચાતુર્યમા મોટુ અતર છે અથવા " ઠરેલ બુદ્ધિ પુરૂષને મોટો બનાવે છે તેવું વય મોટો બનાવતું નથી "

**ચારણ**—( આકાશ તરફ કાન ધરી ) રામભદ્ર શું બોલ્યો ? " ત્યારે તો કામ બાણ સમાન આ બાણને સહન કર. "

**ચારણી**—( ગભરાતાં પ્રણામ કરી ) ભગવન્ પુરદર ! આમ આમ ખીલેલાં કમળ વનના જેવી દૃષ્ટિઓ નાખો, પહેલાં ધનુષ દંડનાં મંડળ-

માંથી પ્રલય સમયના કેતુદંડ સમાન બાણ, અને પછી દશરથ નંદનનાં વદનમાંથી વાણી નીસરી ભગવન્ ઇંદ્રાણીનાથ ! પૂર્વે નહિ સાભળેલું નહિ જોયેલું રામચદ્રનુ ચરિત્ર છે. હમણા મંદોદરીને ચુંબન કરતાં ભૂસાયેલા તિલકવાળા દશકંઠના લલાટમાં વિજય ધ્વજાનાં દંડ જેવું બાણ માર્યું.

**ચારણ**—સુંદરિ ! સુંદર દૃષ્ટિવાળી છે,

શાર્દૂલવિક્રીડિત.

જેમાં શંકર અંબિકાપતિ ધરે ત્રીજા મહા નેત્રને
રાજાઓ નમતાં કરે તિલક જ્યાં ગોરોચના ચદને
ક્રોધે જ્યાં ભ્રકુટિ કુટીલ બનતી ત્રિભંગ રૂપે અને
રામે ત્યાં શર ફેંકીયો પ્રથમમાં તે ઇંદ્રના શત્રુને ૨૨

**ચારણી**—હા ધિક્ ! ! હા ધિક ! ! મુવા રાવણે પણ રૂડા કમળના જેવા સુંદર રામની શૈલ શિલાના જેવી વિશાળ છાતીમાં કાળની દાઢ જેવું કઠણ બાણ માર્યું.

**દશરથ**—કોણ છે રે કોણ ? ધનુષ, ધનુષ, ઇંદ્રદેવે કૃપા કરી મિત્ર કરેલો આ દશરથ છતાંયે રાવણ રામભદ્રને મારનાર કોણ !

**પુરંદર**—સખા દશરથ ! આ તો દ્વંદ્વયુદ્ધ છે માટે ક્ષાત્ર ધર્મને તેમ દ્વંદ્વ યુદ્ધ ન હોય તોપણ દેવ બનેલાઓને શસ્ત્ર ગ્રહણ કરવું ઉચિત નથી.

**દશરથ**—ત્યારે કહો, પૂજ્ય ! હવે શુ કરવું ?

**પુરંદર**—અહિં શુ કરવુ અથવા શુ ન કરવું, તે રઘુવર રામચદ્રજ જાણે.

**ચારણ**—

વસંતતિલકા

સીતા તણાં મદનની સુખરૂપ ત્યા
મારીચ રત્ન મૃગનુ ગ્રહ્યુ ચામડુ જ્યાં
જ્યારે ઘણા સમયથી તજી હારમાળ
ને જે શિલાસમ કઠોર ઘણું વિશાળ
તે રામનાં હૃદયમા વળિ રાવણે રે
નાંખ્યો કઠોર શરને ઝટ આ સમે રે ૨૩

**દશરથ**—કેમ રે રાવણ ! તું ચતુર છે એકજ બાણથી રામને અને દશરથને હૃદયમા વીંધ્યા.

ચારણ—

**વસંતતિલકા.**

મંદોદરીકુચનું કુંકુમ ચોંટીયું જ્યાં
જ્યાં વજ્ર ઘાવ કણુ તો અદકા પડેલા
લંકેશનાં હૃદયમાં પણ આપ પુત્રે
મારીચ પ્રાણહર બાણ જ મારીયુંરે ૨૪

ચારણી—[ ચમકતી ] કા'ન પર્યંત ખેંચેલા ધનુષ મંડળમાંથી નીકળતી બાણની ધારાઓવડે સમગ્ર જગતને ખીચોખીચ ભરી નાંખે તેવો રામ રાવણનો સમરસમારંભ થાય છે. અહહહ ! શું લક્ષ્મણના મોટા બંધુ દશરથ પુત્ર રામભદ્રની ધનુર્વિદ્યામાં કુશળતા ! કે જેનાં બાણો રથધ્વજની પેલી પાર જઇ રહ્યાં છે.

પુરંદર—સખા મહી મહારાજ ! આ રામની બાણવિદ્યાની છટાથી તો, આજ મ્હને ત્રિપુરનો નાશ કરનાર શંકર સાભરે છે.

દશરથ—[ રાવણ જોઇ ] કેમરે ! રામભદ્રના પરાક્રમથી પ્રસન્ન થયેલા આપ મહેંદ્ર ઉપર પણ દશકંઠ કોપ કરે છે, [ આકાશ તરફ કાન ધરી ] રાવણ શું બોલ્યો ?

**મંદાક્રાંતા.**

" જે સંગ્રામે સ્મરણ કર તું તે સમો જે મુકાવા—
ઇંદ્રાણીએ મુજ સમિપ તુ નાથની માગી ભીક્ષા
છો બોલાતો અધમસમ વા લોકથી રાક્ષસેંદ્ર
જેના હાથે ગરવ વિષની ઔષધી ચંદ્રહાસ ૨૫

અરેરે ! ! પીળા વાળયુક્ત બાહુવાળા અહલ્યાજાર !

**શાર્દૂલવિક્રીડિત.**

બાણોને પડતા રથધ્વજવિષે શ્રીરામનાં નામના
જોતા ઇંદ્ર ! હજાર આખ ખીલતી રે કેમ તો હર્ષમાં !
માગ્યુ તાપસ કાર્મોનુ અણુધનુ કાપી તડાકે રણે
નાખે રાવણ આ પ્રભાત તુજને કારાગ્રહી બંધને " ૨૬

દશરથ—[ ફરીથી આકાશ તરફ કાન ધરી ] મ્હારો વત્સ રામભદ્ર શું કહે છે ? " વાળીના બાળમિત્ર ! પુલસ્ત્ય પુત્ર ! ત્હારા જેવા મહાન્ વીરોથી પરાક્રમી પુરૂષોના નિયમો ચાલી રહ્યા છે. તો આ દ્વંદ્વ યુદ્ધમા બીજાની જોડે વૈર બાધી બીજાની સાથે કેમ ક્રોધ કરે છે ?

મ્હારી સાથેજ યુદ્ધ કર, કે અવળે માર્ગે જનાર ત્હને આ ક્ષત્રિય દશરથ પુત્ર શિક્ષા કરે." (વિચારી) ત્યારે રાવણે શુ કહ્યુ ?" માનવીપુત્ર ! આ એ અક્ષત્રિય રાવણ અને તે તું ક્ષત્રિય રામ, તો જો કયો શિક્ષા આપે છે અને કયો શિક્ષા પામે છે." રામે શુ કહ્યું "રે હો રાક્ષસી પુત્ર ! આ એ ક્ષત્રિય રામ અને તે તું અક્ષત્રિય રાવણ, તો જો કયો શિક્ષા કરે છે અને કયો શિક્ષા પામે છે."

**ચારણ**—(જોઇને) ક્રોધથી ગર્વ કરતા રામ રાવણે તો પરસ્પર પુષ્કળ બાણુની વૃષ્ટિ કરી યુદ્ધનો આરંભ કર્યો

**ચારણી**—[ચમત્કારેથી] દેવેશ્વર ! મહાભયંકર યુદ્ધ ચાલ્યુ, જેથી દૃઢ રીતે ધ્વજાઓને તોડી પાડતાં, ઉંચી નીચી ધુસરીઓને ભાંગી નાખતા, તત્કાળ રથનાં અવયવોને ખડન કરતાં, મારવાની વિચિત્રતાએ રાશોને પકડવાનાં સ્થાનોને નાશ કરતા, ન ચાલી શકતા ચક્રોનાં વાકાં ચૂકા ચલનને પણ રોકતાં, ઉદ્ધત રીતે લાંબા લાબાં પ્રમાણુવાળાં બાણો ચાલી રહ્યાં છે, તથા પક્ષોના ટોળાંઓને આમ તેમ પાડતાં, ચારણ લોકોને ગગનમા ચાલવાનું બધ કરતા, વિદ્યાધરોના સુદર વિહારોને મદ કરતાં, વેગથી દેવતાઓની ગતિને રોકી દેતા, ભય પામતા ભુજગોને વિશાળ દરોમાં પેસાડી દેતાં, ગંધર્વોને નિર્દય રીતે દુઃખ આપતાં, સિદ્ધ લોકોનાં થોકને સ્થાનથી ચલિત કરતાં, અને આકાશમાં ઉડતા વિહગોનાં સમૂહોને ત્રાસ આપતાં, તેમના બાણો ક્યા ક્યા નથી પ્રસરતા ?

**ચારણ**—[બરોબર તપાસી] બ્રહ્મા અને સૂર્યના કુળમા તિલકરૂપ તે બન્નેની ધનુષ ચઢાવવા સબંધી હાથની છટામા મોટુ અતર છે, જુઓ.

**માલિની**

દશ ધનુષવડેરે રામનાં મ્હોં શશીમા
દશ શર વરસાવે રાક્ષસોનો પતિ આ
પણ દશ શર સાંધી એક કોદડધારી
દશ મુખ હણતો એ રામ લંકેશ કેરા　　૨૭

અને વળિ દેવ શ્રેષ્ઠ ! અહિં પણ કામી પુરૂષનું અનુરાગપણું સહજ ગુણલાભના લોભથી દોષને પણ ગ્રહણ કરે છે. તેમ જ.

સ્રગ્ધરા.

સીતાએ ચંદનો જ્યાં કર કમલવડે નાંખ્યોયા તેજ બાણો
રામે ફેંકેલ છાતીપર ગ્રહણ કરે કામઅંધો દશાસ્ય
તે એ તો હાર રૂપી કવચ પર પડી હર્ષથી પેઠાં એમાં
કાઢે છે સ્વેદ વારિ પુલક પ્રગટતાં ભાગ્યનો ગર્વ દેતાં ૨૮

[ આકાશ તરફ કાન ધરી ] સશય અને ક્રોધ યુક્ત બની રામે શુ કહ્યું ? " કેવળ સામાન્ય બાણ વૃષ્ટિથી ન મારતાં એને જ્યાંસુધીમાં જાનકીનાં સ્પર્શથી આદર કરવા યોગ્ય બાણોમાં રૂંવાડા રૂપ આચ્છાદન ન છૂટે ત્યાંસુધીમાં વિશ્વામિત્રે ભણાવેલા દિવ્યાસ્ત્રોથી એની સાથે યુદ્ધ કરૂં. "

ચારણી—[ ચમકતાં ] મૂળથી કે ઉપર સુધી પ્રસરતા તણખાઓએ વ્યાપેલી જવાળાઓથી ગળી જતી હિમની શેરીઓ જેવી ગંગા ચંદ્રભાગા આદિ નદીઓએ પૂરી નાખેલા શિખરોથી ભીનો બનેલો કુબેરે નિવાસ કરાયલી ઉત્તર દિશામાં રહેલો હિમાલય બન્યો છે. પુષ્કળ તાપથી ગળતા શેલારસનાં ઝરણોએ ચરણોમાં દાઝવાથી આક્રંદ કરતા હાથીઓના પ્રવેશથી વલોવેલા પ્રવાહોનાં વારિવડે હણાયેલાં તટોથી પડતા પથરાઓના વિસ્તારથી ઉત્પન્ન થયેલા શબ્દોએ મોટી મોટી ગુફાઓને પૂરી દેતો વિંધ્યગિરિ છે સિમ સિમ ધ્વનિ કરતા અત્યત તાપે બહુ ચદન તરૂઓ ઉપરથી સરી પડતા સર્પોનાં શરીરોએ ભરાઇ ગયેલી તામ્રપર્ણીના પ્રવાહમા ભય પામતી માછલીઓનાં મુખથી નીકળતાં મોતીઓએ યુક્ત તામ્રપર્ણી નદીના પવને ભાગેલા મધ્ય ભાગના વિસ્તારથી પૃથ્વીના દક્ષિણ ભાગને શોભાવતો મલયાચલ છે. બળતા અગ્નિના સતાપથી કોપિત થયેલી મહામુનિ અગસ્ત્યની પત્ની લોપામુદ્રાએ નાંખેલી દૃષ્ટિઓની છટાઓથી સકોચ પામતા ચચળ ભીલોએ દુઃખથી લીધેલાં માણેક મણિઓ વડે કંપતા લતાગૃહોનાં મધ્યભાગોમાં અગ્નિના ખડાને નિશ્ચય કરતાં વિદ્યાધરોનાં જોડાંઓને મોહ ઉપજાવતો રોહણપર્વત છે. તો આ બધુ શુ થાય છે?

પુરંદર—રાવણને દમન કરવા ઉદ્યોગી રામચદ્રે આગ્નેયાસ્ત્રનુ આવાહન કર્યુ છે. તેથી

રથોદ્ધતા.

રાઘવે ધનુષ ખેંચતાં મહા
બાણ તો બહુ પડે જહાં જહાં
ત્યાંહિ ત્યાં જલધિનાં જળો વિષે
થાય છે પ્રગટ વાડવાગ્નિરે. ૨૯

અને

સ્ત્રગ્ધરા.

રામે મારેલ બાણે ધનુષથી ઝરતી ઝાળ વિસ્તાર પામ્યે
દાવાગ્નિ સદ્ય થાયે મણિમય ફુલડાં યુક્ત કલ્પદ્રુમોને
પાષાણો તીવ્ર ધારે અધિક વરસતા મેઘ દુઃખે રડે છે
સોનું મેરૂ તણું તો દ્રવિત થઇ સરે સાગરોમાં વળીરે. ૩૦

ચારણ—[ આકાશ તરફ કાન ધરી ] રાવણ શુ વદે છે ? રામ દિવ્યાસ્ત્રથી લઢવા મંડયો તો હું પણ દિવ્યાસ્ત્રનો આરંભ કરૂં અથવા

મંદાક્રાંતા.

આગ્નેયાસ્ત્રે હૃદય ધગતું, હાય ! મેઘાસ્ત્રથી આ
આંસુધારા, પવનશરથી નીસરે શ્વાસ મ્હારા
તો સીતાથી અસુર પતિ મ્હેં રે'સહ્યું શુ ન પ્રેમે !
દિવ્યાસ્ત્રોએ અવર નપસી આ કરી શુ શકેજ ! ૩૧

ચારણી—વૃક્ષોના રાજા પારિજાતને મૂળથી ઉખાડતા, પુષ્કળ ઝાડોનાં ઝુંડને ઝૂલાવતા,; સંતાનતરૂઓની પક્તિઓને તોડતા, મંદારદ્રુમોને અદકું મર્દન કરતા, નંદનવનનાં ચંદનતરૂઓને ઉપાડતા, અને સાતે લોકના નાશનો વિચાર કરતા આ પવનો વહી રહ્યા છે.

પુરંદર—મ્હારૂં આમ માનવું છે કે, આગ્નેયાસ્ત્રને ન સહન કરતા સર્વલોકને સહાર કરવામાં વહ્નિ અને વાયુનો સયોગ યોગ્ય છે એમ સમજી રાક્ષસરાજે પવનાસ્ત્ર બાણ છોડયુ છે.

સ્ત્રગ્ધરા.

દેવોનાં રે વિમાનો દશ દિશ ફરતા તોડી ત્યાંની ધ્વજાઓ
શાખાઓમાંથી ભાંગે અમર ભ્રમરથી શોભિતાં સ્વર્ગવૃક્ષો
*સેનાની–મોરનાં તો ભૂષણ સમ બધા પિચ્છને છેદતો એ
વાયે છે વાયુ ગાઢો ઉદધિતટ તણાં ઝાડ ઉખાડતો રે ૩૨

* કાર્તિક સ્વામીનું વાહન મોર તેના

**ચારણી**—કેમ આ, કોમળ કાંતિમાન કાળા મણિ સમાન સુંદર કાળી કાંતિ વાળા વાદળાંથી ગગનમંડળ આચ્છાદિત થાય છે! મધુર કેકારવની ઉત્કંઠાએ વ્યગ્ર કંઠવાળી મોરની મંડળીઓએ તાંડવ નૃત્યના આડંબરનો ત્યાગ કરાય છે! બિસતંતુના દાંડા જેવી ધોળી સર્વ બ્રહ્માંડને મંડિત કરતી પાણીની ધારાઓ ખીચોખીચ પડે છે! દૃઢ રીતે પ્રકાશમાન વાંસડાઓના અંકુરો સમાન મોટા ગજરાજો હોય તેવા ધાર ધાર શબ્દો કરી ધડધડતા, ગંભીર ભેરીનાદ સરખા પ્રચંડ નાદો કરતા મેઘોથી ગર્જના કરાય છે!

**પુરંદર**—પવનથી પ્રદીપ્ત થયેલા પાવકઅસ્ત્રની શાંતિ સારૂ રામે મેઘાસ્ત્ર મુકેલું છે. તેથી—

[1]રાગ ખમાચ

મેઘ ગડ ગડ બહુ વરસતા રે ધ્રુવ૦
તેલ નાખે સરસ [2]આંધ્રનારી તણી
કેશ રચના સમાં શ્યામળા રે— મેઘ૦
ઇંદ્રધનુ સમલલિત નેતરોએ સહિત
ચાતકોથી જળ પીવાય જયા રે મેઘ૦
કેતકીના કુસુમ કંઇક વિકસાવતા
મોરને નૃત્ય વળિ આપતા રે મેઘ૦
કમલ ફુલ દુભવતા ગગન ઉંચે જતા
સર્વ આ જગતને ઢાંકતારે મેઘ૦ ૩૩

વળિ

અનુષ્ટુપ.

ભૂમિની વ્યોમની માપ—યષ્ટિ શા ક્રમ ધારતા
જળધારાવડે ડૂબ્યુ જગ આ શુ સમુદ્રમા ૩૪

**ચારણી**—દેવ! જુઓ, પરસ્પર જળના હાથીઓને યુદ્ધ કરાવતા, તરંગ વિહાર કરવા પર્વત પક્ષીઓને ઉઠાવતા, દેવેંદ્રના ઉચ્ચશ્રવા (અશ્વ) સરખા અશ્વને જણાવતા બાકી રહેલા અમૃતને પ્રકાશ કરતા, દેવતરૂઓના ક્યારાઓને બતાવતા, નારાયણના વરાહ અવતારે ઉદ્ધારેલી ધરણીના ડૂબવાના પ્રદેશને દર્શાવતા, કૌસ્તુભમણિની જાતના મણિઓ વડે પાતાળના [3]પંકને પૂરી દેતા, લક્ષ્મીની બાળલીલાના

૧ બીજા રાગો પણ ગવાય છે (૨) આંધ્ર દેશમા રહેનારી સ્ત્રીઓ. (૩) કાદવને.

સ્થાનોને પ્રગટ કરતા, શંખાસુરની જનની શખિનીઓએ યુક્ત વિષ્ણુ કચ્છપાવતારના કાચબબાળકોને આકુળ વ્યાકુળ કરતા, લક્ષ્મીપતિની નિદ્રા માટે મર્દન કરાતા શય્યારૂપ શેષનાગ વડે શોભતા, હરિ મચ્છાવતારના વશના મહા મચ્છોવડે તિમિંગલમચ્છોને ગળાવતા સમુદ્રો આ સઘળા ભુવનને અત્યંત ભરી નાંખે છે.

પુરંદર—ન સહન થાય તેવું મેઘાસ્ત્રને મારી ત્રિભુવનના મધ્યની મહા ગુફાઓને ડૂબાવી દેવા જલથી જલ મિશ્ર કરી જલ પ્રલય કરવા સમુદ્રાસ્ત્ર બાણનો પ્રયોગ પુલસ્ત્ય પુત્ર રાવણે કર્યો છે.

સ્રગ્ધરા.

વિસ્તારી જવાળમાળા ગજ મચ્છ ગળતા વાડવાગ્નિ કરે જે
હા ! શબ્દે રાક્ષસીના ભયથી વળિ જતી છીપ મોતી વછોડે
પક્ષી શૈલોવડે તો જળધિ ઉછળતા પાંખથી તાડતાંમાં
ડૂબાડે છે ત્રિલોકી બહુ વમળ કરી સાહસે સાગરો આ. ૩૫

ચારણી—ભગવાન્ સહસ્રાક્ષ ઇંદ્રિદેવ ! જુઓ, જુઓ, કળિકાળનો કોળિયો કરનારા, સાતે સાગરને પીનારા મોક્ષ ધર્મનો ઉપદેશ કરનારા, ધર્મ રૂપ તરૂના મહાન્ આરામ જેવા, ક્રોધ રૂપ વૃક્ષોની શાખાઓને છેદનાર કુઠાર જેવા જટાઓને સજ્જડ રીતે બાંધનારા, કમડલુવડે હાથને શોભાવનારા, યોગપટ્ટને ધારનારા, અને બ્રહ્મસૂત્રથી ખાંધને પવિત્ર કરનારા બહુ સખ્યામા આ અગસ્ત્યો ફરી રહ્યા છે.

પુરંદર—ત્રિભુવનને બોળી નાખતાં પાણીને પી જવા સારૂ અગસ્ત્ય મુનિએ શીખવાડેલુ અગસ્ત્યાસ્ત્ર બાણ રઘુકુલના રાજકુમારે માર્યું. તેથી—

સ્રગ્ધરા.

લોપામુદ્રાવડે સે—વનવિધિ ધરતા ધૌતવલ્કો ધરતા
રત્નોનાં સ્થાન માંહે સુખ થકી વસતા સૂત્રથી પુજ્ય સ્કંધા
માળા રૂદ્રાક્ષકેરી શ્રવણપર વળી બેવડી ધારનારા
આ ચાલે છે અગસ્ત્યો ચપલ ચુલુકથી સાગરોને પીનારા ૩૬

ચારણ—[ વિસ્મય પામતાં ] નમુચિ મથન ! કોપ શોક રહિત ! *શતમન્યુ ઇંદ્ર ! દિવ્યાસ્ત્રથી દિવ્યાસ્ત્રને જીતી રાક્ષસની લક્ષ્મીને વિરામ પમાડતા રામે ઘણું કર્યું. પરતુ વારવાર વિચારતાં મ્હારા મનને વિ-

* સો યજ્ઞ કરનાર હોય તેને કહે છે.

શ્વાસ નથી ઉત્પન્ન થતો, વાણી નથી ઉચ્ચાર કરી શકતી, કારણ કે દશાનનની આજ્ઞા અનિવાર્ય છે [ જાણી સધૈર્ય ] પણ જે સમજાય છે તે જણાવું છું-

જૂલણા છંદ.

વિશ્વને હુકમ કરવે નિપુણ અક્ષરો
વદનથી વદતું ને ચંદ્રહાસે
છેદને અનુભવતું અહિં અધિક ક્રોધથી
બહુ હું હુંકકારને ધારતું રે
દેવીઓ સાથ રણવાસ નારીજને
આંસુડાં સહિત નયને જણાતું
રામનાં બાણથી કપઇ દશકંઠનું
કંઠથી પડયું ધરા ઉપર માથુ. વિશ્વને૦ ૩૭

પુરંદર—રે હો ઇંદુમતિ પુત્ર દશરથ ! રામભદ્રે ઘણું કઠણ કામ કર્યું.

મંદાક્રાંતા

શંભુપાસે નિજ ભુજવડે ચંદ્રહાસે કરેલી
પીડાને તે અતિ સમયથી રાવણે જે ભૂલાતી
ધારે તેજી ચપલ અર્ણીનાં રામ બાણોવડે તે
છેદાતાંમાં અતિષય પીડા આજ સંભારતો તે. ૩૮

દશરથ—ત્રણ લોકને અતિક્રમણ કરનાર રાક્ષસરાજનો શૌર્ય ભંડાર નષ્ટ થયા છતાંયે, પ્રથમનો અહકાર નાશ પામતો નથી. કેમકે—

મંદાક્રાંતા

છેદેલું એ દશમુખતણું માથુ તે આ પડે છે
ધારે ચક્ષુ સક્ષર ધનુમાં અટ્ટહાસ્યો કરે ને
ધિક્કારે છે શતવચનથી રામને ક્રોધમાં તે
લંકા સામુ ફરીવળિ કરે સાત્વના સ્ત્રીજનોને. ૩૯

ચારણી—[ હસી ] હવે આજથી દશમુખ રાવણને નવમુખ કહી વ્યવહાર કરીશું.

ચારણ—વ્હાલિ મીઠા બોલી ! હું એમ જાણું છુ કે, તું આજેજ નિર્મુખ પણ કહીશ. આતો મસ્તક છેદ વિધાનો આરંભરૂપ ઓંકાર છે.

**દશરથ**—બુદ્ધિને ઉદય કરનારી દિવ્યવાણીને આદરપૂર્વક ગૃહણ કરી આ લૂગડાંને ગાંઠ વાળી.

**ચારણ**—[ આકાશ તરફ કાન ધરી ] રામભદ્રે શું કહ્યું ? " રાક્ષસી પુત્ર !

શાર્દૂલવિક્રીડિત.

ગૌરીનાં પદપદ્મમાં પ્રથમ જે ત્યાગે પ્રણામ ક્રિયા
પ્રેમે આર્દ્ર વિલાસથી પ્રથમમાં જેણે નિહાળી સીતા
તે એ રાક્ષસ ! તાહરૂં શિર હણ્યું મ્હારૂં શમ્યું ચિત્તરે
બાકીનાં શિર છેદતાંજ હમણાં કેદી–સ્ત્રિયો છૂટશે " ૪૦

[ ફરી આકાશ તરફ કાન ધરી ] ત્યારે રાવણ શુ બોલ્યો ? " રે રે ક્ષત્રાણી પુત્ર ! સહજ ભ્રમિત થયેલાં ચર્મ ચક્ષુવાળો તુ છે, તો જો અહિં કયું માથું છેદાયું છે ! "

**દશરથ**—[ વિચારી પ્રણામપૂર્વક ] સકલ ત્રિલોકમાં એકજ વીર *સુનાસીર ! માયાથી રચેલાં લંકેશ્વરના માંથાને જોવાથી વિલક્ષણ રીતે કાપેલા રામે, એકદમ પ્રચંડ સૂર્ય મંડળને ઢાંકી દેતાં અખંડ રીતે ત્રણલોકના મધ્યભાગોને દુઃખ દેતાં તીણાં બાણો વરસાવવા માંડયાં.

**ચારણી**—દેવ ! જુઓ જુઓ; કઠોર ભ્રકુટિનાં અગ્રોવડે કપાળને વાંકું બનાવતાં, કઠણ દાઢોથી દૃઢ રીતે નીચલા ઓઠને દાબતાં, વેગપૂર્વક નીકળતા લાંબા હુકારો કરતા નાકના છિદ્રોથી બ્હીયામણાં રામની બાણધારાએ છેદાઇ ગયેલાં રાવણનાં માથા ટપોટપ ચોપાસ પડે છે.

**દશરથ**—[ આશ્ચર્ય પામી ]

મંદાક્રાંતા.

જે જે પાસે બહુ બળ કરી દાઢ પીસે ભયાળુ
માથુ લંકાપતિતણું પડે બાણબાણે હણાતું
તે તે પાસે ચપલનયને દેવતાઓજ ન્હાઠા
પ્હેલાના તો અતિ ભયવડે સેંકડો યોજનોમાં ૪૧

[ એકદમ જોઇ ] અહો, રાવણની માયા અદ્ભુત છે ! !

અનુષ્ટુપ્.

રામબાણે કર્યો નાશ જ્યાંલગી નહિ નિશ્ચયે
ત્યાંસુધીમાં ફરી માથાં જોડાતાં દૈત્ય જાદુએ ૪૨

---

* ઇંદ્ર !

ઝૂલણા છંદ.

મૈથિલી નાથનાં ધનુષ ઉદ્યોગથી
બાણ ધાએ મહાક્રોધ કરતા
ધારતા દૃઢ પ્રતિજ્ઞા વળી સરવ
માયાવિષે ચતુર લંકાપતિનાં
નષ્ટ થઇ ઉઠતાં કમળ વદનો બધાં
કંઠ મધ્યે નળીરૂપ માર્ગે
ઉદય એકેક વર્ણો ક્રમે કષ્ટથી
વાણીની પંક્તિ સંપૂર્ણ પામે મૈથિલિ૦ ૪૩

[ આકાશ તરફ કાન ધરી ] રામભદ્રે શું કહ્યું ? " ખરેજ દૈવ પ્રતિકૂળ છે આરંભેલું કાર્ય ઉલટું બની જાય છે.

મંદાક્રાંતા.

મૃત્યુ શત્રુતણું જનકજા સંગનો હેતુ ખાસ
તેથી માંડ્યો દશમુખતણા નાશનો મ્હેં પ્રયાસ
તૂટ્યું તૂટ્યું અસુરપતિનું માથું તો અન્ય અન્ય
થાયે તેમાં અહિં શું કરવું હોય ! હું મંદભાગ્ય ' ૪૪

[ ફરીથી આકાશ તરફ ] રાવણ શું બોલ્યો ? " રે હો રામ ! ખોટાં માથાને ખંડન કરવાના આડંબરથી તું જાતે કેમ ઠગાય છે ! ઇચ્છા માફક જન્મ પામે તેવાં રાવણના અવયવોનો તો નાશ ક્યાંથી હોય !" [ ફરી આકાશ તરફ ] રામ શું વદ્યો ? " રે રે રાવણ ! ત્હારી માયાઓ મ્હને આનંદ આપનારી છે. તેથી જ,

વસંતતિલકા.

જે મૂળથી દશશિરો પણ નાશ પામે
છેદાયલાં શત સહસ્ત્ર ફરી થતાં તે
એ રૂડું રાક્ષસપતે ! કઇ અન્ય રીત
હોલાય મૈથિલી હર્યાતણી આમ દાઝ" ૪૫

[ ફરી આકાશ તરફ ] રાવણે શું કહ્યું ? " નીચ ક્ષત્રિય ! ધુતારા તપસ્વી ! ધનુષ આરોપણના " પણ " પહેલાં મ્હેં ગૃહણ કરેલી સીતાની જાર પુરૂષની પેઠે અભિલાષા કરે છે ! ત્હારૂં માથું છેદી નાંખ્યું જાણજે " ( ફરીથી આકાશ તરફ ) રામ શું બોલ્યો ? રે રે નીચ પિશાચ !

વસંતતિલકા.

રંભા તણાં રતિ વિનોદથી તું સ્વતંત્ર
આ જાનકી હરણ નામ સહે ન રામ
ભાનુ કુળે પ્રગટીયા નિજવંશ કેરા
છે કર્મ સાક્ષી નભભૂષણ સૂર્યદેવ　　૪૬

તો આ પ્રકારનું અપવિત્ર બોલનાર તું તેનુ પાપ ભોગવ.

ચારણ—[ જાણી ત્રાસથી ] રાઘવનું ધનુર્વેદમાં ઘણુંજ અનુપમ પાંડિત્ય છે, અને રાવણનું પરાક્રમ પણ ઘણુંજ અનુપમ છે. જેથી—

વસંતતિલકા.

છેદાયલુ શિર પડેલ ગ્રહીજ તેને
તો મધ્યમાંથી સુરનાથ ! દશાનને રે
ફેંક્યું કકુત્સ્થ કુલ રત્નની છાતીમાંહે
રામે સુનેત્ર કમળો વળિ મીંચીયા ને　　૪૭

દશરથ—હા બેટા ! રામભદ્ર ! આ તે કયુ આયુધ હતું કે આ'નાથીયે મૂર્છિત થઈ ગયો !

પુરંદર—સખા દશરથ ! રામભદ્ર માટે આમ શોક કરવો છોડી દે, કેમકે એતો વીર વર્ગમાં વર શંકરના પણ ધનુષને ભાંગનાર છે.

ચારણ—[ આકાશ તરફ કાન ધરી ] રામભદ્રે શુ કહ્યું ? " તેનાં અવયવો છેદતાંની સાથે જ મસ્તક છેદુ એટલે કોઇ પણ માયાવિધિ ચાલી શકે નહિ."

ચારણ—કેવળ કહ્યું એટલુ જ નહિ પણ તેમ કર્યું [ ફરી આકાશ તરફ ] રામ શુ વદે છે ?

વસંતતિલકા.

છેદેલ મૂંડ ફરી ચાપ ધરે ઉગીને
છેદેલ હાથ પણ બાણ ફરી ધરે છે
કાપેલ મસ્તક ઉગી ફરી લક્ષ્ય તાકે
ધિક્ ધિક્ થયું જલધિ બંધન તો વૃથા રે　　૪૮

દશરથ—વારવાર મસ્તકોને છેદતાં માયાના પ્રપંચથી છેતરાઇ ગયેલા રાઘવનુ શરલાઘવ નિષ્ફળ જાય છે, દુર્ધર ધનુષને ધરનાર દશકંધર* વિચિત્ર

* દશાનન રાવણ

કવચથી સજ્જ થઇ હજારો સ્વરૂપો પ્રગટ કરી કપટથી માયાજાળને દર્શાવે છે, તો હવે રામભદ્ર શું કરશે એ નથી સમજાતું.

**પુરંદર**—કુલ પર્વતોને બાળવામાં પ્રલયાગ્નિરૂપ ભગવાનરૂદ્રે જે કર્યું હતું તેવુંજ કરશે.

**ચારણ**—( ચમકતો ) દેવેંદ્ર જેવી આજ્ઞા કરે છે, તેવુંજ બનશે. જુઓ;

### શાર્દૂલવિક્રીડિત.

ભૂમિમાં નભમાં વળી દશ દિશા ખૂણે ખુણાઓ બધા
માયાવી ધનુધારનાર કવચી લંકેશ્વરો જેટલા
એકાકી સહુ દેવ આર્શીગ્રહતા ક્રોધી બનીને ઘણા
સર્વે મ્હોંપર બાણ વૃષ્ટિ કરતા છે રામ તો તેટલા. ૪૯

**દશરથ**—આજ ઇંદ્રદેવના દૃષ્ટિ પ્રમાદથી હું સફળ થયો છુ, કે રણક્ષેત્રમાં રામભદ્રને દશાનનથી ચઢીઆતો જોઉં છુ.

**ચારણ**—( આકાશ તરફ કાન ધરી ) રામ શુ વદે છે ? ઠીક, તો હવે ભગવાન કુશિકનદનથી અભ્યાસ કરતાં શીખેલાં માયાહર જૃંભકાસ્ત્રને સંધાન કરૂં.

**ચારણ**—( સારી રીતે જોઇ દશરથને ) મહારાજ ! આ જોવા જેવું છે માટે બરોબર નજર કરો;

### ગીતિ.

માયાહર શર માર્યે રાક્ષસ ગણનો શિરોમણિ તોએ
એક શેષ મસ્તક છે ને એકાકી રથે રહ્યો પોતે. ૫૦

( સર્વ તરફ જોઇ ) રાવણના ભયથી શરણે આવેલા દેવોને પ્રાપ્ત કરનાર શંકર, ત્રણે લોકનાં કલ્યાણ માટે બ્રહ્મને ઉચ્ચાર કરનાર બ્રહ્મા, નિરંતર ચિંતામાં અચેતન બનનાર પ્રચેતસ મુનિ, અને જગતના નાશની ચિંતા કરનાર યમરાજા આકુળ વ્યાકુળ બન્યા છે. ભગવાન [1]વિધુ વિધિને ધિક્કારનાર થયા છે, શત્રુઓને વિનાશ કરનાર કુબેર મ્લાન બન્યા છે, પવનદેવ રણને દૂર કરી ચાલ્યા ગયા છે, અગ્નિ તેજ વગરના છે, કુપુત્રથી પુલસ્ત્યની નિંદા કરનાર અગસ્ત્ય મુનિ છે, દયાનિષ્ઠ મુનિવરિષ્ઠ વશિષ્ઠ સર્વનાં શુભનું ચિંતન કરી રહ્યા છે, વિ-

---

1 ચંદ્ર

ચક્રમળોને પ્રકાશ કરનાર [1]મિત્રરૂપ વિશ્વામિત્ર સામનું ગાન ગાઈ રહ્યા છે, અને ભયભીત વચનથી કંપિત અધરવાળા વિદ્યાધરો બન્યા છે. તે સમયે, એકદમ ભય પામતા ચારણોના હાહાકારથી દેવતાઓ જેમાં શબ્દ કરે છે તેવા ભુવનાંગણને બનાવતા મરણમાં સ્પૃહા વિનાના રાક્ષસરાજે, પોતાના રથને સ્હામો લાવી ભયભીત સારથીવાળા [2]દાશરથીના રથને ભુજદંડનાં મંડળવડે ધૂરી બંધન આગળથી ઝાલી ચારે તરફ ભમાવા માંડયો.

**દશરથ**—( આશ્ચર્યથી પ્રણામ કરી ) ભગવતિ રઘુકુલ દેવતાઓ ! દશરથ ઉપર અનુગ્રહ કરો, ભગવન્ ઇંદ્ર ! મેઘલાંછન વજ્રને અથવા ધનુષને ધારણ કરો, કેમકે આ રાવણરાહુ રામચંદ્રનો કોળીયો કરી જાય છે. ( એમ મૂર્ચ્છા પામે છે. )

**પુરંદર**—પ્રિયમિત્ર ! શુ શોક કરે છે ? કેટલો કાળ સૂર્યમંડળ વાદળાંઓથી ઘેરાયેલુ હોય છે વારૂ ?

**દશરથ**—[ ગભરાતાં જોઇ હાથ ઉંચો કરી ] સમરસુંદર ! પુરંદર ! જુઓ જુઓ;

અનુષ્ટુપ્.

એણે તો અક્ષ ને અશ્વો ચક્ર ધ્વજ ધુરી સહ
વત્સનો રથ વ્યોમે હા ! ભમાવ્યો ભમરા સમ ૫૧

[ પડી જાય છે ]

**પુરંદર**—અહો, ઘણોજ પ્રબળ પરાક્રમી રાક્ષસ–રાજ છે. ! !

**ચારણ**—સમુદ્રનું વર્ણન કેમ થાય, એ તો મકરાલય છે !

ઝુલણા છંદ.

ચમકતાં વીજળી સમુહ સહ વ્યાપ્ત સહુ
જલ વરસતા મહા જલધરોએ
ભય ચકિત દેવીના દુ:ખનાદો થતા
જ્યાંહિ તે દિવ્ય વૈમાન સરવે
અસુરપતિના ભુજે ભ્રમિત રથ માર્ગમાં
ચલિત તારા તણાં મંડળોએ

---

૧ સૂર્યરૂપ. ૨ દશરથ પુત્ર રામના.

દૈત્યપતિ-વદનની નીરખી આરતી
લલિત શું એમ જોતાં જણાયે! ચમકતાં ૫૨

[ નેપથ્યમાં કલકલાટ થયા પછી ]

સ્ત્રગ્ધરા.

જે મ્હોઢાંઓ દશેતો સહુ દશ દિશને પાળવા શુ રચેલા!
ને બાહુ વીસને જે દશ ધણું કરવા શૌર્ય શુ એ રચાયા!
નિશ્ચે આ યુદ્ધ માંહે સુરપતિ-રિપુ જે દૈત્યના નાથને રે
તેજે તીણાં શરોએ ધડ રૂપ કર્યો મૈથિલીનાથ રામે ૫૩

દશરથ—[ સાંભળી ] કોણ આ વિના કારણ બધુ બનેલો, કા'નમાં અમૃત વરસાવનારાં વચનથી હમને આશ્વાસન આપે છે!

ચારણ—ન હોય આ આશ્વાસના, કિંતુ વિભીષણને પ્રસન્ન કરવા લંકાનો બદીજન આ'વું જણાવે છે.

દશરથ—તો શુ હજાર ચક્ષુવાળા ભગવાન ઈંદ્રે પણ આ'વું નયનાંજલિઓ વડે નથી પાન કર્યું ?

ચારણ—સાંભળો, જેમકે—

મનોહર.

જેવે લોલ ચક્ર ધ્વજ અક્ષ અશ્વ સહિતએ
ચકુર ચકુર રથ ગગને ભમાવતો
કૈલાસને ધારનાર બધા બાહુ દડ વડે
ભૂમ મડળ વિદારવાને દૈત્યપતિ તે;

દશરથ—[ કંઇક ઉઠીને ] રાવણના હાથે ચકુર ચકુર ભમી રહેલા રથમાંથી રામભદ્ર પડી જતાં મહાન્ અનર્થ થશે, માટે વત્સને ધારણ કરો ધારણ કરો.

ચારણ—[ હર્ષથી ]

તેવામાં ક્ષુરપ્ર એવા નામનુ બાણ કાઢીને
ઝપટથી તેની વાણી સુણી તેને મારીયું
દશમુ કેવળ એક અવશેષ રહેલું જે
તાકી તડાક દઇ તે માથુ તોડી પાડીયુ. ૫૪

પુરંદર—[ હસીને ] રામભદ્ર તમારાથીજ શબ્દવેધી જ્ઞાન શીખેલો છે એમ માનું છુ, પરતુ ગુરૂથીયે શિષ્ય તો અધિક થયો; ( વિચારી )

રામનાં ભયંકર ક્ષુરપ્ર બાણમાં પ્રવેશેલા એ બ્રહ્માસ્ત્રથી સ્વર્ગ ભૂમિ પાતાળમાં મહાબલિષ્ઠ દશકંઠનો મદ ખંડિત થયો, એ ઘણું સારૂં થયું.

**દશરથ**—હમને પણ આનંદ થયો.

**ચારણી**—મહાન્ ડકા અને ઝલ્લરી વાજીંત્રોથી યુક્ત, વેણુસહ કાંસ્યતાલના નાદોથી મિશ્ર, શંકા રહિત શંખોના શબ્દોસહિત, ભેરી તથા વીણાઓના ઝમ ઝમ ઝુંકારોથી સુંદર અને પુષ્પવૃષ્ટિ પૂર્વક દેવતાઓ વિજય દુંદુભિ કેમ નથી વગાડતા ?

**ચારણ**—સાંભળ, કારણ કે—

**શાર્દૂલવિક્રીડિત.**

સોનાના મૃગને વિનાશી શરથી દૈત્યો તણા વંશને
બાકી એક વિભીષણે, ગુણનિધિ રામે કર્યો આ ક્ષણે
જીવે એ યમજીતનાર ફરીથી લંકેશ એ બ્હીકથી
ના નાંખ્યાં કુસમો ન દુંદુભિ તણા નાદો સુરોએ કર્યા ૫૫

[ નેપથ્યમાં ]

**શાર્દૂલવિક્રીડિત.**

બાણે ખડિત કેતુ દડ અણિ જ્યાં મૂર્ચ્છા થયો સારથી
માંસે લોલુપ ગીધ અન્ય વિહગો ભેગા મળ્યાં જ્યાં વળી
લંકાનાથતણું મહા ધડ પડયે તૂટેલ, ઘોડા વડે
ખોંખારી રથ અશ્વશાળ મહિ તે ખેંચાય લંકાવિષે ૫૬

**પુરંદર**—સખા દશરથ ! રામભદ્રનું આ પુરૂષાર્થ ઘણું અનુપમ છે.

**શાર્દૂલવિક્રીડિત.**

ત્રેણે પુર દહ્યા ભલે શિવજીએ ક્રૌંચાદ્રિને છેદતાં
જાણ્યુ શૌર્ય કુમારનું ન સમજે શુ યુદ્ધના માર્ગમાં
છેદી મસ્તક પદ્મનાં વન સમાં લંકાપતિનાં ખરે;
વીરોનાજ ચરિત્રમાં પરમ આ શ્રીરામ અગ્રેસરે ૫૭

**ચારણ**—[ હસીને ] દશકંઠનો નાશ થતાં હમણાં ઉતાવળથી રામભદ્રના ઉપર દેવતાઓ હર્ષથી પુષ્પવર્ષણ કરવા મંડયા.

[ નેપથ્યમાં ]

સ્ત્રગ્ધરા.

જાઓ દેવસ્ત્રિયોરે ! નિજઘર સઘળી, હસ્તિને પાળનારા !
તું સ્વર્ગસ્થાનમાં જા લઇ ગજપતિને, [1]યાત્રિકો દેવ ! જાઓ
થાઓ સ્હેવાસ પાછો ફરી તરૂવન જ્યાં નંદનોદ્યાન માંહે
ઇંદ્ર-દ્વારેજ દૈઠ્યું દશમુખ શિરને ધર્મના સેવકોએ. ૫૮

ચારણ—સ્વર્ગલોક નાયક ઇંદ્ર, અને નરલોક નાયક દશરથ, એ બન્નેજણા ઇંદ્રપ્રતિહારના વચનથી દૈવ અનુકુળ થયે, જાણ્યા વગરની રામચંદ્રના શરીરની સુંદરતાથી આનંદ પામે છે. તેમજ

[ હરિગીત ]

રણુ રસિક સુરસુંદરી તણી મંદાર માળા ધારતા
લક્ષ્મણ તણો ભુજ ઝાલતા દિનકર કુલની લક્ષ્મીસમા
બંદીજનોની નારીયોએ જય જય ધ્વનિ પામતા
એ રામચંદ્ર સુચંદ્રસમ રથથીજ પોતે ઉતર્યા. ૫૯

[ સર્વેજણ જાય છે. ]

॥ रावणवधो नाम नवमोंऽकः समाप्तः ॥



[1] પૈરા ભરનાર દેવો.

# ॥ दशमोऽङ्कः ॥

---

[ ત્યારપછી શોકવાળી લંકા પ્રવેશ કરે છે ]

લંકા—હાય ! અત્યંત દુર્ધર તપશ્ચર્યા કરી બ્રહ્માને સંતોષ આપનાર ! ત્રૈલોક્યમાં એકજ મલ્લ દશકંઠ ! હાય ! સહજમાં મહેંદ્રને બંધન કરનાર મેઘનાદ ! હાય ! સંગ્રામમાં આનંદ માનનાર કુંભકર્ણ ! તમે બધા ક્યાં છો ? કેમ મ્હને ઉત્તર આપતા નથી !

[ જલદી પ્રવેશ કરી ]

અલકા—[ આગળ જોઈ ] શુ આ લંકા, દુરાચરણી દશકંઠ નાશ પામતાં દુઃખી બને છે ! સ્વામીનાં પરિપાલનનેજ સેવકો સભારે છે નહિ કે ગુણોને, [ પ્રકાશ ] સખિ લંકે ! ત્હારા ઉપર થયેલા વાનર સૈન્યના બળાત્કાર સાંભળી સકલ સ્વર્ગલોકના તિલક જેવી અમરાવતીએ, મનુષ્ય મંડળનાં મંડન જેવી ઉજ્જયનીએ, પાતાલતલના ભોગ વિલાસ જેવી ભોગવતીએ તથા ત્રિભુવનમાં નિવાસ કરતી બીજી તેમની સેવકીઓએ ત્હારૂં કુશળ પૂછવા મ્હને મોકલી છે અને હું પણ ત્હારા સ્નેહથીજ અહિં આવી છુ.

વસંતતિલકા.

ભાંગ્યા ન દિવ્ય તરૂઓ તુજ પાસનાં કે ?
ખાઇ પુરી કનક અંબુજવાહિ ના કે ?
બાળ્યાં ન રત્નમય મ્હેલ બધા અલિ ! કે ?
તૂટ્યો ન કાંચન તણો વળિ કોટ તે કે ? ૧

લંકા—[ ડુસકા ભરતાં ] સખિ ! કૈ...લાસનાં ઉ...ત્સંગમાં નિવા...સ કરનારી ! કુબેરથી સારી...રીતે સેવાયલી, દેવતાઓ...નાં ભુવનોને ધારણ કરનારી અલકે ! મ્હને શુ નથી થયું ! તેમ કેસરી વાનરની પત્નીમા ઉત્પન્ન થયેલા વાયુકુમાર વાનરે તો, સુકોમળ કામિનીનાં કરતલ જેવાં કોમળ પલ્લવોથી, લાટદેશની લલનાઓના ઓઠ જેવી મજીઠની લતાઓથી, અતિ સુંદર પુષ્પ–ગુચ્છોથી, બંદી બનાવેલી દેવ સુંદરીઓના ચરણ પ્રહાર વડે થતા દોહદ સમયે ચોટેલા અળતાના ચાઠાં વડે શોભિતી તરૂપંક્તિઓથી, કામદેવના કેલિભવન જેવી, મલય ચંદનને વહન કરનારા દક્ષિણ પવનના કુલ મંદિર જેવી, હૃદયના

વિસામા જેવી, નિરંતર વસતઋતુના ખાસ અવાસ જેવી, અને છેડા ઉપર રોપેલા કલ્પવૃક્ષ આદિ પંચવિધ દેવતરૂઓવાળી સઘળી અશોકવાડી ઉખાડી નાંખી; પાતાળને સ્પર્શ કરતી ખાઇને સ્થળ રૂપ બનાવી દીધી, નિત્ય ભમતા સૂર્ય બિંબથીએ ન ઓળંઘાય તેવા કિલ્લાને નામશેષ કરી નાંખ્યો, અને મણિમય મહેલોના નાશને નીહાળતાં તો નિર્દયજનને પણ આસુધારાઓ ચાલે એમાં શું કહેવું! પરતુ પ્રેમમયી પ્રિયસખીને પામી પ્રાણત્યાગ કરવાના વિચારથી વિરામ પામી છુ.

અલકા—સખિ! ધર્મથી જય પામનાર ભીષણ શત્રુઓને ભય ઉત્પન્ન કરનાર વિભીષણ, પાલન કરવા સમર્થ છતાંયે તુ કેમ શોકવાળી બને છે? માટે કુબેરની પૂર્વ પ્રિયતમા લંકે! હૃદયમાં રહેલા એકાવળી હારના જેવી આંસુડાંની હાર બધ કર. તપાવેલી સુવર્ણ કળીના અગ્ર જેવી રાતી આંખડી શાત કર, ધોયેલા લાલ લૂગડાંના જેવા લૂખા અધરમા પ્રથમની શોભા પ્રાપ્ત કર, અને લાબા મૃણાલના દંડ જેવા શ્વાસ દંડોને ઓછા કર.

લંકા—જેમ શંકરમિત્ર કુબેરની નગરી આજ્ઞા કરે તેમ [ નેપથ્યમા ]

વસતતિલકા.

રૂદ્રાણિ! લક્ષ્મિ! વરૂણાનિ! સરસ્વતિ! દ્યૌઃ!
સાવિત્રિ! ધાત્રિ! સરવે કુલ દેવતાંઓ!
શુદ્ધયર્થ અગ્નિમહિ પેસતી રામ–રામા
તો સર્વ દેવસહ સત્વર આવજો હા

લંકા—[ સાભળીને ] વળિ શુદ્ધિનું કારણ શુ હશે?

અલકા—રાક્ષસ ઘરમાં નિવાસ એજ, [ વિચારી તથા હસી ]

અનુષ્ટુપ્

કલક હેતુ સીતાનો ન રાક્ષસગૃહે સ્થિતિ
અધારે ઘેરઇ તોયે ચંદ્રિકા મેલી ના થતી ૩

લંકા—તો ચાલ, આપણે ત્યાં જઇ જોઇએ.

અલકા—કુબેરની કૃપાથી અહિંઆ રહીને જ દિવ્ય ચક્ષુએ જોઇશુ.

લંકા—પ્રિયસખિ! ત્યારે મ્હને પણ તેવાં ચક્ષુઓ આપ;

**અલકા**—આ રામની રાણી, સ્વાહાના વ્હાલા વહ્નિમાં પોતાના દેહની આહુતિ આપતી, ટીટોડીની પેઠે શોકજનક સ્વર કરતી સંસ્કૃત ભાષામાં વિશુદ્ધિનું કારણ કહે છે, અને અગ્નિની સ્તુતિ કરે છે.

**લંકા**—શુ, શું, સંભળાવ તો ખરી?

**અલકા**—

**मंदाक्रांता.**

[1]यद्गीर्वाणाः क्रतुबलिलिहो यस्मरश्चित्तजन्मा
सीमोन्माथी न च यदुदधि र्जुहूवते यत्र विप्राः ।
यः कृत्स्नस्य [illegible] ये च ये च प्रकाशा.
कृत्स्नः सोऽयं जयति महिमा पावक. पावकस्य ॥ ४

किञ्च **अनुष्टुप्.**

[2]मित्रं मंत्री गुरुः शिष्यः स्वामी भृत्यश्च मे सदा ।
राम एव यथा नान्यस्तथा मां पातु पावकः ॥ ५

[ લંકા પ્રત્યે ] કોમળ કાળજાના મનુષ્યો આથી બીજું શુ જોઇ શકે, અને સાંભળી શકે.

**લંકા**—જનકનંદિનીનું આવું વચન સાંભળીને રાવણની પત્નીઓનાં પણ હૃદયો ભેદઈ ગયાં, આકાશમાંથીયે અશ્રુબિંદુઓ પડવા લાગ્યાં, પછી પછી?

**અલકા**—અને પછી,

**મંદાક્રાંતા.**

અગ્નિજ્વાળો કતિ* પ્રગટતી ? જાનકી શુ કરે છે ?
કેવી કાંતિ રઘુપતિ–મુખે ? થાય શુ લક્ષ્મણેરે ?

---

૧ દેવો જેથી મખબલિ જમે ચિત્તમા કામ જાગે
ના સીમાને ઉદધિ મુકતો બ્રાહ્મણો હોમ હોમે
ને આખા આ જગલયદિને જે જણાતા પ્રકાશો
તે સર્વે આ વિમલ વિજયી વહ્નિ કેરા પ્રતાપો ૪

અને

**ગીતિ.**

૨ મિત્ર મંત્રી ને ગુરુજી શિષ્ય દાસ વળિ સદા સ્વામિ મ્હારા
રામ એક બીજો નહિ જો છે એમ જ અનલ કરો રક્ષા ૫

* કેટલી.

આ'વું જોવે જન કુતુહલે ખુલ્લિ આંખે વિચારે
તેવે વ્યાપ્યું ગગન સઘળું દીપનારાં વિમાને ૬

ત્યાર પછી—

**વસંતતિલકા.**

અગ્નિ પ્રવેશ કરતી સુમુખી સીતાને
જોતાં જ પુષ્પ વરસાય સુરસ્ત્રિયોએ
વેચાણુ જેમ સહુ ખેચર–માલણોની
માળાતણા, સ્વરગમાં બહુ કાળ થાય ૭

પછી અદસ્ય રહેલી અરૂંધતિ આદિ પતિવ્રતાઓએ મોટા ઘોષ કરી કહ્યું કે—

**શાર્દૂલવિક્રીડિત.**

જે પૌલસ્ત્ય ગૃહે રહી તમ વિષે સીતા સતીમાં સતી
પેસે છે પણ દેવ ! હે, જળસમો થા મંદ તેજે બની
આ'નાં શુષ્કમૃણાલ શાં મૃદુ ઘણાં જો અગને બાળશો
તાપે, તો ભગવન્ ! તમે શુચિ થવા પાછા ખરે કયાં જશો ? ૮

લંકા—અહો દેવતાઓને પણ સીતાનોજ પક્ષપાત છે, સર્વે ગુણોમાંજ આસક્ત થાય છે નહિ કે શરીરમા.

અલકા—બીજા તેજો પણ પતિવ્રતામય પ્રકાશનો વિનાશ કરે તેમ નથી; જેથી—

**અનુષ્ટુપ્**

પ્રવેશતી ચિતામાહે શરીરે શુદ્ધિ પામવા
જાનકીએ જરા જાણ્યો ના ભેદ જળ અગ્નિમા ૯

હાય ! હાય ! નિર્દય હૃદયનો અગ્નિ છે.

પેઠેલી શુદ્ધિ સારૂં તો વૈદેહી વહ્નિ માંહ્ય એ
વ્યોમ–સ્પર્શીની જવાળોમાં બની અંતર્હિતા અને ૧૦

લંકા—આસોપાલવનાં ક્રીડાવનને પણ દહન કરનાર અગ્નિ, નિર્દય વસ્તુઓમા પ્રથમ મનાય છે. ( અલકાને ) પછી પછી ?

અલકા—સખિ લંકે ! કેટલોક થોડા કાળ ગયા પછી,

શાર્દૂલવિક્રીડિત.

શુદ્ધિને કરનાર એ અનળની જે ઉગ્ર જ્વાળો થકી
અમ્લાના રહી જે રચી અનસૂયા—એ માળ તે ધારતી
અંગૂઠાપર દૃષ્ટિ નિમ્ન કરતી લોકો ભરાયા થકી
થોડું મ્હોડું બતાવતી નીસરતી સીતા ચિતામાંહ્યથી. ૧૧

અનુષ્ટુપ્.

અગ્નિ–શુદ્ધિ ન સીતાની આદિ મધ્ય ન અંતમાં
શુદ્ધ સોના તણો માત્ર રંગનો ફેરફાર આ. ૧૨

લંકા—અઘટિત કર્મ કરનાર એ અગ્નિદેવ છે કે, જનકતનયાની શુદ્ધિનું કારણ બન્યો.

અલકા—સખિ સુવર્ણમયો લંકે !

શાર્દૂલવિક્રીડિત.

શુદ્ધાનો કઇ શુદ્ધ થાય વિધિ શુ ! ને સ્વર્ગ ગંગા તણાં
વારિની કઇ શુદ્ધિ શું અવરથી માને સખી હારી આ !
લાવણ્યામૃતની નદી વહિ રહે જ્વાળાથકી જે શમ્યો
તે અગ્નિ જરીયે ન હાય ! દહવા વૈદેહિને શક્ત હો. ૧૩

[ નેપથ્યમાં ]

ગીતિ.

યોગીંદ્ર ને નરેંદ્ર જે સીતાના જનક જનક તે છે

લંકા—તો તેનુ શું ?

નેપથ્યમાં.

એ શુદ્ધ રામગૃહિણી અનલવિષે થઈ દશરથતણી સ્નુષા. ૧૪

અને પછી.

મંદાક્રાંતા.

બાધ્યો સેતુ જલનિધિ વિષે, ક્રોધથી બાળી નાખ્યાં
દૈત્યો કેરાં કુળ સહુ વળિ શુદ્ધ દારાજ પામ્યા
તેથી હાવે વનમહિ વસે પૂરી દૈને પ્રતિજ્ઞા
વૈમાને સુન્દરી રીઝવવા જાય પોતે અયોધ્યા. ૧૫

માટે, રે રે મર્કટ ટોળાંઓના માલિકો! રે રે સર્વ વાનર સેનાના નાયકો, રે રે સકળ રીંછડીઓનો પાલકો! મહારાજ સુગ્રીવ તમને આજ્ઞા કરે છે કે તમે બધા, ત્રણે લોકના મંગળ કળશ જેવા, રઘુવંશના મુકતામણિ-સમાન, ક્ષાત્રધર્મનુ રક્ષણ કરવાને સિદ્ધ કરેલા મંત્ર જેવા રામચંદ્ર સાથે અયોધ્યા જવા તૈયાર થાઓ;

વસંતતિલકા.

જે મોકલ્યો ભરત પાસ સુમારૂતિને
લંકાશ્રિયો ચકિત ચક્ષુથી જોતી જેને
તે જાય, સાગર વિલંઘન દૃષ્ટ સાર
રાજ્યાભિષેક સમયોચિત કાર્ય સારૂં. ૧૬

અલકા—તો આપણે પણ રામચંદ્રનાં દર્શનનું સુખ અનુભવીએ (એમ કહી બન્ને જણ જાય છે.)

॥ इति विष्कंभकः ॥

[ત્યાર પછી વિમાનમાં રામ લક્ષ્મણ જાનકી ત્રિજટા સુગ્રીવ વિભીષણ વિગેરે પ્રવેશ કરે છે.]

રામ—[સીતાને]

શાર્દુલવિક્રીડિત.

શંભુ મિત્ર કુબેર પાસ થકી જે લંકેશ્વરે આણીયુ
તે મુવાથી વિભીષણે વળિ લીધુ તેણે મ્હને આપીયું
તો તું દેવિ! પ્રસન્ન નેત્ર કરીને માથુ નમાવી જરી
આ છે પુષ્પક ભાવથી નમ જરા આનંદી થા સુંદરી! ૧૭

(સીતા વંદન કરે છે)

રામ—[પાછળ જોઇ]

વસંતતિલકા.

જેમાં ન સૂર્ય-કિરણો હર્ણી ચંદ્રિકાને
દૈત્યેશના ભય વડે પ્રગટે પ્રભાને
ઉંચુ કરી વદનને કમલાક્ષિ! જોની
લંકાપુરી નવ-વિભીષણ-રાજધાની ૧૮

સીતા—(અવલોકન કરી) તે આ લંકા, કે જે ગરૂડજીએ આણેલા મેરૂપર્વતના મહા જંબુવૃક્ષની શાખાથી રચેલી સંભળાય છે.

**રામ**—હા; મૈથિલિ ! એવું પૂર્વજો કહે છે ખરું; ( આગળ દેખાડી )

વસંતતિલકા.

જો તું કૃશાંગિ ! અહિં આગળ કૌતુકે તો
માંડી [1] સુકેતક–દલો–સમ દીર્ઘ નેત્રો
શસ્ત્રો ઘણાં વરસતું કપિ–રાક્ષસોનું
કેશો ગ્રહી ગ્રહીં તડાતડ યુદ્ધ ચાલ્યું ૧૯

( બીજી તરફ દેખાડી )

હરિગીત.

અહિં નાગપાશે બાંધીયો તુજ દિયર શક્તિ વડેજ આ
ઉરપર ધવાતાં મારુતિ અહિં દ્રોણ પર્વત લાવીયા
અહિં ઇંદ્રજીતને દિવ્ય શરથી લક્ષ્મણે માર્યો અહા ! !
કો'કે અહિં હરિણાક્ષિ ! રાવણ કંઠવનને છેદીયાં ૨૦

**સીતા**—( હસીને ) આપ જાણો છો કે તે કોણ છે ? ( રામ લજ્જા પામે છે બધા સભારી આપે છે. )

**સુગ્રીવ**—

શાર્દૂલવિક્રીડિત.

જે આ મૈથિલિ ! દેહ આગળ દિસે તે બંધુ લંકેશનો
બીજો શૈલવડે રચ્યો જલધિમાં સેતૂ સમો શોભનો
નિદ્રાળુ બહુલંબ પેટ મર્દી એ ખોડા તણા નાકથી
લોહીનો ઝરતો પ્રવાહ નિરખી દેવો હસ્યા બ્હીકથી ૨૧

**સીતા**—આર્યપુત્રે દેવતાઓને પણ નાચતા અને હસતા જોનાર બનાવ્યા.

**રામ**—[ કંઈક હસી પુષ્પકને ] રે રે વિમાનરાજ ! ભૂમિ સમીપની ગતિને મૂકી કંઈક ઉંચુ થા, કેમકે દિવ્ય વસ્તુઓનુ દર્શન કરવાને મૈથિલી બહુજ આતુર છે [ ઉંચી ગતિ દર્શાવી ]

ઉપજાતિ.

યથા યથા વેગથકી ઉડે છે
આકાશમાં પુષ્પક સુંદરાંગિ !
મહા મહાસાગર મંડલોએ
તથા તથા ભૂમિ શુ અલ્પ થાતી ૨૨

---

૧ કેવડાના પત્ર સમાન લાંબા

[ સીતાને ] વ્હાલિ મૈથિલિ ! દેવો ચારણો કિન્નરો અને વિદ્યાધરોથી વ્યાપ્ત થયેલા વ્યોમ મંડળને જો; [ પ્રવેશ કરી ]

**વિદ્યાધર**—રામભદ્ર ! મહેંદ્રની આજ્ઞાથી આ રત્નશેખર નામનો વિદ્યાધર કુમાર, તમને દિવ્યચરિત્ર વર્ણન કરી સંભળાવશે.

**રામભદ્ર**—અહો, દેવેંદ્રનો હમારા ઉપર મહાન્ પ્રસાદ !!

**રત્નશેખર**—[ સીતાને ]

**શાર્દુલવિક્રિડિત.**

બાંધ્યો પર્વતથી મહોદધિ બધો, લંકેશકેરાં અને
છેદાયા દશમસ્તકો સમરમા જેથી બીજુ શુ હવે !
તે કે ી જનકાત્મજા ઉલટથી વિદ્યાધરો જોડકે
હાથે સૂર્ય કરો નિવારણ કરી ભાળે તને કૌતુકે ૨૩

**સીતા**—[ વારીને ]

**વસતતિલકા**

વિદ્યાધરો ચતુર પ્યારીની ઉક્તિમાંહે
પ્રેમીબ ી વિહરતા મન માન્યુ વ્યોમે
શય્યાવિના કઠકતો ઘનનાદળાં એ-
ભીતો વિષે સુરત અદ્દભુત સેવનારે ૨૪

**રામ**—પ્રિયે પૃથ્વીપુત્રી ! દ્રઢ બંધાયેલા વાદળાંને પણ બે ભાગ કરી પુષ્પક વિમાન ચાલી રહ્યુ છે. [ જોઇ હસી ]

વળિ.

**વંશસ્થ.**

ભુજા વિષે ત્હે બહુ હાર યષ્ટિએ
વિમાનના ગોખ થકીજ કૌતુકે
ગ્રહ્યે, કરે છે સરખી પ્રતિ ક્રિયા
શુ એમ ધારા જળ મેઘ વર્ષતા. ૨૫

**સીતા**—હાથીના દાંતો સમાન ધોળુ, પુર્વ તથા પશ્ચિમના બન્ને સમુદ્ર સુધી લંબાયેલુ, ઉત્તર દિશાના મધ્યો પૂરવામા સમર્થ આ શુ જણાય છે વારૂ ?

**રત્નશેખર**—જનકનંદિનિ ! એમાં રાવણારિને શુ પૂછે છે ? આ રત્નશેખરને પૂછ, એ તો હિમાલય છે.

**સીતા**—દેવતાઓએ વંદન કરાતાં ભગવાન શંકરનાં પગલાંથી શિલાઓમાં સ્પર્શ કરાતો, ગંગાના પ્રવાહે પાછલા મધ્યભાગમાં સેંથા જેવો જણાતો, ગણપતિના દંતમૂશળથી કટીભાગ આગળ ઘસાયેલો, પડેલી શંભુના પોઠીયાની ખરીઓથી ખણાયેલી ધરાવાળો, સપ્તમુનિ મંડળ જેમાં મંદાર પુષ્પોને વીણે છે. તેવો પાર્વતીનો પિતા ( હિમાલય ) આ પ્રકારે ખરેખર અમુલ્ય સંભળાય છે.

**રત્નશેખર**—તેજ આ—

શાર્દૂલવિક્રીડિત

શંભુનો સસરોજ એહ ભગવાન્ મેનાપતિ પર્વત
પુત્રીવાન ઉમાવડે અવરશુ ! [1]હેરંબ–માતામહ
જેનો આ મહિમા મહામુનિવરો સામો જમતા જરા
કામાજ્ઞાથકી આશ્રમોપર રમે જે દિવ્ય દેહે અહા ! ! ૨૭

અને, ”

સ્ત્રીના જન્મતરૂ તણાં શુ કહુ જે ! સૌભાગ્ય આનંદની
પ્રાપ્તિનાં શુભદેવો તે પણ અહિ આ કુંજમા પાર્વતી
અંગુઠે ધરણી પીંડી તપતપે વર્ષો હજારો સુધી
તેથી શંકરદેહના અરધને પામ્યાં ઘણાં પ્રેમથી ૨૮

**સીતા**—આર્યપુત્ર ! અહિંજ શંભુ અર્ધનારીશ્વર થયા કે ?

**રત્નશેખર**—ખરે, વસુધરાનંદિનિ !

મંદાક્રાંતા.

ગૌરીને તો અહિ પરણીને પ્રેમીએ ચંદ્રમૌલિ
પ્રેમાવેશે ઝટપટ થયા અર્ધનારી પ્રભુજી
દેવો જેને ક્રમથી નમતા પાયમાં પૂર્વજ્ઞાને
ડાબા હાથે ઇતર કરથી - તાડતાં તે હસે છે. ૨૯

**રામ**—સર્વ આશ્ચર્યનો ભંડારજ હિમાલય છે એમાં શુ કહેવું ?

**રત્નશેખર**—વિરાધને વિદારનારા એવા આપે જાણ્યું એ બરોબરજ છે.

---

૧ ગણપતિની માતાના પિતા.

સ્ત્રગ્ધરા.

ગૌરીને જ્યાં વર્યા, ને અહિં ધરી સરિતા, દંતિ દૈત્યેંદ્ર માર્યો.
બ્રહ્માનું માથુ છેદ્યુ, અહિં ગુરૂ હણવા, માતૃકાઓ બનાવી
તોડી ત્રેણે પુરીને અસુરતણી અહિં, પૂર્વના સિદ્ધ લોકો
જાણ્યે જોયે મઝાનાં શિવચરિત બધાં ગાય છે આમ એ તો ૩૦

**સીતા**—અહિં હિમાલયમાં ચદ્રશેખર શંકરે મદનનો નાશ કર્યો છે, એમ રઘુકુળના માનનીય હમારાં સાસુઓ વખાણ કરતાં હતાં, તો તે સ્થાન કયુ ?

**રત્નશે૦**—જાણે મરકત મણિનાં કિરણોની કાંતિએ બનાવ્યું હોય ! જાણે વાંસના અંકુરોની પ્રભા વડે ઢાકેલુ હોય ! જાણે સૂર્યરથના ઘોડાઓની [1]રોમરાજીવડે રચેલુ હોય ! જાણે મોરના કંઠ મંડળની જાબુરગની કાતિઓ વડે બનાવ્યુ હોય ? તેવું તરૂવરોએ દીપતુ ભગવાન વૃષભધ્વજ શંકરનુ આશ્રમપદ છે.

શાર્દૂલવિક્રીડિત

તે આ સુંદરિ ! દેવદારૂ વન છે ગૌરી પિતા શૈલનું
એમાં ઇંદ્રિતણા કહ્યા થકી જઇ બાગી સમાધી સહુ
ગૌરીકેરી સમક્ષ અજલિ વડે દેવો કરે સ્તોત્ર તો
રૂદ્રે પાવક નેત્રથી મદનને ત્યાં અંગહીનો કર્યો ૩૧

**સીતા**—પરમેશ્વરે જેના તીવ્ર બાણની પરીક્ષા કરેલી છે, તેવા મદનનું સ્થાન કયું છે વારૂ ?

**રત્નશે૦**—

શાર્દૂલવિક્રીડિત.

આ, આ મૈથિલિ ! કામધામ, રતિએ પોતે ઉછેરાયલી
લીલી વૃક્ષ ઘટા વડે વિલસતું ક્રીડા ખગોએ વળી
જ્યાં શૃંગાર અને વસત સમય શ્રી ચંદ્રમા દેવતા
તીણે પંચમરાગ એ મળી બધા રૂડા વનો ધારતા ૩૨

**સીતા**—[ વિસ્મયતાથી ] આર્ય પુત્રના એકઠા કરેલા યશસમુદાયને અનુ-

૧ રૂવાડાની પંક્તિઓ વડે

કરણ કરતો, ભેગા કરેલા શંકરનાં અટ્ટહાસ્ય સરખો, પ્રલયાગ્નિથી પિંડ રૂપ થયેલા ક્ષીર સાગરના દુધ જેવો આ કયો ગિરિ દેખાય છે ?

રામ—શંકરનો નિવાસ એ કૈલાસ છે એમ મ્હારો તર્ક જાય છે.

રત્નશે૦—તાડિકાના તાડન કરનારે જે કહ્યું તેમજ છે.

સાર્દુલવિક્રીડિત.

આ કૈલાસગિરિ સ્ફટીક મણિનો એમાં ભવાનીપતિ
મિત્ર સ્નેહ કુબેરનો ઉપજતાં નિત્યે વસે શંભુજી
તે આ'ને વચમાં થકી ઉચકતાં પૂર્વે કરેલાં ઘણાં
લંકાનાથતણાં પરાક્રમ નખચ્છેદો–વડે ભાસતાં 33

અહિં વળિ

કૈલાસાદ્રિની કર્ણિ । સુઅલકા જે દર્શનીયા પુરી
ભડારીજ કુબેરની અવરશુ ! શૃંગારભૂમિ ખરી
જેમાં રાક્ષસનાથ આજ મરતાં યક્ષસ્ત્રિયોને અહો ! !
થાયે છે સહુ ઘેર ઘેર ચકલે ચૌટા વિષે ઉત્સવો 3૪

રામ—[ આગળ જોઇ ] સર્વ સુદર વસ્તુઓને પરાભવ પમાડતો આ જલ-રાશિ શુ છે ?

રત્નશે૦—કલહંસ પક્ષીઓની ઉત્પત્તિનું ભુવન, કનકમય કમળોનું જન્મસ્થાન, મહાદેવની વિલાસવાપિ, જળમાં ગાઢ ડુબકી મારવાને લીધે નહિ ઝરતા ઉન્હા શ્વાસને પ્રગટતા ગજાનનથી વેગમાં પાણી પીવાતાં તરંગોના ભંગને નહિ પામતું, ગગનાંગણમાં ભમતા ચંદ્રના હરણથી વારિકણોને વારવાર ચખાતું, તીર ઉપર કળા કરતા કુમારના મોરથી નીરનું આકર્ષણ કરાતું, પાણીના હાથીઓ અને મઘરોના ત્રાસે ઐરા-વત હાથીથી પાસેના લીલા લીલા ઘાસનાં સ્થળનું સેવન કરાતું, શિવના પોઠીયાથી તટ ઉપર આશ્રય કરાતું, તીર ઉપરનાં સતાન તરૂઓમાં વનમાં આદિવરાહથી વૈભવને વર્ણવાતું, વિષ્ણુ અવતાર કૂર્મથી નીરમાં નિવાસ કરાતું, વિષ્ણુ અવતાર મચ્છથી નિર્મળ જળને સેવાતું અને ત્રણે કાળમાં અરૂંધતિના હાથે ગ્રહણ કરેલા કમલિની પત્રોના પાત્રોથી દેવેંદ્રના મનને આનંદ પમાડતું આ મનોહર માન-સરોવર છે [ સીતાને ]

### શાર્દુલવિક્રીડિત.

તે આ માનિનિ ! દિવ્ય માનસર છે જ્યાં હેમ પદ્મોલણી
લે ગૌરી પિયુ પૂજવા, અહિં થકી ગગા નદી નીકળી
ત્યાંથી સપ્તમુનિ પવિત્ર જળને લે છે રૂડા પર્વમાં
ન્હાતાં ઉત્થિત-શંભુભસ્મ-રજના સગે સદા નિર્મળાં ૩૫

**સીતા**—નિરતર તરૂણ તરૂઓની પક્તિઓ જેના મધ્યભાગમાં રહેલી છે એવો સૂર્ય મડળના પ્રચડ રથચક્રના ઘસાવાથી ચકચકિત સોનાનાં શિખરોને ધારણ કરતો આ કયો પર્વત જણાય છે?

**રત્નશે૦**—

### શાર્દૂલવિક્રીડિત.

આ'નુ નેતરૂ વાસુકી, હરિભુજે બધાયલો પૂર્વે આ
ને ચોપાસ ભમાવી દેવ અસુરો ગોપાળ પેઠે બન્યા
તે આ મંદર એ સમુદ્રજળને જે મંથનારો હતો
કાનેકાન કુતૂહલે અનુભવ્યો દષ્ટે જુઓ આજ તો ૩૬

[ રામને ] વૈરિઓમા વિષ વર્ષાવનારી, અને સ્નેહીઓમાં અમૃતની તરગમાળા જેવી સુદર દૃષ્ટિ આણી તરફ નાખો,

### શાર્દુલવિક્રીડિત.

આ ચારેગમ ક્ષીર નીર ઉદધિ જ્યા ચંદ્ર આદિ બધા
રત્નો સર્વસુધા સુધી ઉપજીયાં ને એહના તીરમા
છોડી વાછિત આપનાર સુરને સૌભાગ્યસવર્દ્ધિની
લક્ષ્મીએ વરમાળ તે પરણવા વૈકુઠકઠે ધરી ૩૭

**રામચંદ્ર**—આમ આમ પણ જોવા જેવુ છે, જુઓ

જેને રોજ પ્રભુ પ્રદક્ષિણ કરે ભાનુ પ્રભાએ ભમી
ને અંધારવડે નિશા દિવસની રેખા સમો જે ગિરિ
ધારે સુદર કાંતિ કાંચનતણી તે મેરૂ શૈલેંદ્ર આ
જેના ઉચ્ચ પ્રદેશમાં સુરગણો સાથે વસે ઇંદ્ર હા ! ૩૮

( સીતાને ) "

પેલી ભાળ સુમેરૂશેખર પરે દેવેંદ્રકેરી પુરી
જોવા કૌતુકથી ત્હનેજ ચપળા નારીજને આકળી

જેના તોરણ દ્વારમાં શરગણો ખોસેલ નામાંકિત
છે ના અક્ષરલેખ રાવણતણી તોયે પ્રશમા સ્થિર ૩૯

રેહો પુષ્પક ! અહિંથી પણ કંઇક ઉંચુ થા; દિવ્ય દર્શનના કૌતુકથી મન તૃપ્ત નથી થતું. ( સર્વે વિમાનની ઉંચી ગતિ જણાવે છે )

**સીતા**—કેવડાના કેસરની રજો સરખો, સૂકાયેલા ચંદનના ભૂકા જેવી કાંતિવાળો, મોતીની ધોળી ધોળી શોભામાં ભળી જતો જ્યોત્સ્નાઓનો સમુદાય શેનો દેખાય છે ?

**રામ**—આપણે ચંદ્રલોક સમીપ આવ્યા એમ સમજાય છે.

**રત્નશે૦**—મારીચમૃગના મારનારે જે કહ્યું તે સત્ય છે.

**શાર્દૂલવિક્રિડિત.**

જાણે ચદનગારથી ઝપટમાં આકાશને લીંપતો
આ ઐરાવતનાં સુદાત સરખા રૂપે સદા ભાસતો
ધોળી મોતનમાળ શા લટકતા કીર્ણો વડે ચંદ્ર તો
કાંતાના સ્મરલેખ વાચન કલા–માં દીપ શો ઉગતો ૪૦

”

( સીતાને )

ગૌરાંગી–મુખકાંતિ જેમ દિસતો તારાગણોનો પતિ
ધોળા દક્ષિણદેશની યુવતિના દતો સમી આકૃતિ
તે આ સુંદરિ ! ચંદ્રમા નિરખ તું ચૂડામણિ શંભુનો
સબંધી રઘુવશનો વળિ ગુરૂ જે કામ–વ્યાપારનો ૪૧

આ પછી હમારી નજરે ન જોઇ શકાય તેવી ભૂમિ છે, એ બ્રહ્મલોક છે એમ સભળાય છે. ત્યાં બ્રહ્મર્ષિઓની સભાના પ્રમુખ બ્રહ્મદેવ મહાન્ તપ તપી રહ્યા છે.

**શાર્દુલવિક્રિડિત**

વિષ્ણુ કૌસ્તુભ–શોભિતા હૃદયમાં પ્રેમે રમાને ધરે
પોતે અર્ધ શરીર ધારણ કરી ગૌરીપ્રિયા શકરે
જાણું બાળપણા થકી કમળથી જન્મેલ બ્રહ્મા પણ
સર્વાંગે પ્રણયા પ્રિયા પરણવા મોટું તપે છે તપ ૪૨

( સર્વ આશ્ચર્ય પામે છે. )

**સીતા**—ભગવન્ ગગન પુષ્પ પુષ્પક ! નીચે ઉતરીને સમુદ્ર સમીપ ચાલ-

વાનું શરૂ કરો; જેથી સાગરમાં જવાની નૌકા જેવા, [1]વારૂણી તરૂણીના સેંથા સમાન અને આર્યપુત્રના પ્રતાપોના પ્રથમ માર્ગ સરખા મહાસેતુ બંધનને જોઇએ. ( વિમાન નીચે ઉતરે છે )

**રત્નશે૦**—રામભદ્રનુ કલ્યાણ થાવ; હવે હું જઇશ. ( એમ કહી જાય છે )

**ત્રિજટા**—( સીતાને ) પ્રિયસખિ ! વરૂણદેવની ગૃહ આંગણાંની નીલ મણિઓથી રચેલી ભૂમિ જેવા, પાતાળનાં ઘોર અધારાને નીકળવાના માર્ગ જેવા, ભુવનરૂપ મહાન્ વૃક્ષના કયારા જેવા, દિશારૂપ વિલાસિનીઓને મળવાનાં સ્થળ જેવા, ગગન પ્રદેશના દર્પણ જેવા, આ મહાસાગરને અજલિ જેવી વિશાળ દૃષ્ટિથી જો.

**લક્ષ્મણ**—

શાર્દૂલવિક્રીડિત.

જે ખોધો સગરે કરી ભૂતળમાં ગંગા નદી તે પરે
પૂર્યો જેહ ભગીરથે, ગિરિવડે બાંધ્યોજ આર્યે અને
તે ત્હારા શ્વસુરો તણું પતિતણુ આશ્ચર્ય જે કાર્ય છે
તે જો સાગરને નીચાં કમળની કાંતિસમા લોચને ૪૩

**સીતા**—લક્ષ્મી રૂપ લતાના નવાકુરનુ બીજ, શંકરના શિરમાં રહેલા ચંદ્રના ઉદયગિરિ, ઐરાવત હાથીનુ બધન સ્થાન, અને અમૃતના મહાન્ કુભ સમાન ભગવાન સાગરને પ્રણામ કરૂ છુ.

**રામ**—

શાર્દૂલવિક્રીડિત

[2]વારૂણી કિલ દ્વિજથી સુગુરૂતા ધારે મૃગાક્ષી તણી
શામે કોપ બધાય ભૂપતિ તણા વ્યોમે સુહાતાં શશી
જે દેવો તણુ નિત્ય યૌવનપણુ ને કામ–સપત્તિઓ
લક્ષ્મીવાસ તથા બધુ ઉદધિનું અદ્ભુત ચારિત્ર્ય હો ! ૪૪

**લક્ષ્મણ**—

સ્રગ્ધરા.

દીપાવે વહ્નિને જે જળસમિધ વડે, દ્વીપના ખંડ રૂડા–
જેના છે, જન્મદાતા અમર યુવતિઓ શ્રી સુધા વારૂણીના,

---

૧ જળમય વરૂણ દેવની સ્ત્રી. ૨ મદિરા.

બાણોના ત્રાસથી  પાંખ વગર ઉડવે લીન સૌ પર્વતોએ
તે આ ત્હારા પતિનો શું હુકમ વહતો દેવિ ! સેતુનિમિત્તે　　૪૫

**સુગ્રીવ**—દેવિ મૈથિલિ ! ભગવાન ભાગિરથી નાથનો મહાન્ મહિમા ત્રણે લોકમાં ધ્વજા સમાન ફરકી રહ્યો છે.

શાર્દૂલવિક્રીડિત.

સ્ત્રીનું દૈવત જે ગણાય  ગિરિજા તેનો સગો બંધુ  આ
જે રૂપાતણું બાણ એ સુતવડે જે શૈલ રાજા બન્યા
પાંખો ખડક  ઇંદ્ર વજ્ર  ભયથી  અંભોધિ કેરાં મહા
આ પાતાળ  સુધી ઉંડાં  જળ વિષે મૈનાક પેશી ગયા　　૪૬

**વિભીષણ**—

વસંતતિલકા.

ન્હાતાં ગજાનનતણા  અહિં દાન ગંધે
સૂઢો હલાવી જળહાર્થી સમીપ દોડે
આવી પછી ઝપટ  રૂદ્રગણો હણે જે
રૂદ્રાંકુશોથી રચી  અંકુશ  ખેલનોને　　૪૭

[ વિમાનની વાંકી ગતિ જણાવતા ]

**સીતા**—ઇંદ્રના અખંડિત કોદંડ મંડળ જેવો  આ કયો પ્રદેશ દેખાય છે ?

**વિભીષણ**—

હરિગીત.

આગળ જુવે તું જળધિ પરિખાવાન સિંહલદ્વીપને
અતિ લલિત મણિમય ભૂમિ રોહણ પર્વતે વિસ્મય કરે
જ્યાંની સ્ત્રીયોનાં દરોદલ સમ શ્યામ વપુઓમાં રૂડું
ભૂષણ બને છીપો વિષે મોતી થયેલું જળ ખરૂં　　૪૮

અને

ગીતિ

જન અમૃતમય વદતા ગિરિ વળિ મણિ ઉત્પાદક રોહણ જ્યાં
સાગર મોતી કરતો નહિ ક્યાંયે અહિ સિંહલદ્વીપ વિના　૪૯

**સીતા**—અહિંઆ તો અગસ્ત્ય મુનિ નિવાસ કરે છે.

**રામ**—આમ આગળ, રત્નને ઉત્પન્ન કરતા રોહણગિરિની ઉંચી ભૂમિમાં ભગવાન અગસ્ત્યનું ધર્મના આશ્રમ સમાન આશ્રમપદ આવે છે.

સુગ્રીવ—

**વસંતતિલકા.**

ફાટેલ છીપ થકી મૌક્તિક કાઢતો જે
આવ્યા દિશાવગર સાગર ઉતરી એ
કાંઠે હવે નવિન કાજળ પેર કાળા
માળા વિષેજ વસતી જહિં પક્ષીમાળા ૫૦

[ સીતાને ]

**માલિની.**

અતિ વિકલ મીંચાતાં સ્પર્શ થાતા ઘણાં જ્યા
નયન મીંચીં મતગે સ્વપ્ન આનંદ માડ્યા
શુક થકીં લીલું મધ્યે વાંસડાએ નિહાળ
ભૂંભિત શું ફુલડું શું શૈલ એ માલ્યવાન ! ૫૧

સીતા—જે પર્વત ઉપર તમોએ વર્ષાૠતુ ગાળી હતી.

રામ—હા, વૈદેહિ !

**હરિગીત.**

દ્યુતિએ ખડ્ગને જીતતા જ્યા વાંસ અંકુર ફુટતાં
બહુ કુટજ ફુલ વિકસાવતા કાળાં તમાલ બનાવતા
વળિ હંસકુલ વિખરાવતા કેતક સમૂહે વ્યાપતા
ગિરિપર હમે અહિં મેઘના તે કાળ કાળા ગાળતા ૫૨

[ આગળ દર્શાવતાં ]

**વંશસ્થ**

મયૂર ત્હારો શિશુ માનિની ! અહિં
ગિરિ સમીપે ઝટ ઉર્ધ્વ કંઠથી
નિહાળતો સ્નેહ રસાર્દ્ર દૃષ્ટિએ
પ્રિયા કરી આગળ નાચતો દિસે. ૫૩

સીતા—બેટા ! આવ આવ, ઉડીને વિમાનના શિખરપર ચઢી જા.

રામ—જાનકી ઘણીજ સુમુખી છે.

સુગ્રીવ—[ સીતા પ્રત્યે ]

માલિની.

સરપ સમ લતાએ ફોફળો જ્યાં વીંટાયે
અધિક મરી લતાએ માંજરો જ્યાં સુહાયે
મલયગિરિ પ્હણે આ ચંદનોનાં વનો જ્યાં
ચપલ સરવ એલા-ઓથી વૃક્ષો વીંટાયા. ૫૪

સીતા—એ સ્થાનમાંથીજ કામી જોડાંઓને ઉત્કંઠા કરાવનાર, કામિનીઓનાં માનને સારી રીતે મૂકાવનાર આ વાયુ વહી રહ્યા છે.

રામ—તું જેવું સાંભળે છે તેમજ

સ્રગ્ધરા.

જે દોલા ખેલ માંડયે અતિરૂચિ કરતો વેલીઓ જે ફગાવે
ને જે કોદંડ-વિદ્યા-પરિચય-વિધિમાં ખૂબ પ્રસ્વેદ લૂછે
મૈત્રી તો ચૈત્ર સાથે કરી મલયગિરિ-માંથી કૈલાસ સૂધી
વાયે છે વાયુઓ આ સુરત રમતના સાક્ષીઓ દક્ષિણેથી. ૫૫

અને ફરી પણ જો,

વસંતતિલકા.

એમાં નદીગણ વિષે પ્રભુ સિંધુકેરી
રત્ન પ્રકાશ કરતી બહુ વ્હાલી નારી
નેત્ર નિહાળ અતિગાઢ નિતંબિની! તું
એ તામ્રપર્ણી નદી મૌક્તિક-કામધેનુ. ૫૬

વળિ એ પતિને પ્રિયા થઇ છે એનુ આ પણ કારણ છે.

શાલિની.

તીરસ્થાને ચંદનોના વનો છે
પાણી મીઠું શ્રીફળોનાં જળોથી
બીજું મોતી પાકતાં જેથી વ્હાલી
સિંધુને આ લાગતી તામ્રપર્ણી. ૫૭

[ વિમાનના વેગને જણાવી ]

રામ—[ આગળ જોઇ ]

રાગ દેશ.*

માનિનિ ! પાવન કરનારી થા આશ્રમ જોઇનેરે
આશ્રમ જોઇનેરે— [ માનિનિ. ]
દંતોલૂખલવ્રત કરનારા તેમ શિલોંછન આચરનારા
કંદમૂળનું ભોજન કરી તપ ધારતારે— [ માનિનિ. ]
કેવળ ફીણ ગ્રહી પીનારા શુષ્ક પાંદડાંને ખાનારા
સિદ્ધ અન્નને યથા સમય સ્વીકારતારે— [ માનિનિ. ]
મુષ્ટિ એક નીવાર જમીને જાતું જીવન સઘળુ જેને
એ સૌ તપસી મુનિઓ છે ચોપાસમાં રે— [ માનિનિ. ]
વિપુલ મહાસાગર પીનારા ઘણા ઉગ્ર તપને કરનારા
અગસ્ત્ય મુનિવરનુ એ પુણ્ય નિવાસ છે રે—[ માનિનિ. ] ૫૮

[ હાથ ઉચો કરી ]

શાર્દૂલવિક્રીડિત

રેહો પુષ્પક ! વાયુવેગ ! મુનિએ પીવાય ધૂમા પ્હણે
છાયા ના કર કોઇ આ સુરજમા એકાગ્ર દૃષ્ટિ દિસે
થા તું દૂર અહિથી દક્ષિણ ભણી આ શંભુ મદીર છે
ઊભુ રે' કઇ તાપસો જહિંસુધી અન્ય સ્થળે જાય છે. ૫૯

**સીતા**—આર્યપુત્ર ! હોમવાને માટે વહ્નિને વહન કરતા, કથન કરાતી કથાઓમા તત્પર બનેલા, વેદોના ચરણોનો અભ્યાસ કરતા, ધર્મશાસ્ત્રનું વ્યાખ્યાન કરતા, સમાધી માર્ગનો ઉપદેશ આપતા, અને અતિથિ વર્ગને સેવતા પર્ણકુટીની સમીપમાં આશ્રમ કરી રહેલા તપસ્વીઓ હમારા જેવાને પણ સસાર બધનથી વિમુક્ત કરે તેવા છે.

**રામ**—ઉત્તમ તપ તો ગમે તેની ઇચ્છાને પૂર્ણ કરનારૂં છે જ.
[ આગળ દેખાડી ]

શાર્દુલવિક્રીડિત.

એ બીનાં મૃગ ત્રાસથી ગગનમાં કૌપીનને સૂકવે
સધ્યાકાળ સમે કમડળુ જળે સૂનું કરેલુ જુવે
ને આ વૃક્ષ સમીપ હસ્ત યુગમાં યાચે ફળોને અને
આ પૂજા સમયે સમીપની લતા-ઓ તો અકાળે ખીલે. ૬૦

* વિમલા નવ કરશો ઉચ્ચાટ—એ રાહ

[ ચારે તરફ જોઇને ] પ્રિયે ! કુંભમાંથી જન્મેલા અગસ્ત્ય મુનિના આશ્રમ-માંનાં તરૂઓને જોઇ આંખને તૃપ્ત કર.

મંદાક્રાંતા.

શાંતિ પામે સરવ બટુઓ જ્યાંહિ અભ્યાસ અંતે
લોપામુદ્રા યુગલ કરથી રોજ જ્યાં વારિ સીંચે
વૃક્ષો તે છે રજવગરનાં આશ્રમ સ્થાનમાં એ
જે તેજસ્વી અતિથિ મળતાં સર્વકાળે ફળે છે. ૬૧

લક્ષ્મણ—તપસ્વીઓથી ઘણાજ વ્યાપ્ત થયેલા આ પ્રદેશો જણાય છે.

રામ—રે હો વિમાનરાજ! કોઇ એક સ્થાનને અલંકૃત કર, કે જેટલામાં હું અગ્નિ વાયુથી પ્રગટ થયેલા અગસ્ત્ય મુનિની સમીપ જઇ આવું.

[ વિમાનમાંથી સર્વ ઉતરે છે ]

સુગ્રીવ તથા વિભીષણ—દેવ ! ત્વરા કરો, ભગવાન [1]મૈત્રાવરૂણ લોપા-મુદ્રા સાથે આપણને જોતાં વિકંકતતરૂની નીચે ઉભા રહ્યા છે.

[ ત્યારપછી લોપામુદ્રા સાથે અગસ્ત્ય મુનિ પ્રવેશ કરે છે ]

અગસ્ત્ય—ભગવતિ ધર્મપુત્રિ લોપામુદ્રા !

શાલિની.

પ્રેમે હર્ષે પૂજ્યા ખેચરોએ
ધારે વૈમાનિત્વ આકાશ દેશે
બાંધી સેતુ રાક્ષસો મારવાને
દૈવે ભાસે રામ એ પૂર્ણકામ ૬૨

રામ—[ પાસે આવી ચરણ સ્પર્શ કરી ]

અનુષ્ટુપ્

કાશપુષ્પ સમા શ્વેત ! અગ્નિ વાયુથી સંભવ !
મિત્રાવરૂણના પુત્ર ! કુંભયોનિ ! નમોસ્તુતે ૬૩

[ બધા નમન કરે છે ]

અગસ્ત્ય—

વસંતતિલકા.

આપું ત્હને શુભ શું આશિષ રામચંદ્ર !
આ ત્હેં કર્યાં વળિ અકંટક સર્વ લોક

---

૧ મિત્રા વરૂણના પુત્ર.

આ સર્વ વીરસહ આશિષ આ હમારી
પૃથ્વીંદ્રતુલ્ય સુત બે પ્રસવો સુનારી ૬૪

**રામ**—રઘુકુલ ઉપર ઘણોજ અનુગ્રહ કર્યો;

**લોપામુદ્રા**—

**વસંતતિલકા.**

તું આવ આવ રઘુનંદન! રામ બેટા!
ત્હારૂં ચુમૂ વદન આજ કરાગ્રથી આ
રે બોલ શી રીત સહ્યાં દશકંઠ બાણુ
શી રીત રાવણુ શિરો હર્યાંયાં તમામ ૬૫

[ રામ શરમાય છે ]

**અગસ્ત્ય**—બેટા ! મહાશયા લોપામુદ્રા પણુ સ્ત્રી સ્વભાવથી સહજ આવું બોલેછે.

**લોપામુદ્રા**—[ રામને માથા ઉપર હાથ ફેરવી ]

**વસંતતિલકા.**

શૈલો ઉપાડીં ઉદધિપર સેતુ સારૂં
કોપાવીં ક્યાં ભગવતી ધરતીજ સાસુ[1]
રે આ અગસ્ત્ય મુનિને કહ્યું કેમ ના તે
જે પી ગયા ચતુર સાગર કોગળાએ ૬૬

**અગસ્ત્ય**—સુતપસ્વિનિ લોપામુદ્રા ! વશિષ્ઠમુનિએ શરૂ કરેલો રાજ્યાભિષેકનો સમય પાસેજ આવ્યો છે, માટે રામભદ્રને જવા દે.

**લોપામુદ્રા**—જા રામચંદ્ર ! જા, સગર તથા ભગીરથના જેવો પરાક્રમી થા.

[ સર્વે ઉઠીને વિમાનપર ચઢે છે ]

**સીતા**—સુભાગ્યે હવે ભૂમિ નજરે પડે છે.

**રામ**—તેમાયે આ તો દ્રવિડ દેશ છે.

**શાર્દુલવિક્રીડિત.**

સોપારી શુભ આર્દ્ર ચૂર્ણ સહને ને પાન એલાયચી
જ્યાં કર્પૂર વળી મિલાવીં બનતો તાંબૂલ કેરો વિધિ
એ આ કેરલદેશ કેલિગૃહ છે શૃંગારીં તે કામનું
તે જોતાં કર કોમલાંગિ! સફળા લાંબા ઘણાં નેત્ર તું ૬૭

---

૧ સીતાની ઉત્પતિ ધરતીમાથી થઇ છે માટે (રામની) સાસુ કહ્યું છે.

ગીતિ.

અને

નયન કટાક્ષ શરોને ફેંકી ત્રિનયનને પણ મોહ કરે
દ્રાવિડ લલનાઓની ભ્રકુટિ બીજું મદનનું ધનુષ ખરે ૬૮

**સુગ્રીવ**—[ જમણી બાજુ દેખાડી ] સમ ગોદાવરીના તીર ઉપર આ ભગવાન ભીમેશ્વર છે એમને પ્રણામ કરો.

ગીતિ.

નાગ પંક્તિએ વીંટી ગોરી અતિષય શુભ આકૃતિ જેને
નમુ હરિચંદન ચર્ચિત જટાપલ્લવે વિલસિત શંકરને ૬૯

( સર્વે નમન કરે છે )

**રામ**—

શાર્દુલવિક્રીડિત.

વાણી કાય મને થતા અભિનયે શૃંગાર ભાવે નિત
રામાઓ રચતી જહાં મદનની લીલાતણું નાટક
તે આ આંધ્ર જણાય દક્ષિણ દિશે ગોદાવરીના બધા
સાતે સ્રોત સમુદ્રમાં મળી જતાં દ્વીપાંતરો જે થયા ૭૦

અને,

ગીતિ.

શંકર નયન અનળથી બળી ગયેલા મદનદેવને રે
આંધ્ર અંગનાઓની દષ્ટિ સજીવન ઔષધિ સમ છે ૭૧

**વિભીષણ**—બન્ને તટપર ઉગેલી નાળીયેરીઓ અને ફોફળોથી શોભતી આ કાવેરી નદી.

**રામ**—

શાર્દુલવિક્રિડિત.

ભૂમિની કબરી સમી નિરખ તુ કાવેરી હે ભામિની !
સર્પે વેષ્ટિત ફોફળે શીખવતી વિદ્યાશુ ભેટ્યા તણી !
કર્ણાટીજન સ્નાનમાં જઘનથી જેના જળો હાલતા
પીને નાભિ ગુફાવડે રૂચિ કરી લેવાય છે પૂર્વમાં

અને

ગીતિ.

કર્ણાટી કાંતાઓ જે જે પાસે કટાક્ષ ફેંકે છે
ત્યાં ત્યાં કામ જઇને કટાક્ષના અગ્રભાગમા દોડે. ૭૩

સુગ્રીવ—ભરતના વડિલ બંધુ ! આગળ આ મહારાષ્ટ્રદેશ.

રામ—

શાર્દુલવિક્રીડિત.

જે છે સ્વર્ગ જવાતણો પથ અને વેદાંગ જે સગ્રમ
જે સ્વાદિષ્ટજ શેરડી રસવડે જ્યાં ચક્ષુ છે વાઙ્‌મય
જ્યાં માધુર્ય પ્રસાદને રસવતું છે રમ્ય કાવ્યામૃત
તે આ દેશ વિદર્ભનામ સુમુખિ ! વિદ્યાતણી જન્મભૂ. ૭૪

વળિ.

ગીતિ.

સુરત કલામાં કુશલા મહારાષ્ટ્રની સુકેશિ રમણીના
વિલાસને પ્રગટાવા લપટ એ કામદેવ કિંકર હા ! ૭૫

સીતા—જ્યાં મ્હારા વડસસરાનાં ગૃહિણી ઈંદુમતિ ઉત્પન્ન થયાં હતાં.

ત્રિજટા—

ગીતિ.

ક્રીડાએ બહુ મધુરા ધ્વનિનું સુખધામ સખિ ! કયું થાય ?
કોણ ચંદ્રની કન્યા જે વિંધ્યાચલપર આશ્રયવાન ? ૭૬

સીતા—નર્મદા.

ત્રિજટા—એ નર્મદા દેખાય છે.

સીતા—અહિંજ હમારા મત્રી સુમત્ર પાછા ફર્યા હતા.

રામ—[ નિવારી ]

લાવણ્યમયી.

પ્રિયે ! જળખેલન કરતા ત્યાય
હમારા ભુજયત્રે પથરાય
જળોની ધારા પડતાં કાય
સ્વકુચ જેથી કેવળ ઢંકાય

સાખી

તેવું અમ્બુજવેલનું પત્ર તુંથી નખાય
સુંદર ભ્રૂકુટિ ધારિણી ! સ્મરણ ત્હને શુ થાય ! પ્રિયે !
અહિં રેવાના તટની માંહ
કેલિમાં કલહ આપણે થાય

પરસ્પર પૂંઠ કરી સુવાય
પછી જળ સહિત પવન જ્યાં વાય
ગુરૂ બની ઉપદેશતાં અંગે અંગ અફળાય
માન મુકી આલિંગન કરતાં રમણરંગ રેલાય
સુતનુ ! તેનું કંઇ સ્મરણ કરાય પ્રિયે !૦ ૭૭–૭૮

**વિભીષણ**—[ ડાબી તરફ બતાવી ] આણી તરફ આ ભૂમિના મસ્તકનો મુગટ લાટદેશ દેખાય છે.

### શાર્દુલવિક્રીડિત.

માતા સંસ્કૃતની ખરે યુવતિઓની જીભમાં જે વસે
કાને સાંભળવે ઘણો સુરસ જ્યાં ભાષાક્ષરોમાં દિસે
ગદ્યો અલ્પપદી સુકામમય તે નિર્મે ગિરા પ્રાકૃતિ
તેજો, લાટ શુભાંગિ ! આંખ મિચને રે છાંડતી આંખથી ૭૯

વળિ

### ગીતિ.

લક્ષ્ય તાકતાં લાટી લલનાઓનાં વિલાસમય નયને
પોતાનાંજ શરોનું પોતે એ કામદેવ લક્ષ્ય બને ૮૦

**સુગ્રીવ**—આ ઉજ્જયનીનિવાસી મહાકાલનાથ.

**રામ**—[ અંજલિ જોડી ]

### ગીતિ.

ઉર તાડનથી વાંકુ કામનુ કેતક કુસુમ રૂપ બાણ
જેના શિરપર શશિના છલથી વર્સોયું તે શિવ જયવાન ૮૧

[ સીતાને ] પ્રિયે જાનકિ !

### શાર્દુલવિક્રીડિત.

લીલાએ ફરવું તરંગ ચપલ– ભ્રગથી ભાળવું
ઊભું રમ્ય થવું અયત્ન મનને મોહો થતુ બોલવું
સર્વે સુંદર અંગ રંગ રમવું રૂડું વિચારી થવું
તે આ ઉજ્જયનીતણા જનવિના બીજા ન જાણે કશું? ૮૨

અને

### ગીતિ.

સુચંદ્રિકા પીવામાં ચકોરીઓના સમાન ચતુર બહુ
શુભનયના ઉજ્જયની–વનિતાઓ રતિરસમાં નિપુણ સહુ ૮૩

ગીતિ.

**સીતા**—વર્ષાઋતુમાં પણ ક્યાં ધાન્યતણી ઉત્પત્તિ ન અતિ થાય;
**ત્રિજટા**—માલવા દેશ,
**સીતા**—ત્યાંના જન લોચનને હરખ કરંતા તે અહિં દેખાય. ૮૪

**રામ**— શાર્દુલવિક્રીડિત.

જે છે રમ્ય વિલાસનુ પદ અને સૌજન્યમાં સાગર
તે શૃંગારરસેજ લપટ જને આ માળવા સુંદર
જે શૈલ ગૃહમાં વિચિત્ર મણિના વાછટીયાં ધારતા
વર્ષાના દિવસો સકામિની વસી કામીજનો ગાળતા ૮૫

**સીતા**—જાણે વસુધરા સુદરીની વેણિ હોય ! જાણે ગગનનો ઝરતો મેલ હોય ! જાણે ઉત્તર દિશાના કંઠની નીલમણિઓથી રચેલી માળા હોય ! તેની આ આગળ કાલિંદી નદી જણાય છે.

**રામ**— શાર્દુલવિક્રીડિત.

તે આ સુભ્રુ ! હ્હણે કલિંદગિરિજા ગંગાનદીની સખી
રે' છે કાલિયનાગ જ્યા સુયમુના દેખાય એ દૃષ્ટિથી
કન્યા સૂર્યની નાનીબ્હેન યમની એને નમો જેહની
સોનુ પારખનાર પત્થરવતી તાપી સગી બ્હેનડી ૮૬

(સીતા પ્રણામ કરે છે)

**લક્ષ્મણ**—આર્ય ભગવતી અયોધ્યાનગરી સમીપજ આવ્યા, આતો બન્ને નદીઓના મધ્યદેશોમા ભૂષણરૂપ પંચાલ પ્રદેશ છે.

**રામ**—(સીતાને)

શાર્દુલવિક્રીડિત.

જ્યા આર્યે ! કવિઓ ન ગ્રામ્ય રચના–માં પ્રેમી થાયે તથા
શાસ્ત્રીયા વળી લૌકિકી નવિન ને રૂડી ગિરામાં યથા
એ પાંચાલક ત્હારી પશ્ચિમભણી વાણી મધુરી જહા
ગંગાને યમુના તણીજ વચમા તું ભાળ તેને પ્રિયા ! ૮૭

અને

ગીતિ.

સકલ કલાઓ કરતી પાંચાલીના વિલાસ કર્મ વિષે
એક કાલમા સરવે પાંચશરોને કુસુમાયુધ વરસે ૮૮

લક્ષ્મણ—અને તેના પછીથી આ ગંગા નદીથી વીંટાયેલું મહોદય નામનું નગર દેખાય છે.

રામ—

### વસંતતિલકા

સારાં ગૃહો થકી મહીપર જે ગવાતું
શત્રુ પ્રવેશ નહિ આ પુર ગાધિકેરૂ
ગંગા નિતંબપર, આમ નિતબિનિ! હો!
વૈદેહિ! મીનસમ નેણ કરી નિહાળો ૮૯

### ઉપેંદ્રવજ્રા

બધે ઘણી શુદ્ધ મનાય છે એ
પરસ્પરે ભૂષણ રૂપ બન્ને
નદી સુગગા શિવમોલિમાળ
અને પ્રિયે! આ પુર કાન્યકુબ્જ ૯૦

અને વળિ

### શાર્દૂલવિક્રીડિત.

જે રીતી પરિધાનમા વચનમાં મીઠાશનો નેમ જે
વાકા કેશ લગાવવા પર અને આભૂષણો પ્હેરવે
જોયુ સુંદરિ! કાન્યકુબ્જ લલના–ઓમા અહિ ને બીજા
સર્વ સ્થાન વિષે કુતૂહલ ધરી કાંતાજનો શીખતા ૯૧

( વિમાનનો વેગ બતાવી )

લક્ષ્મણ—આર્ય! દિવ્યસરિતા ગંગા અને યમુનાનો આ આગળ સગમ જણાય છે

રામ—( સીતાને )

### ઉપજાતિ.

પ્રિયે! નમો આ વડ શ્યામનામા
આ ગંગ શભુ શિરથી પડેલા
તેના જળે મિશ્ર કલિંદજા આ
આ સ્વર્ગનો માર્ગ પ્રયાગ તીર્થ ૯૨

[ સર્વે વદન કરે છે ]

લક્ષ્મણ—[ પૂર્વ તરફ દેખાડી ] આ આણી તરફ ભગવાન ભવાનીપતિનું વિલાસ નિવાસ વારાણસી [ કાશી. ]

શાર્દુલવિક્રીડિત.

જ્યાં મૌનવ્રત ધારતા અવરશું ! સામો મુઠી રાંધતા
સત્યબ્રહ્મ ઉપાસતા સુકૃતિઓ જ્યાં સિદ્ધિઓ પામતા
નિત્યે શંકર સન્નિધાન વસતા વારાણસીવાસીઓ
નારી સાથ સમાગમે સુખી બને ને બ્રહ્મ પામેય તો. ૯૩

સીતા—દશકંઠ નિકંદન ! વારાણસીનું કીર્તન થવાથી આંખને આનદ આપે એવી માતા સમાન મહાનગરી મિથિલાનુ સ્મરણ થાય છે.

રામ—ભગવન્ વિમાનરાજ ! તે પૂજ્ય આર્ય જનકરાજની રાજધાની સીતાને દેખાડો. [ કંઈક ઉંચી ગતિ જણાવતાં ]

રામ—

શાર્દુલવિક્રીડિત.

+અંતેવાસી *ગગનમણિના જ્યાં રહે યાજ્ઞવલ્કય
જેને પાળે નિમિકુળ તણા ભૂમિપાળો હમેશ
ત્હારૂં જન્મસ્થળ સુમિથિલા, દૃષ્ટિ તું નાંખને ત્યાં
ભાંગી શંભુધનુષ પરણ્યા રે પ્રયાસે તને જ્યાં. ૯૪

સીતા—ભગવતિ મિથિલા નગરી ! ગુરૂજનો સાથે તમને નમન કરૂં છું.

વિભીષણ—અહિંઆ તો રામદેવે ક્ષત્રિયના અત કરનાર ભાર્ગવ મુનિનો પરાભવ કર્યો હતો.

સુગ્રીવ—

ગીતિ.

મુનિએ કૌશલ્યાના પુત્ર વગરના ક્ષત્રિય હર્ણ્યાજે
જ્યોત્સ્નાથી ન્હાયા ને જળના રીણ થકી તૃપ્ત થયા એ ૯૫

રામ—[ શરમાતાં સીતાને ]

શાર્દુલવિક્રીડિત.

ભારે અર્થ છતાં રચેલ જગની મર્યાદથી ખીલતા
જ્યાં સંદર્ભ સમાસથી સ્થૂલ બની પ્રસ્તાર વિસ્તારતો

+ સમીપ રહેનાર (વિદ્યાર્થી). * સૂર્યના.

કાવ્યોના ક્રમથી પરિચિત બની ચક્ષુષ્મતોને રૂડી
તે ઉક્તિ તુજ નેત્રને હરખવા હે ચંપકાંગિ ! થતી. ૯૬

**સીતા**—[ દૂરથી જોતી હોય એમ જણાવી ] સાગરને ઓળઘનાર હનુમાનથી પણ દૂર પ્રદેશને દેખાડતી મ્હારી શીઘ્રદૃષ્ટિ ભાસે છે. [ ત્યાર પછી હનુમાન પ્રવેશ કરે છે ].

**હનૂમાન**—[ નમન કરી ] દેવ ! મ્હારાથી સર્વ સમાચાર જાણતાં, ભરત શત્રુઘ્ન તથા અન્ય માતાઓ સાથે વસિષ્ઠ તમારો અભિષેક કરવા તૈયાર થઇ રહ્યાં છે. [ સર્વે પરિક્રમણ કરે છે. ]

**રામ**—[ આગળ જોઇ અને પ્રણામ કરી ]

વસંતતિલકા.

સૂર્યે પ્રસૂત નૃપની કુલ રાજધાની
તું ભાળને સુરપુરી સમ આ અયોધ્યા
જ્યાં ચંદ્રનાં કિરણ શાં સરયૂજળોએ
શું પૂર્વ ભૂપતિ યશોસમ શોભતી જે ૯૭

[ સર્વે વંદન કરે છે ]

**રામ**—[ આગળ જોઇ ] વિમાનરાજ ! વસિષ્ઠ વિગેરે પણ મ્હારા સ્હામા અભ્યુત્થાનની ઉત્કંઠા રાખે છે, તો રાજમાર્ગમાં આપણે ઉતરીએ. [ બધાં ઉતરે છે ] [ ત્યાર પછી વસિષ્ઠ ભરત અને શત્રુઘ્ન પ્રવેશ કરે છે ]

**વસિષ્ઠ**—વત્સ ભરત ! વત્સ શત્રુઘ્ન !

હરિગીત.

શિવશિષ્ય મુનિમાં જે કર્યું વિધિપુત્રના પણ પૌત્રમાં
તેથી જગતમાં કોણ જન સ્મિતયુક્ત વિસ્મિત ના બન્યા
તો હમે પણ શ્રી રામના સ્હામા જવાને આવીયા
શુભ દૈવથી દશરથનું કુળ યશથી ધવલ અતિ જોયું આ ૯૮

[ સર્વે પરિક્રમણ કરે છે ]

**રામ**—[ સવિનય પાસે જઇ ચરણ સ્પર્શ કરી ]

અનુષ્ટુપ્.

ઇક્ષ્વાકુના કુલગુરૂ દેવર્ષિગણમાં વર
અરૂંધતિનાથને આ કરે છે રામ વંદન ૯૯

**વસિષ્ઠ**—"આપુ ત્હને શું શુભ." [ એ શ્લોક બોલે છે ]

**રામ**—ભિન્ન ભિન્ન વક્તા હોવા છતાં આર્ષ વચનો અભિન્નજ રહે છે, જેથી આ'મનાથી પણ અગસ્ત્યનીજ વાણી બોલઇ.

**વસિષ્ઠ**—જનક રાજપુત્રિ ! રામભદ્રને જે આશીર્વાદ એ ત્હનેજ છે.

અનુષ્ટુપ્.

અન્યથી ન બને તેવું જે અરૂંધતી પાળતી
તે પતિવ્રત તું પુત્રિ ! પાળી ભાગ પડાવતી ૧૦૦

**લક્ષ્મણ**—કકુત્સ્થ કુલગુરો વસિષ્ઠ ! આ લક્ષ્મણ અભિવદન કરે છે.

**વસિષ્ઠ**—વત્સ લક્ષ્મણ ! ઇંદ્રજીતને પણ જીતનાર ત્હને હમે શુ આશીષ આપીયે.

**ભરત**—આર્ય રાવણ-મારણ ! આ ભરત વદન કરે છે.

**રામ**—[ બાહુ પ્રસારી ] આવ આવ, વત્સ ભરત !

અનુષ્ટુપ્.

ઉત્કંઠાથી ત્હને ભેટું તું મ્હને પણ ભેટને
ભેટતાં બધુ ગાત્રોને ઉષ્ણ તોયે શશી બને. ૧૦૧

[ ભરત સીતાને પ્રણામ કરેછે ]

**સીતા**—વત્સ ભરત ! વદનચદ્રને ઉચુ કર, આનદથી મદ મદ ઝરતી ત્હારી દૃષ્ટિ બનો.

**શત્રુઘ્ન**—આર્યે ! ચરણ સેવાનો અભિલાષી શત્રુઘ્ન પ્રણામ કરે છે.

**રામ**—[ શત્રુઘ્નને ઉઠાડી જોઇને ] દૈવેચ્છાએ બીજા લક્ષ્મણ સમાનજ તું જણાય છે. [ શત્રુઘ્ન સીતાને પ્રણામ કરે છે. ]

**સીતા**—વત્સ શત્રુઘ્ન ! ઘણો જ પ્રસન્ન રહે, જનની વર્ગ કયાં છે ?

**શત્રુઘ્ન**—મગળમય વસ્તુઓ હાથમા લઇ અત'પુરના દ્વાર આગળ ઊભાં છે. [ લક્ષ્મણ ભરતને નમન કરે છે. ]

**ભરત**—

ગીતિ

હે લક્ષ્મીયુત લક્ષ્મણ ! વિશાળ ભુજ ! આલિગન કર મુજને
આર્યતણી સેવાથી પવિત્ર તુજ ગાત્ર આપતાં સુખને. ૧૦૨

**શત્રુઘ્ન**—રામચંદ્રની આજ્ઞા પૂર્ણ રીતે પાળવાથી આપને વિષે મ્હારૂં મન પૂર્ણ પ્રેમાળ બને છે.

**રામ**—ભગવાન્ મૈત્રાવરૂણે ! આ કિષ્કિંધાના પતિ સૂર્યસુત સુગ્રીવ, અને આ લંકાધિપતિ પુલસ્ત્યપુત્ર વિભીષણ આપને અભિવંદન કરે છે.

**વસિષ્ઠ**—તમારી દીર્ઘ પ્રશંસાના સ્થંભરૂપ આ બન્ને જણા થયા છે.

**રામ**—ભરત ! આ સીતાના બન્ને હિયેરોને તું આલિંગન કર.

[ ભરત, સુગ્રીવ, વિભીષણ પરસ્પર ભેટે છે. ]

**વસિષ્ઠ**—

સવૈયા બત્રીસા.

રામ દશાનનને હણનાર સતીજનમાં અગ્રેસર સીતા
ઇંદ્રજીત અરિને રણમા જીતનાર સુલક્ષ્મણ સરખો ભ્રાતા
રામવિયોગે સેવે તેની ભરત પાદુકાઓ વદીએ શુ !
શત્રુઘ્ન વડિલબંધુ સમો ગુણથી અતિવંદ્ય કુટુંબ રઘુનું. ૧૦૩

[ રામને ] વત્સ દશરથનંદન રામચંદ્ર ! આજ ઘણુંજ શ્રેષ્ઠ મુહૂર્ત છે. માટે પિતાના રાજ્યસિંહાસન ઉપર બેસ; ત્હને અભિષેક કરીયે.

[ રામ તેમ કરે છે ]

[ વશિષ્ઠ શિવાય સઘળા સાષ્ટાંગ પ્રણમે છે. ]

[ **નેપથ્યમાં** મંગળગીત મંગલાચરણ વાદ્ય વિગેરે વાગે છે. ]

[ આકાશમાં ]

વસંતતિલકા.

આરાધતાં શિવજીએ મુજનેજ પ્હેલાં
આપેલ પુષ્પક વિમાન સુ રામ ! તે આ
તેના થયા પ્રભુ ત્હમે અહિ આપશો તે
યાચે કુબેર તમને શિવમિત્ર પોતે. ૧૦૪

**વશિષ્ઠ**—વત્સ રામભદ્ર ! ધન્ય છે ધન્ય છે. પરમપૂજ્ય કુબેર પણ ત્હારી યાચના કરે છે.

**રામ**—વિમાનરાજ ! ભગવાન ધનપતિ પ્રાર્થના કરે છે, તો હમે પણ અર્પણ કરીયે છીયે. [ ઉંચુ જોઇ ] કેમ શુ ધનપતિ કુબેરની પાસે જવા વિમાનરાજ ચાલ્યું.

વશિષ્ઠ—હવે શું તમારૂં પ્રિય કરૂં.

રામ—આ'નાથીયે વળિ શું વિશેષ પ્રિય હોય છે, કે—

શાર્દૂલવિક્રીડિત.

તોડયું શંકરનું ધનુષ પણ ના કોપ્યા મહાદેવ તે
બાંધ્યો સેતુ તથાપિ શાંત જળધિ જોયો રૂડો તેહને
માર્યો રાવણને પ્રસન્ન બનીયા બ્રહ્મા તથાપિ અહા !!
પામ્યા પુષ્પકને સમર્પણ કર્યું કુબેરને માગતાં ૧૦૫

તથાપિ આ પ્રમાણે હો;

રાગ બિહાગ.

દિવ્ય શુભ અથિમય વચન રચજો— ધ્રુવ પદ.
મધુર મુક્તામયી ઉક્તિ કરનાર અતિ
યુક્ત વળિ સજ્જનો ભવ્યરૂપ
અસત સસાર વ્યવહાર ભય ક્ષય કરણ
ચકિતકર અર્થનું રહસ્ય રૂપ— દિવ્ય શુ૦
કાવ્યવપુ બ્રહ્મના હૃદય સંતોષકર
સાત્વિક કવિ પ્રથમ વિરચતા જે
જે બહુ પ્રસિદ્ધ તે તત્વ ચિંતન કરી
અરચજો વા નિત વખાણ કરજો— દિવ્ય૦-૧૦૬

## राघवानन्दो नाम दशमोऽङ्कः समाप्तः

महाकवि श्री राजशेखर विरचितं
बालरामायण महानाटकं
सम्पूर्णम्.

# टिप्पण.

૧.—૩ નાટ્યશાસ્ત્રની પ્રસિદ્ધ માન્યતા પ્રમાણે આ મહાનાટકની શરૂઆત નાંદીથી કરવામાં આવેલી છે. " नन्दन्ति देवता यस्मात्तस्मान्नान्दीति कीर्तिता " । તથા " आशीर्वचनसंयुक्ता स्तुतिर्यस्मात्प्रयुज्यते । देवद्विजनृपादीनां तस्मान्नान्दीति कीर्तिता " ॥ દેવતાઓ જેનાથી આનંદ પામે છે તેને તથા જેમાં દેવો દ્વિજો અથવા રાજાઓને આશીર્વાદપૂર્વક તેમનાં યશોગાનની યોજના કરવામાં આવી હોય તેને નાંદી કહેવામાં આવે છે. કેટલાક નાટ્યકારોના મત પ્રમાણે આઠ પદવાળી કે બાર પદવાળી નાંદી હોવી જોઇએ, પણ એવો નિયમ કંઇ સર્વ નાટ્યકારોને માન્ય હોય એમ જણાતું નથી કેમકે પ્રથમ પ્રસિદ્ધ મહાકવિ કાલિદાસે પોતાના નાટકોમાં તે નિયમ સ્વીકારેલો જણાતો નથી, તથા પ્રસિદ્ધ નાટ્યકાર ભવભૂતિએ પોતાના ઉત્તરરામ ચરિતમાં નાંદી આઠ પદવાળી સ્વીકારેલી છે. આ ઉપરથી આટલું તો સિદ્ધ થાય છે કે આ નિયમ પાછળથી શરૂ થયેલો લાગે છે. કાલિદાસના વખતમા તેવા નિયમનુ અસ્તિત્વ નહિ હશે. તેથી અહિં પણ તે પ્રાચીન પ્રણાલીને અનુસરી, રાજશેખરે પોતાના નાટકમાં તેનો સ્વીકાર કરેલો નથી, અથવા સ્વીકાર કરેલો છે એમ માનીયે તો " श्लोकपादः पदं केचित् सुप्तिङन्तमथापरे ॥ परे वान्तरवाक्यैकस्वरूपं पदमूचिरे " ॥ આ નિયમને અવલંબી શ્લોકના મુખ્ય યતિ સુધી અવાંતર વાકય ગણી પદ મનાય તો આઠ પદવાળી આ નાંદી છે. ભાષાંતરમાં તેવી જ રીતે નાંદી સ્વીકારેલી છે. મૂળમાં નાંદીનું શિખરિણીવૃત્ત છે, પણ અહિં તે વૃત્તમાં યથાર્થ ભાવની અનુકૂલતા સ્પષ્ટ ન થવાથી પ્રભાત રાગ મૂકેલો છે.

કવિસૃષ્ટિના મૂળ બીજરૂપ વાણી છે, વાણીથી જ કાવ્યરચનાનો મનોહર વિસ્તાર બની અનેક ગ્રંથરૂપે પ્રચાર થાય છે, માટે તે વાણીને મહાકવિ રાજશેખરે એક દૈવી પાત્ર માની તેના સમુદાયનો વિજય થવા ઇચ્છયુ છે અને તેના ગુણોનુ ગાન કર્યું છે.

૧.—૬—૧૩ પ્રસાદ ગુણને માટે સાહિત્ય દર્પણમાં લખે છે કે, " चित्तं व्याप्नोति यः क्षिप्रं शुष्केन्धनमिवानलः । स प्रसादः समस्तेषु रसेषु रचनासु च " ॥ સૂકાં લાકડાંમાં જેવી રીતે અગ્નિ તરત પ્રજ્વલિત થાય છે તેવી રીતે

રસોમાં અને રચનાઓમાં ચિત્ત સત્વર તન્મય થઇ જાય તેને પ્રસાદ ગુણ કહે છે. તેવા પ્રસાદગુણનું જે પાત્ર છે-આધાર છે અર્થાત્ પ્રસાદગુણથી પૂર્ણ છે, જે શ્રવણથી-કાનથી ચખાય (સભળાય) તેવા સર્વ સ્વાદિષ્ટ (સાભળવા યોગ્ય) પદાર્થોમાં મધુર અને મુખ્ય છે એટલે ઘણા સ્વાદથી ભરપૂર છે, જે આત્મજ્ઞાન પમાડનારી તત્વવિદ્યાના સ્વરૂપે બની વિરામ પામે છે અર્થાત્ તત્વજ્ઞાનમય છે, જેનો કાવ્યના ભાવરૂપ શરીરથી સુદર રીતે પરિણામ થાય છે એટલે કાવ્યમાં શબ્દ ચમત્કૃતિ કરતાં અર્થ ચમત્કૃતિ હોય તે વિશેષ યોગ્ય છે માટે જે અર્થ ચમત્કૃતિથી ભરેલો છે તે શ્રેષ્ઠ કવિઓથી સેવન કરાતો સર્વ રીતે સુખ આપનાર વાણીનો ગુફ-વાણીની ગુથણી-રચના વિજય પામે છે, તેનો સર્વથી અધિક જયજયકાર થાય છે.

૧.-૧૬ ભુજ-હાથરૂપ સ્થભમા (થાભલામાં) લક્ષ્મીરૂપ કરેણુને-હાથણીને બાધનાર એટલે પોતાની ભુજાથી વિજય પ્રાપ્ત કરી અચળ લક્ષ્મીને મેળવનાર રઘુકુલતિલક-રઘુવશને શોભાવે તેવા (તે વંશમાં પ્રગટ થયેલા)

૧.-૧૯ નાટયાચાર્ય-નાટયશાસ્ત્રના સપૂર્ણ અભ્યાસી, તેના અભ્યાસ કરાવનાર અધ્યાપક.

૧.-૨૨-૨૫ વીરરસ તથા અદ્ભુત રસથી પૂર્ણ એવા કાવ્યમાં નાટયમાં અને નૃત્યમા જેની ઘણી જ પ્રવીણતા-ચાલાકી-હુશીઆરી છે. તેને મ્હારી પ્રવીણ-એ ત્રણે કલાઓમાં ચાલાક કુમારી-પુત્રી વરશે-પરણશે

૧.-૨૬ ભરતપુત્ર-નાટયકાર, મુખ્ય નાટયકાર તરીકે ભરતમુનિ કહેવાય છે, માટે નાટયકારોને સામાન્ય ભરતપુત્ર કહી ઓળખાવવામાં આવે છે

૧.-૨૮ કર્ણાટ નટ-દક્ષિણમા કર્ણાટક છે ત્યાનો રહેવાસી રંગવિદ્યાધર નામનો નાટયકાર.

૨.-૮ દ્વીપાંતરથી-નવદ્વીપ પૃથ્વી પુરાણોમા માની છે, આ દ્વીપમાંથી બીજા દ્વીપમા જઇને, (ખૂબી તો એ છે કે ઉપરની સકલનાથી આ નાટકનો સમસ્ત સાર દર્શાવ્યો છે જેમકે જનક રાજાનુ, વીરત્વથી ધનુષારોપણ કરનારને પોતાની કન્યા સીતાને પરણાવવાનુ પણ લેવું, તેમ દક્ષિણમાથી-લંકામાંથી આવેલા રાવણનુ તે કાર્યમા નિષ્ફળ થવું, જેથી સીતાનું હરણ કરવાની અને તેના વરનારને મારી નાંખવાની પ્રતિજ્ઞા લેવી, રામચદ્રે ધનુષારોપણ કરી સીતાને મેળવી પછી તેનું હરણ કર

નાર રાવણને મારી દ્વીપાંતરમાંથી સીતાને પાછાં લાવવાં ઇત્યાદિ વસ્તુનું સૂચન કર્યું છે. )

૨.–૨૨ વસુધામાં–પૃથ્વીમાં. કામદેવ અનુક્રમે–ઉત્તરોત્તર હમેશાં કો'ને સુખ આપે છે ? અર્થાત્ કોઇને પણ આપતો નથી, કામાધીન બનેલા મનુષ્યનુ છેવટે પતન થાય છે આમ કહેવું એ રામાયણના રાવણને ઉદ્દેશીને છે. આ ઉપરથી રાજાની આજ્ઞાનો હેતુ સમજી પોતે સૂત્રધાર આજ્ઞાપત્ર વાંચે છે.

૨.–૨૫ નિર્ભય ગુરૂ–નિર્ભય રાજના ઉપાધ્યાય–અધ્યાપક ( અભ્યાસ કરાવનાર ) રાજ શેખરે વાલ્મીકિની કથા–રામાયણ, તેને ઉદ્દેશીને શુ રચેલુ છે ? અર્થાત્ તે કવિએ રચેલા બાલરામાયણ નાટકને ભજવી બતાવો.

૩.–૬–૮ સદ્વિજ્ઞાને–સારા વિજ્ઞાનશાસ્ત્રોનો અભ્યાસ કરવાથી પોતાના કુળમા મણિ સમાન પ્રકાશિત થયેલા, શુદ્ધ–પતિવ્રતા સ્ત્રીથી જેની કીર્તિ જગતમાં પ્રસરી રહેલી છે, તે દેશદેશાતરમા ફરનાર રાજશેખર કવિનુ રચેલુ ધીરોદાત્ત નાયક રામ નામધારી વિષ્ણુનુ ચરિત્ર તે કાવ્યરૂપે બનેલી જાણે બીજી કામધેનુ છે. એટલે કામધેનુ જેમ અભીષ્ટ સિદ્ધિ કરે છે તેમ કવિનુ રચેલુ બાલરામાયણ પણ અભીષ્ટ ( ચહાય તેવી ) સિદ્ધિ આપનારૂ છે.

૩.–૧૦ જ્ઞાનદૃષ્ટિથી–તત્વજ્ઞાન પ્રાપ્ત થવાથી સર્વ રામ ચરિત્રને સમાધિદશામા પ્રત્યક્ષ કરીને–અનુભવીને.

૩.–૧૪ ચર્મચક્ષુ–મનુષ્યો સામાન્ય રીતે તત્વજ્ઞાનના અભાવે ચર્મની આંખથી જ જોનાર છે. તાત્પર્ય કે તેમને જ્ઞાનદૃષ્ટિનો અભાવ હોય છે.

૩.–૧૭–૧૮ સ્ત્રીયોના મુખરૂપ ચદ્રમા જેમ કાળા કમળના પત્ર જેવાં નયન છે–આંખો છે તેમ કવિઓની જીભમા સુદર વાણીરૂપી લોચન–આંખ વિલસે છે–શોભે છે.

૩.–૨૨–૨૫ ભૂ–પૃથ્વી સમુદ્રથી વીંટાયેલી છે, અર્થાત્ તેનો અત સમુદ્ર સુધીમાં આવી જાય છે. સમુદ્ર સેંકડો ગાઉ સુધી છે એટલે સેંકડો ગાઉ ગયા કે સમુદ્રનો અત પણ આવી જાય છે. પંથી–પ્રવાસી, મહાન્ મુસાફર, સૂર્ય રોજ આકાશની સીમાને માપે છે અર્થાત્ તેનો પણ અંત સૂર્યથી આવી જાય છે. આ પ્રમાણે સર્વ વસ્તુઓ પ્ર-

ત્યક્ષ રીતે સીમાવાળી-અવધિવાળી જણાય છે પરંતુ પ્રાજ્ઞોની-બુદ્ધિમાન્ પુરૂષોની બુદ્ધિ અંત વિનાની હોઇ-અવધિ વિનાની હોઇ વિજય પામે છે. આશય કે બુદ્ધિમાનોની બુદ્ધિનો કોઇ પણ વખત અંત આવતો નથી.

૩.-૨૯ યોગીંદ્ર-યોગીઓમાં શ્રેષ્ઠ, છંદકર્ત્તા પ્રથમ વેદમય ભાષાનો પ્રચાર હતો પણ એકદમ પ્રચેતસપુત્ર વાલ્મીકિને છંદોમયી વાણી પ્રગટ થઇ અને રામાયણ રચ્યુ, પછી છંદોનો પ્રચાર થયો તેથી તેમને છંદકર્ત્તા કહ્યા છે.

૪.-૬-૭ યદા—અથવા જો મ્હારી વાણીમાં સુંદર વચનામૃતો હોય તો મ્હારે શામાટે વિનય વચનો કહેવાં જોઇએ, વિદ્વાનો તો પોતાના આનંદમાંજ મત્ત-તન્મય બની રહ્યા છે, તેમને પારકાઓની યાચના કરવી એ ઘણીજ હલકાશ છે. આમ કહી કવિ પોતાનાં કાર્ય માટે કઇ ઓરજ દૃઢતા જણાવે છે. આ તેનો ઉચ્ચ આશય છે.

૪.-૧૦-૧૩ શ્રવ્યા-સાભળવાલાયક, પ્રાકૃતધુરી-પ્રાકૃતભાષાને વહન કરનારી એટલે પ્રાકૃત ભાષાવાળી સહજ મધુરી-સ્વાભાવિક મીઠાશવાળી સુંદર વાણી, અપભ્રંશો-સસ્કૃતમાંથી ફેરફાર સાથે થયેલા તે, સત્યવચની-ખરેખરા આશય યુક્ત વચનવાળી રસમય રચના-ગુંથણી, આ બધા જુદા જુદા પંથો-માર્ગો ( રીતિઓ ) છે. પણ તે ઘણાજ મનોહર છે. એ બધાને બનાવનાર આ કવિવર રાજશેખર સર્વમાં ચતુર છે-હુશિયાર છે.

૪.-૧૯ નટ બટુ મુખમાં-નાટકકાર આ બ્રાહ્મણના મુખમાં કાવ્યરૂપ કન્યા, જર્જરા-ઘરડી થઇ ઘણા કાળ સુધી રહો, તાત્પર્ય કે મ્હારા નાટય ઉપર ભલે કોઇને પ્રેમ થાવ અથવા ન થાવ, પણ મ્હને તેની દરકાર નથી, મ્હારી વસ્તુ તમને સારી લાગે તો વાંચો નીકર ભલે મ્હારી પાસે પડી રહે.

૪.-૨૨ ગગન રત્નાકરના રત્ન-ગગન રૂપ સમુદ્રના રત્ન જેવા-મણિ જેવા સૂર્યને પણ પૂછ-સૂર્યને કોઇ પણ ન જાણતું હોય એમ સંભવે નહિ છતાં સૂર્યને ઓળખવામાં જેમ પ્રશ્ન કરવામાં આવે તેમ તું સૂર્ય સરખા પ્રતાપી રાજશેખરના સંબંધમાં પ્રશ્ન પૂછે છે.

૪.—૨૫—૨૮ જાણે મૂર્ત્તિમાન ગુણોનો સમુદાય હોય તેવા અકાલજલદ નામના કવિ જેમાં—જે વંશમાં થઇ ગયા તથા જે વંશમાં કાન-થી પીવાય તેવા વચનો વડે સુરાનંદી ( સુર—આનદ ) દેવતાઓને આનંદ આપનાર સુરાનંદી એવા નામના થઇ ગયા તેમ જે વંશમાં તરલ કવિરાજ આદિ કવિઓ થઇ ગયા છે તેવાની તો ગણત્રીજ થતી નથી એવા મહાન્ પ્રસિદ્ધ યાયાવર કુલમાં આ મહાભાગ્યશાળી કવિ જન્મ પામ્યા છે.

૫.—૩—૬ જે વાણી વેદ વિદ્યારૂપ લતાનું પ્રથમ મૂળ છે, કવિની નહિ મીંચાય તેવી જીભરૂપી આંખ છે, અને જે વાણી જેને જેવી ઇચ્છા હોય તેવી ઇચ્છા પૂર્ણ કરનાર છે તે વાણી દેવી મ્હારા સમીપમાં નિરંતર રહો, આમ કહી કવિ પોતાના કાર્યની સિદ્ધિ થવા વાણી દેવી ( ભારતી ) સરસ્વતી દેવીની સ્તુતિ કરે છે. એક કવિ પોતાની પ્રતિભાજનક વાણીને ઇષ્ટ દેવી તરીકે માને તેમા નવાઇ નથી.

૫.—૧૧—૧૨ કારણ કે દૈત્યોના નાશ કરનાર પોતાના કુલમાં રત્ન જેવા એટલે સ્વવંશને શોભાવનાર એ રામમાં મ્હારી મદ બુદ્ધિ છે—રામને તથા તેમનાં ચારિત્રોને જાણવામાં હું અલ્પબુદ્ધિ કોણ માત્ર છુ પણ જે મ્હારી આ વાણીમાં પ્રવૃત્તિ થઇ છે તે કેવળ દૈવયોગથી થયેલી છે. આ પ્રમાણે કહી કવિએ રામ ઉપર અત્યત પૂજ્યભાવ દાખવ્યો છે.

૫.—૨૨—૨૯ બુધોએ—વિદ્વાનોએ મતા—માન્ય કરેલી, રસ પ્રવાહોની—રસના ઝરાઓની—સીમા ( અવધિ ) છેલ્લી સ્થિતિ એથી આગળ બીજાનો અભાવ તેવા ઉત્તમ પ્રકારના રસોને મેળવવા, સુધા વર્ષિણી—અમૃત વરસાવનારી રાજશેખરની સુદર વાણીને સાંભળ, જે દુઃખી મનુષ્યોના દુઃખને દૂર કરનારા, શૂર નર—પરાક્રમ કરવામાં સમર્થ, સૌજન્ય ( સુ-જનપણું ) ના સાગર જેવા અર્થાત્ જેમનામાં ઘણીજ સજ્જનતા છે તેવા, ત્યાગી—વૈરાગ્ય સપન્ન વા નિસ્પૃહી કોઇની પણ સ્પૃહા નહિ રાખનારા, સત્યરૂપી અમૃતનો ચદ્રમા હોય તેવા એટલે નિત્ય સત્ય ભાષણ કરનારા, ગુણોરૂપી રત્નના પર્વત જેવા અર્થાત્ અનેક ગુણ સપન્ન તેમનાં તે હું શાં શાં વખાણુ કરૂં ! ખરેખર એ તો દેવજ છે કેમકે રઘુવંશમાં શ્રેષ્ઠ મહેંદ્રપાલ નામનો રાજા તો જેનો શિષ્ય છે. એવા તે રાજશેખર કવિ છે. આ પ્રમાણે શંકર—વર્મ્માએ કરેલુ સ્તુતિ વર્ણન પોતાના નાટકમાં પ્રસિદ્ધ કરી તથા પોતાને વાલ્મીકિ

ભતૃમેંઢ ભવભૂતિ વિગેરેનો અવતાર ગણાવી કવિએ આત્મશ્લાઘાની અવધિ કરી છે પરંતુ ઘણા કવિઓની આવી પરંપરા જણાય છે તેથી તથા બીજા તેના અનેક ગુણો અને માધુર્ય રસથી છલકાઇ જતી ભભકવાળી વાણીમાં મુગ્ધ બનતાં આપણે કહેવુંજ પડશે કે તે નિર્દોષ છે.

૫-૩૨-૩૩ શશિ સમીપના—ચદ્રમડળની પાસેના પોતાના નિવાસોને ત્યાગ કરતું ત્યાંથી જતું રહેતું સુરવૃંદ-દેવતાઓનું ટોળું (દેવતાઓ) વિમાનમાંથી ઉતરીને રાહુથી પીડા પામતા ચદ્રને ચીતરે છે. (આ પદ્યમા) ઇંદ્રાદિક સર્વ દેવતાઓને રાવણથી બહુજ દુઃખ થાય છે માટે તેઓ પોતાના નિવાસ સ્થાન (સ્વર્ગ) ને છોડી પોતાની પીડા (પરમાત્માને) જણાવે છે, એવા ગર્ભિત અર્થનો ધ્વનિ કરે છે.) આ પ્રમાણે નેપથ્યમા ગાન કરી શુનઃશેફના પ્રવેશનુ સૂચન કરે છે. "नासूचितं विशेत् पात्रम्" સંસ્કૃત નાટ્યકારોનો આ મુખ્ય નિયમ છે કે, સૂચના કર્યા શિવાય કોઇ પણ પાત્રનો પ્રવેશ કરાવવો નહિ. આ નિયમ કાલિદાસ અને ભવભૂતિએ ઘણોજ ખૂબી બધ રીતે પાળેલો છે.

૬.-૪ નાટકના પ્રથમપ્રાણો—નાટકનુ આદિ જીવન, એટલે પ્રથમ શરૂઆત છે. દરેક નાટકોની ઘણું ખરૂ ધ્રુવા ગીતિથીજ શરૂઆત કરવામાં આવે છે.

---

## अङ्क १.

૬.-૨૦-૨૨ દિવસ રૂપી હાથીના કા'નો ઉપર લગાવેલા અરૂણ—રાતા ચામરો હોય તેવા દિનેશના-સૂર્યનાં કિરણો

૬.-૩૦ સિદ્ધાશ્રમ—વિશ્વામિત્ર મુનિના આશ્રમનુ નામ છે.

૬.-૩૧ શ્રોત્રિય=અંગસહિત વેદાભ્યાસ કરી નિત્યકર્મ કરનાર ક્ષત્રિય-જનકરાય

૭.-૪ અવભૃથસ્નાન=યજ્ઞના અંતમા જે સ્નાન કરવામાં આવે છે તે.

૭.-૮ કૌશિક=કુશિકનદન (પુત્ર) વિશ્વામિત્ર.

૭.-૧૨-૧૩ કુલપુત્રક=કુલનુ રક્ષણ કરનાર કુલદીપક, અગર્ભજા—ગર્ભથી નહિ ઉત્પન્ન થયેલાં (અગર્ભ સભવા) સીતાની ઉત્પત્તિ ભૂમિમાંથી

થઇ છે, રામાયણમાં જણાવ્યું છે કે ખેતરમાં હળથી ખેડતાં એક પેટી નીકળી તેમાંથી સીતા પ્રગટ થયાં.

૭.–૧૯ આ એક બીજેજ લમણા ઉપર ફોલ્લો ફાટયો છે—એક કાર્ય તો હજુ ઊભું છે તેમાં આ બીજું દુઃખ પણ આવી પડયું. નિશાચર–રાક્ષસોનો ચક્રવર્ત્તિ–સાર્વ ભૌમરાજા, દશાનન ( દશ+આનન ) દશ મુખવાળો ( દશકંઠ ) લંકાપતિ રાવણ.

૭.–૨૪–૨૭ શમશૌર્યથી—શાંતિથી અને પરાક્રમથી પોતાના રાજ્યની સારી રીતે સંભાળ લેનાર રાજાને પારકા મુલકની–શત્રુ રાજાના દેશની ચિંતા ( તેમની હિલચાલ કેવી છે તે સબંધી તપાસ ) પાણીથી સીં-ચાયેલુ તરૂ–વૃક્ષ ( ઝાડ ) જેમ ફળ આપે છે તેવીજ રીતે ખરેખર ઉત્તમ ફળ ( સુખરૂપી ) આપે છે, કેમકે કપટ ભરેલા રાજ્ય કાર-ભારો ગુપ્તચરો ( ડિટેકટીવો ) શિવાય રાજાને સુલભ રીને સાધ્ય બની શકતા નથી અને અમિત બુદ્ધિવાળા રાજાને તો રાજ્યલક્ષ્મી દુઃખરૂપ થઇ તેને રાજ્યપદથી ભ્રષ્ટ કરે છે–નીચે ગબડાવી નાંખે છે.

૮.–૪ મેનકા કામુક—વિશ્વામિત્રના તપથી ભયપામી દેવતાઓએ તપનો ભગ કરવા તેમની પાસે મેનકા નામની અપ્સરાને મોકલી હતી તેમાં આસક્ત બની વિશ્વામિત્રે કેટલોક કાળ વિષય સુખ ભોગવ્યું તે પુ-રાણુ કથાને અનુસરી અહિં મેનકાકામુક–તેમા કામાસક્ત બનેલા વિશ્વામિત્ર એમ કહ્યુ છે, ત્રિશંકુને યજાવનાર–સૂર્યવંશમાં ઉત્પન્ન થયેલા ત્રિશકુ નામના રાજાએ સશરીરે સ્વર્ગમાં જવાને યજ્ઞ કરવા વશિષ્ઠમુ-નિની પ્રાર્થના કરી તેમણે સશરીરે તું સ્વર્ગમાં જવા યોગ્ય નથી એમ કહ્યું, તેથી તેમના શત્રુ વિશ્વામિત્રની પાસે આવી માંગણી કરી ત્યારે તેમણે તે સ્વીકારી અને યજ્ઞ કરાવી સશરીરે સ્વર્ગમાં રાખ્યો. એવું રામાયણમાં છે તેને ઉદ્દેશી અહિં કહ્યુ છે. ક્ષત્રિય બ્રાહ્મણ–પ્રથમ વિશ્વામિત્ર ક્ષત્રિય હતા પછી તપશ્ચર્યા કરી બ્રહ્મપદ મેળવેલુ છે માટે.

૮.–૯ દાન્ત=ઇંદ્રિયોનો નિગ્રહ કરનાર.

૮.–૧૮ સપ્તપદી મૈત્રી–વિભક્ત્યતને પદ કહેવાય છે. તેવા સાત પદોએ વાતચિત કરતાં મિત્રતા થઇ હોય તે અથવા લગ્ન સમયે વરવધૂને સપ્તપદી કરાવવામાં આવે છે ત્યારથી તે બન્નેમા અપૂર્વ પ્રેમનાં બીજ રોપાઇ મૈત્રી જોડાય છે તેવા પ્રકારના સ્નેહવાળી મૈત્રી.

૮.—૨૧ સ્વાધ્યાય વિઘ્ન કેમ છે ? —નિરંતર કરવાનો પાઠ વેદાભ્યાસ તે આજે બધ રાખવાનું શુ કારણ છે ?

૯.—૩—૧૨ જેણે દક્ષિણ દિશા તરફ આકાશમાં સાત મુનિઓ સ્થાપન કર્યા છે અને ગૃહોના ( તારાદિકોના ) નિવાસો બનાવ્યા છે, યજ્ઞનાં સર્વ અંગોને દેવતા નાશ કરતા હતા તોપણ બીજા યજ્ઞ કરી વશિષ્ઠ મુનિના શાપને નાશ કરી, યજ્ઞનો જેને આધાર છે તેવું ત્રિશકુને રહેવા માટે આકાશનાં મધ્યમાં ઇંદ્રને નહિ ગણકારતાં ( ત્રિશંકુને દેવો સ્વર્ગમા પેસવા દેતા નહોતા અને યજ્ઞોનો નાશ કરતા હતા માટે) જેણે બીજુ સ્વર્ગ બનાવ્યુ છે, એવા, જે ક્ષત્રિયોમાં અને બ્રાહ્મણોમાં મણિ સમાન શોભી રહ્યા છે, જે રાજાઓમાં અને મુનિઓમાં વિજય પામેલા છે, જેના હાથો ( યજ્ઞમાં ઘી હોમવાના ઉપયોગમાં આવતા ) સ્રુચી અને ધનુષ ધારણ કરવાથી પવિત્ર બનેલા છે જેને કમલભૂ દેવે-( કમલમાથી થયેલા ) બ્રહ્મદેવે સપ્તમુનિમા સપ્તમસ્થાન આપ્યુ છે તે ત્રણે લોકમા તિલક જેવા શ્રેષ્ઠ મનાતા મહારા ગુરૂ વિશ્વામિત્રને પણ તું જાણતો નથી ?

૯.—૧૮ ચારને=ગુપ્ત બાતમીદાર દૂતને (ડિટેકટીવને)

૯.—૩૧—૩૪ જેણે વીંધ્યાચલ પર્વતને સ્થીર કર્યો, એક ઘુટડાથી જલધિનું—સમદ્રનું પાન કર્યું અને જેણે મહાસમર્થ વાતાપિ નામના દૈત્યનો નાશ કર્યો તેવા કલશજ—કુભમાંથી ઉત્પન્ન થયેલા અગસ્ત્યમુનિ મનુષ્યોમાં અજાણ્યા નથી અર્થાત્ તેમને બધાએ ઓળખે છે જે લોપાસુદ્રાના હૃદયથી વ્હાલા પ્રાણનાથ, ત્રણે લોકના ગુરૂ, વેદત્રયી—ૠગ્વેદ યજુર્વેદ સામવેદ એ ત્રણે વેદને ધારણ કરી—સેવન કરી મણિગિરિ—માણેક નામના પર્વત પાસે નિવાસ કરે છે, તે અગસ્ત્યમુનિ મ્હારા ગુરૂ થાય છે.

૧૦.—૪ પાપના ક્ષય માટે જપવા યોગ્ય મત્રને, અઘમર્ષણ કહે છે, પાપ કર્મના ક્ષયમાટે વિધિ પ્રમાણે કરવામાં આવતું કર્મ તેને પ્રાયશ્ચિત કહે છે.

૧૦.—૨૪—૨૭ જેને ધારણ કરતાજ ઘણાં મનુષ્યોએ પોતાનુ વીરવ્રત—પરાક્રમના કાર્યો મુકી દીધાં છે તેવું ગિરીશનુ—શકરનુ ચાપ—ધનુષ મ્હારે બાણ સાથે યોજી ચઢાવવાનું છે, એમ કરવાથી ગર્ભથી નહિ ઉત્પન્ન થયેલુ ( માટે અલૌકિક સ્વરૂપવાન ) નારી રૂપ રત્ન શોળમ

જેથી લીલામય–વિલાસી બનેલાં મ્હારાં વીસ નેત્રોરૂપી પંકજતણુ–કમળોનું વન ખીલ્યું–ખીલીને–પ્રફુલ્લ થઇને પ્રકાશે છે–શોભે છે.

૧૧.–૩ હે વહ્નિ !–હે અગ્નિ ! તું ત્હારી જ્વાળાઓને છુપાવી દેવા–દૂર કરવા વરસતા મેઘ પાસે પરિચય કર–અભ્યાસ કર અને હે ગ્રીષ્મઋતુ ! તું જો હેમંતઋતુ પાસે જઈશ તો ત્હારો તાપ નાશ પામતા શાંત બનીશ. હે સૂર્યો (પ્રત્યેક માસના જુદા જુદા નામ ધારી બાર સૂર્ય તેથી બહુ વચન મૂક્યું છે) તમારા તીખા તાપને સારી રીતે શાંત કરવા જળથી ભીની ભીની કાંતિને ધારણ કરો, કેમકે સ્વર્ગ મૃત્યુ પાતાળ એ ત્રણે ભુવનના લોકને જીતનાર આ દશાસ્ય–દશમુખધારી રાવણ બીજાના પ્રતાપને જરા પણ સહન કરતો નથી, અર્થાત્ તમે આ રાવણને તાપ દેખાડો છો તે સારૂં કરતા નથી આ પ્રમાણે કરવાથી તે તમારા ઉપર કોપાયમાન બનશે.

૧૧.–૭ ગગન પુષ્પ–આકાશનુ પુષ્પ હોય તેવું પુષ્પક નામનુ વિમાન.

૧૧.–૧૧–૧૨ મનજયી–મનના વેગને જીતે તેવા અત્યન્ત વેગથી, ધરણી સુતા–સીતા.

૧૧.–૧૮–૨૬ રામાયણના બાળકાડમાં છે કે, રાવણે શંકરને પ્રસન્ન કરવા મોટું તપ કર્યું તોપણ પ્રસન્ન થયા નહિ ત્યારે પોતાનાં માથાં કાપીને અગ્નિમાં હોમી કમલપૂજા કરવા લાગ્યો. આ'વી રીતે કરવાથી શકર પ્રસન્ન થયા તેને ઉદ્દેશી અહિં કહેવાય છે કે, શિર વિભૂષણ–માથાંની શોભાને વધારનાર કેશોને ડાબા હાથોએ પ્રવેગે–ઘણાજ વેગથી ઝાલી ખેંચીને અકપટ અસિ લેવે–કપટ વગર સરલ રીતે તલવાર લેવામા પટુ–હુશિઆર–ચાલાક. એવા જમણા હાથે કઠપીઠો–કઠના પાછલા ભાગોને છેદી નાંખતા, તથા શંકરની પ્રીતિ મેળવવાને આ'વી રીતે સેવાનો યોગ્ય વિધિ છે એમ માની રહેલા, જે શકરના પ્રસન્ન થવાથી જેને દશ મસ્તક અને વીસ ભુજાઓ થઇ છે તે આ દશાનન–રાવણ બળપૂર્વક હરણ કરવામાં સમર્થ છે તોપણ તમારી પાસે ધનુષ ચઢાવવાના "પણને" સ્વીકારી સીતાની માગણી કરે છે. એમની સાથે સંબધ જોડશો તો જ્યાં સુધી આ ભૂમિ સ્થીર રહેલી છે ત્યા સુધી નિમિરાજાનુ કુળ હમેશાં વિજયી રહેશે. તાત્પર્ય કે તું એ રાવણને સીના નહિ આપે તો તે તમારા સર્વનો નાશ કરી સીતાનું બળાત્કારથી હરણ કરશે.

૧૨.–૪–૭ શતપથ નિગમ–યજુર્વેદના બ્રાહ્મણ ભાગને શતપથ કહેવામાં આવે છે તે શતપથયુક્ત વેદોનો વિચાર કરનાર બ્રહ્મને–પરમાત્માને સાક્ષાત રીતે અનુભવ કરનાર એવા હમે મહામુનિ કૌશિક જેવાનાં હૃદયમાં પણ સારા ભાવને સ્થીર કરનાર બન્યા ( કેમકે તેમણે મ્હેં કરેલુ યજ્ઞનુ નિમન્ત્રણ સાચવવા પોતાથી કાર્યવશાત્ ન આવી શકાયું તો પોતાના પ્રતિનિધિરૂપે શુનશેફને મોકલી મ્હારા ઉપર પ્રેમ દર્શાવ્યો છે ) તેથી અત્યત તૂરા રસો ( ઇંદ્રિયોનુ દમન કરવા ) ચાખવાથી સ્વચ્છ અને પવિત્ર બનેલુ મ્હારૂ મન સમાધિ ( પ્રાણાયામ કરી બ્રહ્મ ધ્યાન કરવા ) માં ઢીલુ બની–શિથિલ થઇ સગીત પેતુ નથી છતાં એ બહુ હર્ષભેર નાચી રહ્યુ છે–એટલે ઘણુંજ આનંદમય થયેલુ છે.

૧૨.–૧૬–૧૯ સુરપતિ–દેવોનો પતિ–ઇંદ્ર, પિનાકધરમાં ( પિનાકીમાં ) પિનાકધનુષને ધારનાર ભૂતપતિ–શિવમા, વિધિવંશમાં–બ્રહ્માના વંશમાં જેનો જન્મ છે, આ'વા અનેક ગુણો છે, જો આ'વો કન્યાને માટે વર જોઇતો હોય તો શોધ્યો પણ મળે નહિ, પરતુ આ બધા દોષોને ભૂલાવી દે તેવો એક મહાન્ દોષ કે એ રાવણ લોકોને પીડા આપનાર છે. કહેવત છે કે બધા ગુણો બધામાં તો ક્યાંથી હોય ! અર્થાત્ સર્વમાં સર્વગુણો તો હોતા જ નથી એવો તો જવલ્લેજ મળી આવે કે જેમા સઘળા ગુણો જ ભરેલા હોય.

૧૨.–૨૯ શંકર ધનુષ ચઢાવવાને આ દશાસ્ય–( દશ+આસ્ય–મુખ ) રાવણ સમર્થ છે જેણે શકરના મહાન્ કૈલાસ પર્વતને ધારણ કર્યો હતો તે શુ ન કરી શકે. તેને ધનુષ ચઢાવવું એમા તો શુ હિસાબ છે.

૧૩.–૨–૩ કોદડ દડને–ધનુરૂપી દડને, પરણેતા=પરણનાર.

૧૩.–૫ પ્રચડ ભુજદડધારી–મહાબળવાન ભુજરૂપ દડોને ધારણ કરનાર દશકઠ–રાવણ, શ્રીકઠની–શકરની.

૧૩.–૮ આજે હમે ઘણા ભાગ્યશાળી કે પુલસ્ત્ય પુત્રને–રાવણને જોયા. બ્રહ્મદેવના પુત્રના પુત્ર પુલસ્ત્યમુનિ છે અને તેના પુત્ર રાવણ છે માટે દેવતુલ્ય ભાવથી કહે છે.

૧૩.–૧૩–૧૪ શ્રોત્રિય બ્રાહ્મણનુ આતિથ્ય કરવું હોય તો મહોક્ષ–મોટો બળદ અથવા અજ–બકરો, તેને આપવા સારૂ બાંધવામાં આવે પણ તેથી ઉત્તમ દિવ્ય પુરૂષ કોઇ અતિથિરૂપે આવી ચઢયા તો તેના

આતિથ્યમાં હોમવાના ઉપયોગમાં આવતા સ્રુક (શરવો) ની સુગંધિના નિધિનો વિધિ—એટલે શરવાથી અગ્નિમાં પુષ્કળ ઘી હોમવાથી ઘણી સુગંધિ જેમાં નીકળે તેવા પ્રકારના વિધિને નિવેદન કરાય. અર્થાત્ તેમને તૃપ્ત કરવા મોટો યજ્ઞવિધિ કરવો જોઇએ.

૧૩.—૨૦ મૂલ્યધન—સીતાને મેળવવાના મૂલ્યનું ધન, ચાપ ચઢાવ્યા શિવાય સીતા મળેજ નહિ માટે તેજ તેની કિમત, એવા ધનુષને અહિં લાવો એમ કહી જાનકીને પરણવાની પોતાની આતુરતા રાવણ ઉદ્ધતપણે જણાવે છે.

૧૩.—૨૫ શરીર ઢાંકણ—જેની એટલી બધી સુંદર અને તેજસ્વી કાંતિ છે કે જેના પ્રકાશમાં શરીર ઢંકાઇ ગયેલુ લાગે છે. એવી તે વૈદેહિને—સીતાને જોવા હે હૃદય! તું નેત્રોને મિત્ર બનાવ એમ વિસ ભુજાઓથી ત્હારી યાચના કરૂં છું—વિનવું છુ.

૧૪.—૩ તેજી વજ્રે—ઇંદ્રના તેજસ્વી વજ્રવડે પણ જે ભેદાયો નહતો એવા તે મેરૂપર્વતના સોનાની કાંતિ જેવા રૂડા ધુતિસમુહથી—ઝળઝળિત કાંતિઓ વડે જે ત્રણે ભુવનમા નિવાસ કરતા લોકોનાં નેત્રોને—આંખોને આંજી નાખી દુઃખ પૂર્વક સકોચવાળી બનાવી દે છે એવું અને જે ભયકર જણાતુ આ શકરનું ધનુષ દશે દિશાઓના ભાગોને પીળા પીળા રગે છે—બનાવી દેછે.

૧૪.—૨૧ આશ્વાસન આપે એવા સખીનાં વચન સાંભળી, ધનુષ ચઢાવી રાવણ મ્હને પરણશે એવી શકા જતી રહી તેથી, મેઘવૃષ્ટિ થયા વિના ત્હારાં વચનથીજ મ્હારા જીવમાં જીવ આવ્યો એમ કહ્યું. મેઘવૃષ્ટિ થવાથી સર્વને નવું જીવન પ્રાપ્ત થાય છે તેવું ત્હારાં વચનથી મ્હારે બન્યું.

૧૪.—૨૫ રાવણનું ભયકર રૂપ જોઇને વખતે મ્હને લઈ નાશી જાય એમ ભય પામવાથી શતાનદની પાસે જઇ બેસીશ એવું કહે છે.

૧૫—૩—૯ સીતાના આગળ શશી—ચદ્ર મેશથી—કાજળથી લેપઇ ગયો હોય તેવો જણાય છે, અર્થાત્ તેના મુખની શોભા જોતાં ચદ્ર ઝાંખો બની જાય છે, તેનાં નેત્રોની ચચળતા જોતાં મૃગલીની આંખો સંકોચઇ જતી હોય તેવી લાગે છે, તેના ઓઠની રતાશ જોતાં લાલ પરવાળની વેલ કરમઇ ગયા જેવી દેખાય છે, તેના શરીરની કાંતિ જોતાં સોનુ કાળું કાળુ જણાય છે, તેના મધુરકંઠની મીઠાશ નિહાળી કોય-

લના કંઠમાં ઘણીજ કર્કશતા—કઠોરતા સિદ્ધ થાય છે, તેના લાંબા કેશોને જોઇ અહહહ ( બહુ વિસ્મય થઇ ) ! ! ! મોરનાં પીછાં જાણે કૂબડાં બની લાજ પામતાં હોય તેવા જણાય છે. હાય ! ( મોહમાં ) શું એનું મઝાનું સ્વરૂપ છે. સીતાના સ્વરૂપથી મોહ પામી રાવણ બોલે છે.

૧૫.—૧૫ અનંગ=અંગરહિત એવો કામદેવ ( મદન. )

૧૫.—૨૧—૨૪ ગજાનન ( ગજ+આનન ) ગજ—હાથી, તેના જેવું જેનું આનન—મુખ એવા ગણપતિ, ષડાનન ( ષટ્+આનન ) છ મુખવાળા : કાર્તિકસ્વામી, વિગેરેથી યુકત કૈલાસ પર્વતને ધારનાર મ્હારા ગર્વ યુક્ત હાથોની આ જીરણ ધનુષને ચઢવવામાં પરીક્ષા કરો છો, આ'વા મોટા કાર્ય કરનારને છેક આ'વું હલકુ કામ સોંપો છો

૧૬.—૩-ચંડ—પ્રચંડ બળવાન, યુગલકોટિ—ધનુષના બન્ને છેડાના અગ્ર

૧૬.—૧૫ વસુધરા ( વસુઓને ધારણ કરનાર ) ભૂમિ—પૃથ્વી ( વસુમતિ )

૧૬ -૨૦ સુકોમળ સ્વભાવના—મૃદુહૃદયના મનુષ્યોને યોગ્ય—તેને સ્વીકારવા લાયક આ સીતા તે કઠોર હૃદયી રાક્ષસને પ્રાપ્ત થાય તેમ તું ન કરીશ.

૧૯.—૨૪ શંકરનુ ડાબું અંગ પાર્વતીરૂપ છે એમ માન્યતા છે તે આધારે, હે ચાપ ! કરધૃત—હાથમાં ધારણ કરેલા રણુતા—રણુરણ શબ્દ કરતાં કંકણોથી સુંદર દેખાતો પાર્વતીનો ડાબો બાહુ અને બીજો સર્પ રૂપ કંકણોવાળો શંકરનો જમણો બાહુ એ બન્ને હાથોને તું સહન કરી શકુ, પણ કૈલાસને ધારવાથી ધૈર્યવાન બનેલા દશમુખના બાહુઓને પામવાથી તું કઠણ છે તોપણ સારી રીતે સહન નહિ કરી શકું, અર્થાત્ રાવણ બળવાન ભુજાઓવડે ત્હને ઝાલશે—ખેંચેશે ત્યારે ત્હારા ટૂકડે ટૂકડા થઇ જશે, શંકર અર્ધ સ્ત્રીસ્વરૂપ છે અને રાવણ સર્વાંગે પુરૂષ છે અને ઘણાજ બાહુવાળો છે એમ જણાવી મહાદેવ કરતાં પણ રાવણ બલિષ્ઠ છે એવો ગર્વધારી ધનુષ ઉપર દયા લાવે છે.

૧૬ —૩૧ પૌરાણિક માન્યતા પ્રમાણે આ પૃથ્વી શેષનાગ ઉપર રહેલી છે, પૃથ્વી અને શેષનાગ બન્ને કૂર્મરાજ—કૂર્માવતાર ભગવાન્ વિષ્ણુના આધારે રહેલાં છે તથા એ ત્રણેને દશ દિગ્ગજો ધારણ કરે છે ધનુષ ધારતા રાવણના પરાક્રમથી તે ગભરાય નહિ માટે પ્રથમથી તેમને આમ કહી સાવધ કરે છે.

૧૭.—૬–૭ અરૂણુ–સૂર્યનો સારથી, સ્વર્ગમાતંગ–સ્વર્ગનો હાથી ( ઐરાવત, હેનિષાદિ ! હે માવત ! તુ ઐરાવતના ગળામાં દોરડાંની ઘણી સજ્જડ ગાંઠ વાળ કે એ ભયપામી છૂટી ન જાય.

૧૭.—૧૪–૧૭ ક્રમ રહિત–સાથે લાગા ધનુષ ગ્રહણુ કરવાના આગ્રહ વડે ચતુર પ્રેમાળ પરસ્પર સ્પર્દ્ધા કરતા એવા ડાબા દશે હાથો વડે એકદમ ધનુષ ગ્રહણુ કર્યું, અને જ્યારે બીજા ભુજો ધનુષની દોરી ચઢાવવાને શક્તિમાન ન બન્યા ત્યારે મ્હને મદદ કરવા દેવતાઓ આકાશમાં સ્પર્દ્ધા કરવા લાગ્યા, અર્થાત્ રાવણુથી ધનુષ ન ચઢાવાયું એટલે દેવો મ્હારી આજ્ઞામાં સેવા કરે છે એમ કહી પોતાની નિર્બળતા છુપાવે છે.

૧૭—૨૨–૨૫ રાવણુથી ધનુષ ન ચઢાવાયુ માટે મનનું સમાધાન કરવા કહે છે કે, મ્હેં રૂદ્રગિરિ–શંકરના કૈલાસ પર્વતને તોળ્યો. શંકરને પ્રસન્ન કરવા માથાં કાપી કાપી અગ્નિમાં હોમ્યાં, ઇંદ્રને હરાવી બદીખાને નાંખ્યો, સુદર પુષ્પક વિમાનને કુબેર પાસેથી હરી લીધુ, આ બધાં પરાક્રમો તે તો મ્હારી કેલિઓ–રમતો જેવાં થઇ ગયાં, તો આ જૂના જીવડા પડી સળી ગયેલા ધનુષને ચઢાવવાથી :તથા ભાંગવાથી મ્હારાં શુ વખાણુ થઇ જવાનાં છે, અને ન ચઢાવાયું તો આ'વા મોટાં પરાક્રમ કરનાર હુ રાવણુની શુ આબરૂ જવાની છે.

૧૮—૪–૭ રાવણે તિરસ્કારથી ધનુષ ફેંકી દીધુ તેથી જનકરાજા ઉશ્કેરઇ જઇ બોલે છે મ્હને વેદ અને શાસ્ત્રોનુ સેવન કરવા ઉપર આજે પ્રીતિ નથી મ્હારા ગુરૂ યાજ્ઞવલ્કય હોય એમ પણુ નથી તેમ હુ ઘરડો થયો છુ એમ પણુ નહિ જાણુવું હે. ક્રોધ ! હુ હવે મ્હારૂં મન મારવાને સમર્થ નથી, આ શકર ધનુષનો અનાદર થયેલો જોઈ વૃદ્ધાવસ્થાથી જર્જરિત થઇ ગયેલા મ્હારા હાથો ધનુષ લેવા ( રાવણુને મારવા ) તથા શાપ આપી ભસ્મીભૂત કરવાને ઇચ્છા કરે છે. અર્થાત્ આજે હું રાવણુનો ગમે તે પ્રકારે પણુ નાશ કરીશ.

૧૮.—૧૨–૧૫ જનકરાજા રાજ્ય કરે છે છતાં બ્રહ્મની ઉપાસના કરવામા ।નમગ્ન રહે છે, આ સમય તેમને ક્રોધ પામેલા જોઇ રાવણુ તેમના યોગીપણુાને નિંદે છે હસે છે, જુઓ આ મોટા જોગીરાજ બન્યા છે, અહા ! ! શુ એમનુ મન શાંત અને દાન્ત–ઇંદ્રિયોને દમન કરવામા પ્રવીણુ છે, હાથમાંની જપમાળા પડી ગઈ તેને ગ્રહણુ કરી કેવી કાનપર શોભાવી દીધી છે !

યોગી નિત્ય નીચી ભમર રાખે છે માટે નીચા ભ્રૂયુગને—બન્ને ભમરોને કેવા ઉંચે ચઢાવી દીધી છે, યજ્ઞોપવીતે—જનોઇથી પોતાની કેડ ઉપર રહેલા વલ્કલને કેવું બાંધ્યું છે! વળિ હાથમાં ધનુષ કેવું ધારણ કર્યું છે. શુ યોગીઓનાં તો આ'વાં લક્ષણો હોતાં હશે કે! એમ મશ્કરી કરે છે.

૧૮.—૨૫—૨૬ વૃથાવૃદ્ધ=ઘડપણને લજાવનાર વૃદ્ધપણાનો મિથ્યા ડોળ ઘાલનાર, ચંદ્રહાસ—એ નામની રાવણની તલવાર ( અસિ )

૧૮.—૩૦ સમરયોગ્ય—યુદ્ધ કરવાને લાયક, આવો ઘરડો અને યોગીનો ડોળ રાખનાર જનક મ્હારી જોડે લઢવા યોગ્ય જ નથી માટે હે મુખો! તમે ખડખડાટ હાસ્ય કરો.

૧૯.—૧૧ હે હસ્તો! આટલા બધા મ્હારી કૃપાના દયાના કારણો છતાં ત્હમે શું આમ અસિ-તલવાર લેવાની વાંછના કરો છો—ઇચ્છો છો. અર્થાત્ તેનો નાશ કરવો યોગ્ય નથી.

૧૯.—૧૭—૨૦ હે જનક! દુષ્ટ રાજાઓ, વગર વિચારે આપસ આપસ કોપ કરી પોતાનો નાશ કરે છે તું સૂર્ય શિષ્ય યાજ્ઞવલ્કયનો શિષ્ય થઇ શાંત બની આ'વું કરે એ ત્હને ના ઘટે, હમારા જેવાનો સમાગમ મેળવી જ્યારે આમ થાય તો હમારે પણ લાજવું પડે માટે ચઢાવેલુ શસ્ત્ર બાણ છોડી દે.

૧૯.—૨૧ બ્રહ્મતત્વને પમાડનારાં—તત્વજ્ઞાનનો—પ્રકાશ કરનારાં, શાપ આપી બીજાનો નાશ કરવાથી તપનુ ફળ જતું રહે છે જે તપથી બ્રહ્મતત્વ મેળવી મનુષ્ય જન્મ મરણથી મુક્ત થાય છે તે તપનો આ દુરૂપયોગ કરવામાં આવે છે માટે શાપોદક—શાપ આપવા લીધેલુ પાણી છોડી દે.

૧૯.—૨૭ ઐરાવણ નામનો સ્વર્ગનો હાથી. ( ઐરાવત )

૨૦.—૨—૩ સબંધમાં—સગાઇમાં જ્યેષ્ઠ ( મોટો ), આમ માનવાનું કારણકે રાવણે જનકરાજાને પોતાનો સસરો માન્યો છે, જનકકુલદેવતાઓ—જનકકુલનુ રક્ષણ કરનાર દેવો નિષ્ફળ કરો—મિથ્યા કરો, સીતા મ્હારી સ્ત્રી છે એમ ભાવને પ્રગટ કરતો રાવણને જાણી સખીયો તેને શાપ આપે છે.

૨૦—૫ ચંડીશ કોદંડ—(ચંડી+ઇશ ) અબિકા—પાર્વતી તેના પતિ શંકરનું ધનુષ

૨૦.—૧૮—૧૯ આવી રીતે શંકરનું ધનુષ ચઢાવી સીતાને કોઇ પરણશે તેને માથાના હાડકા છેદતી વખતે રણ રણ શબ્દ કરતી તીવ્ર—તીખી જેની ધાર છે તેવી આ મ્હારી ચંદ્રહાસ તલવાર મારી નાંખી લોહિલુહાણ કરશે. આ પ્રમાણે રાવણ સીતાના પરણનારને મારવાની પ્રતિજ્ઞા કરે છે.

૨૦.—૨૭—૩૦ પોતાની કાયારૂપ નાળમાં લપાઇ જતો સર્પ (બપોરના તાપથી) ઠંડાં સુખડના ઝાડની ડાળ ઉપર વીંટાય છે, મલીનમનની આનુષી (ખંડિતા નાયિકા, જે પોતાના પતિને બીજી સ્રી સાથે લાગુ જોઇ) દ્વેષ કરનારી ગ્રીષ્મના તાપથી તપેલા પતિને અંકપાળ—આલિંગન આપે છે, તેમ કસ્તૂરીમૃગની જાતની મૃગલી—હરણિઓ સારણી નામની નદી ઉપરની ગ્રંથિપર્ણી ઔષધીને જમવા—ખાવાને જાય છે. આમ કહી મધ્યાહ્ન સમયનું સૂચન કરવાનો આશય છે.

૨૧.—૬ નાગરવેલ વડે વીંટાયેલા હોવાથી ઘણા રૂપાળા સોપારીના ઝાડની નીચેના ભાગોમાં બેસી સાથે આવેલી સૈન્ય સુંદરીઓ જોડે કદલીદલ પાત્ર કરી—કેળના પાંદડાંના પડીઆ બનાવી તેમાં નાળીએરીનાં પાણી ભરી ભરીને પાન કરો (શાંત થાઓ) વિમાનમાં ચઢી આકાશની યાત્રા—પ્રવાસ કરવાથી લાગેલા શ્રમ—થાકને લીધે થયેલા પરસેવાને સારા શીતલ વાયુથી શાંત કરનારા, અને કોયલોના કુહ કુહ શબ્દો વડે બહુ સુંદર લાગતા વનના પ્રદેશોનું સેવન કરો. આ પ્રમાણે કહી રાવણ તાપથી ગભરાયેલી સેનાને શાંત કરે છે.

---

## અંક ૨ જો.

---

૨૨.—૮—૧૨ શંકર પાર્વતીના લગ્ન પ્રસંગમાં, રેશાઓથી—નસોથી બંધાઇ ગયેલાં—ગુંથાઇ ગયેલાં જેમાં હાડકાંઓ છે એવા કૂબડા શરીરવાળો હું કાલીના—પાર્વતીના હાથના તાલનું લય—(વાદ્ય) ગાન કલ્પી નાચતો હતો ત્યારે દેવી પાર્વતીથી પોતાને નવો પ્રસગ (શંકર સાથે) છે તો પણ લજ્જા—શરમ છોડી શકર જોડે ખૂબ હસી દેવાયું. આ મ્હારાથી લાભ મળ્યો જાણી જગતના પ્રભુ—શંભુ મ્હારા ઉપર અત્યારસુધી પણ કૃપા રાખે છે, માટે જો મ્હારૂં કૂબડું રૂપ ન હોત તો આ'વું શી રીતે બને, એ તેનો જ પ્રતાપ છે.

૨૨.—૧૫ કૌપીન=લગોટી, વલ્ક=વલ્કલ (ઝાડની છાલના વસ્ત્ર).

૨૨.—૧૯ મ્હારા સ્વામી શકરના વેશમાં તો કાંઇ મણા જ નહિ, કેમકે દિગંબરી—દિશાઓ રૂપી (નગ્ન) વસ્ત્ર પહેરનાર—ભુજંગના—સર્પનાં તો ભૂષણ શણગાર ધારણ કરનાર, કપાલ—ખોપરીને હાથમાં લેનાર, કંઠમાં શબની માળા ઘાલનાર, વૃષ—આખલાપર સ્વારી કરનાર અને

શરીરે વિભૂતિ-ભસ્મ (રાખોડી) ચોળનાર છે. છતાં એ મહાદેવનાં ચરિત્રો પાર ન પમાય તેવાં છે-અચિંત્ય છે.

૨૨.-૨૪ ચંદ્રશેખરપણું-ચંદ્ર છે શિખામાં જેમને તે ચંદ્રશેખર, તેને શિખાનું સ્થાન આપવાના કારણ સંબંધિ બનેલું ચરિત્ર.

૨૩.-૩-૬ દિવ્યાંબરો ધારતા-સુંદર વસ્ત્રોને ધારણ કરનાર સુરગણો-દેવો, જેને નમે છે-વંદન કરે છે. ગજગતિ-હાથી ઉપર સ્વારી કરનાર દેવેશ (દેવ+ઇશ) દેવોનો સ્વામી ઇંદ્ર જેને સેવે છે-જેની સેવા કરે છે, ધનેશ (ધન+ઇશ) કુબેરભંડારી જેની સ્તુતિ કરે છે, શિવનો વેશ જોતાં ઘણા દરિદ્ર હોય એમ લાગે છે અને મોટા મોટા દેવો તેમનું સેવન કરે છે તેથી મહાન્ વૈભવને પણ ધારણ કરનાર જણાય છે. માટે જ તેમનાં ચરિત્રોને જાણવામાં કોઈ પણ શક્તિમાન્ નથી એમ જ કહેવું યોગ્ય છે.

૨૩.-૧૧-૧૪ જગતની ઉત્પત્તિ વખતે પ્રથમ શિવલિંગ પ્રગટ થયું, તેનો પત્તો મેળવવા પોતાના મહત્વ-મોટાઇને માટે વિષ્ણુ અને બ્રહ્માને પરસ્પર કલહ થયો તે વખતે આ નારદમુનિનો જન્મ થયો છે એમ શિવપુરાણમાં છે, તેને ઉદ્દેશી ભૃગિરિટિ કહે છે કે, આ'વા કલેશમાં પ્રગટ થયેલા મુનિને જોવાથી જરૂર કોઇ મોટી લડાઇનો પ્રસંગ આવી પડશે અર્થાત્ કલહ જેને બહુ વ્હાલો છે એવા આ નારદમુનિના શકુનજ એવા છે કે મોટો કકાસ થવાનો. માટે એ આ વખતે ક્યાં આવી ચઢ્યો.

૨૩.-૨૧-૨૩ ગતાગત-જતા આવતા દિવસો છે, અંત્રો-આંતરડાં, મતંગો હાથીઓ (ગજો).

૨૪.-૯ સાપત્ન્ય કલેશ-શોક્યો પરસ્પર લઢે છે તેના કકાસો.

૨૪.-૨૦-૨૩ જે નારાયણ-વિષ્ણુ (દેવોને અમૃત પાવા) મોહિનીરૂપે બન્યા, જે શર્વે-શંકરે કામના (પોતાના ઉપર કામવિકાર થાય તેવો પ્રયત્ન કર્યો માટે) ગર્વનો નાશ કરવો અર્થાત્ તેનું અંગ બાળી ગર્વ ઉતારવો પડ્યો, જે વજ્રના આયુધ-શસ્ત્રને ધારણ કરનાર ઇંદ્રને (સૂકા તથા લીલાથી નહિ મરવાનું વર પામેલા નમુચિ દૈત્યને મારવા) ફીણનુ આયુધ ગ્રહણ કરવું પડ્યુ, તેમ સુંદર રૂપવાળાં અંબિકાને (મહિષાસુર આદિ દૈત્યોનો નાશ કરવા) ચંડી પ્રચંડરૂપધારી બનવું પડ્યુ. આ બધી લીલાઓ તે યુદ્ધરંગના રસીયા નારદજીની છે એમ

જાણવું. પરસ્પર ગમે તેમ સમજાવી લઢાવી મારવામાં નારદ મુખ્ય છે. કવિએ હાસ્યરસને જમાવા ભૃંગિરિટી તથા નારદના પાત્રોની સંકલના કરી હોય એમ લાગે છે.

૨૫.–૭ શિવાનુચર મુખ્ય !=હે શિવના સેવકોમાં મુખ્ય ગણાતા ભૃંગિરિટિ !

૨૫ –૧૨–૧૫ જે આ જન્મ—જન્મ્યા ત્યારથી કે હજુ સુધી તાપસ–બ્રહ્મચર્યવ્રત પાળી તપ કરનાર, જે એકવીસવાર ક્ષત્રિય વિનાની પૃથ્વી બનાવી દેનાર, જે રેણુકામાતાનો વધ કરી (પિતાની આજ્ઞાથી) પાપકર્મ કરનાર, જે સઘળા વેદોના અર્થ કરવામાં ગુરૂ–સર્વથી શ્રેષ્ઠ, જે રાજાઓને મારી સઘળી ભૂમિ-લઇને યજ્ઞ કરી બ્રાહ્મણોને દાનમાં આપી દેનાર, જે સામાની એક જ મુષ્ટિ જમી પોતાનો નિર્વાહ ચલ'-વનાર (ઘણા નિસ્પૃહી), તથા દેવોને પ્રસન્ન કરવા યજ્ઞમાં સોમ-વલ્લીનો રસ લાવનાર એ મહામહિમાવાળા રામને–પરશુરામને કો'ની ગિરા–વાણી વર્ણવી શકે ! અર્થાત્ પરશુરામનાં પ્રરાક્રમો વર્ણવાય તેવાં નથી માટે એના આગળ રાવણ કંઇ જ નથી.

૨૫.–૨૧–૨૨ પોતાનાં માથાં કાપી (કમલપૂજા કરી) પ્રણામ કરતાં રાવણને વરદાન આપતી વખતે આ ત્રણે લોકનું રાજ્ય આપ્યુ તો પણ એની સેવાના પ્રમાણમાં કંઈ જ નથી આપ્યુ, એમ માની શકર પણ શરમાય છે. તેવો પરાક્રમી રાવણ પરશુરામથી ઉતરતો છે એમ ન જાણીશ.

૨૫.–૨૭–૩૦ ક્રૌંચ—તે નામના પર્વતને ભેદી નાંખ્યો છે, (પરશુરામે) તેમાં છિદ્રો પાડી દીધાં છે, એકે જ્યારે ધનદથી–કૂબેરની પાસેથી લંકાનગરી હરી લીધી છે ત્યારે બીજાએ સમુદ્રને (બાણેથી) હઠાવી તેની પાસેથી કોકણ પ્રદેશોને લીધા છે કાર્ત્તવીર્ય–સહસ્રાર્જુનને હરા-વ્યો છે. આ પ્રમાણે બન્નેનાં સરખાં પરાક્રમ કાર્યો દેખાય છે તેથી સમાન છે, કોઇ કોઇનાથી ગાંજ્યા જાય તેવા નથી.

૨૬.–૩–૬ નેત્રોને પ્રિય—આંખોને બહુ વ્હાલુ લાગતું, વિસ્મયી–આશ્ચર્ય પમાડનારૂં, સુરપણાની–દેવ બનવાની સિદ્ધિનુ (યુદ્ધમાં મરેલા સ્વર્ગમાં જઇ દેવ થાય છે માટે) મગલાચરણ હોય, મુક્તિ મેળવવાને જાણે ખુલ્લું બારણું મૂકેલું હોય, તેમ મ્હારા મનને આનદ પમાડનારૂં ઔ-ષધ હોય, તેવું આ પરશુરામ અને રાવણનું યુદ્ધ, તેને હે દેવો ! નવા પતિને મેળવવાની બહુ ઇચ્છા કરતી સ્વર્ગની વારાંગનાઓ–વેશ્યાઓ સાથે (યુદ્ધમાં મરેલાને સ્વર્ગની વારાંગનાઓ ભેટે છે માટે) જુઓ–નિહાળો.

૨૬.–૨૧–૨૪ જ્યારે તે સીતાના મુખને જોઇએ ત્યારે શશિકથા—ચંદ્ર સંબંધિ વાર્ત્તાઓ વિસારે પડી જાય છે, હાસ્યને જોઇએ તો સુધા–અમૃત તુચ્છ લાગે છે નેત્રને નિરખીયે ત્યારે કમલથી હરાય છે–હારી જવાય છે–તે લજ્જા પામે છે, તેનાં (મીઠાં મીઠાં) વેણુ–વચનો સાંભળીયે તો સુંદર મધુ–મદ્યના ઉપર ધિઃકાર છૂટે છે, તથા તેના રૂપને ભાળીયે ત્યારે કનક–સોનું હલકું પડી જાય છે, ખરેખર; આ વસ્તુઓને બનાવવામાં બ્રહ્માની સૃષ્ટિનો (ઉત્પત્તિ કરવાનો) ક્રમ રસ વગરનો થયો હોય એમ જણાય છે, તાત્પર્ય કે સીતા શિવાયની બીજી વસ્તુઓને બનાવવા બ્રહ્માએ કાળજી રાખી હોય એમ જણાતું નથી.

૨૬.–૨૭ રાવણ કામી છે માટે કામનું સેવન કરનાર છે તેથી કહે છે કે હે કઠોર–બાણ–હે કામદેવ ! ત્હારા ઉપર રાવણ પ્રસન્ન છતાં તું ઇંદ્રનો પક્ષપાતી કેમ થયો ? ઇંદ્ર રાવણનો શત્રુ છે. તું આ'વી રીતે રાવણને પીડા આપી શત્રુના પક્ષમાં કેમ ગયો ? આ'વું ત્હારે ન કરવું જોઇએ. ત્હારૂં સેવન કરનાર એકલા રાવણને શા માટે પીડા આપે છે ? સીતાને કેમ પીડતો નથી ? જો તેને તું પીડીશ તો રાવણ ત્હારા ઉપર જેટલો પ્રેમ રાખે છે તેથી વિશેષ રાખશે.

૨૭.–૮ ચંદ્ર બધો=હે ચંદ્રના બંધુ કામદેવ ! જે બાણથી તું મ્હારો નાશ કરવા ઇચ્છે છે તે બાણથી સીતાને પીડું તો સર્વ દેવો કરતાં પણ મ્હને વધારે વ્હાલો લાગે. આશય કે સીતાને પીડવાથી તે મ્હારા ઉપર મોહિત થાય અને લગ્ન કરે.

૨૭.–૧૭ રાવણ પોતાને વીસ નેત્રો હોવાથી વીસ પ્રકારે મદનપીડાને અનુભવે છે ઉચ્ચભ્રુઃ ઉંચી ભમરોવાળું, રસમાં વશ બનવાથી–આધીન થવાથી દરેક નેત્રોમાં જુદી જુદી ક્રિયાઓ થાય છે.

૨૭.–૨૦ તેજસ્વી પુરૂષથી બીજાનું તેજ–પ્રતાપ સહન થતો નથી, માટે પરશુરામનું નામ લઇ સીતા સબંધી વિચારો શિથિલ કરૂં એમ ધાર્યું, પરશુરામ પાસેથી પાછો વળેલો–પરશુરામ પાસે પરશુ લેવા માયામયને મોકલ્યો હતો તે ત્યાંથી પાછો ફરેલો આ'વું અર્ધું કહેતાંની સાથે રાવણ માયામય આવ્યાની વાત સમજી જાય છે.

૨૭.–૨૭ ત્રૈલોક્ય રત્ન–સ્વર્ગ મૃત્યુ પાતાળ એ ત્રણે લોકમાં રત્ન સમાન શોભતા.

૨૮.–૪ ચંદ્રચૂડામણિ–ચદ્ર છે ચૂડામાં–શિખામાં મણિરૂપ જેમને તેવા શંકર.

૨૮.–૧૨ ભૃગુનંદન ભૃગુપુત્ર, ભૃગુમુનિના કુલમાં ઉત્પન્ન થયેલા.

૨૮.–૨૨ ત્હારા ભુજરૂપી તરૂની–વૃક્ષની શાખાઓ મ્હારા કુઠારને–પરશુને સહન નહિ કરી શકે, અર્થાત્ મ્હારા મહાન્ પરશુને સહન કરવાને ત્હારી ભુજાઓ શક્તિમાન નથી.

૨૮.–૨૫ રાવણે પ્રશ્ન પૂછયો ત્યારે પરશુરામના નિવાસની ખરી હકીકત કહેવી પડે જેથી પારકાના ગુણ ગાતાં રાવણ ઉશ્કેરાઇ જાય તેમ સમજી માયામય "ભલે ક્રોધિષ્ઠ હમારા સ્વામી થાવ" ઇત્યાદિ વિચાર કરે છે.

૨૯.–૩–૬ સર્વ પૃથ્વીનો વિજય કરી મોટા યજ્ઞ (પરશુરામે) કર્યો તેમાં કર્મના આચાર્ય કાશ્યપમુનિને બધી ભૂમિ આપી દીધી એટલે દાનમાં આપેલી ભૂમિમાં ન રહેવાય એમ વિચારી તે મહાતેજસ્વીએ હરિશયન સમે–વિષ્ણુ જળમાં પોઢે છે તે કાળમાં પોતાનાં પ્રચંડ બાણો મારી જેનાં જળ કાઢી નાંખ્યાં છે તેવા સોપારી વિગેરે ઝાડથી દિવ્ય (સુંદર) દેખાતા સિંધુના–સમુદ્રના મધ્ય ભાગોમાં શંકર શિષ્ય પરશુરામ નિવાસ કરે છે.

૨૯.–૧૫ કુઠારશિખ અગ્નિમાં–પરશુની ધારારૂપી અગ્નિમાં બધા નૃપતિઓને રાજાઓને હોમ્યા એટલે પરશુધારાથી તેમનો નાશ કર્યો એવો હું પરશુરામ ત્હેં શિવધનુષનો તિરસ્કાર કર્યો માટે હે દશકંઠ! ત્હારી સાથે હું યુદ્ધ કરવા ગર્વ–અભિમાનપૂર્વક આવ્યો છું તેથી ચંદ્રહાસ નામની તલવાર હાથમાં લેઈ મ્હારા સ્હામો યુદ્ધ કર.

૩૦.–૫–૮ જેમ ક્ષીર સાગરનું નીર–પાણી (મધુરૂં છતાં) મોટા અહીંદ્ર–સર્પરાજ જેમાં રહે છે તેવું છે અર્થાત્ મહાસર્પના વિષયુક્ત છે, જેમ પ્રતાપી સૂર્યનું સ્વરૂપ સુંદર છતાં તાપવાળુ છે, તેમ આ પરશુ-રામ વીર તપસ્વી પરબ્રહ્મ (પરમાત્મા) માં પ્રીતિ રાખનાર છે છતાં જેમનું ચરિત્ર સુંદર પણ ઘણું જ ભયંકર અને વિસ્મયકારક છે.

૩૦.–૩૦ શિષ્ટાચાર વિરૂદ્ધ–સારા આચારથી વિરૂદ્ધ વર્તવું તે.

૩૦.–૧૫ ગોદાન મંગલવિધિ–જનોઇ દીધા પછી અને વિવાહ પ્હેલાં જે કેશચ્છેદન નામનો ગર્ભસંસ્કાર કરવામાં આવે છે તે.

૩૦.–૧૭ ભવ–શંકર તેને વિસારી અર્થાત્ તેમની સેવા છોડી દઇને ભ-વાનીએ–પાર્વતીએ.

૩૧.–૬ યુદ્ધમાં ઇંદ્ર સાથે યુદ્ધ કરતાં ઐરાવત હાથીનાં કુંભસ્થળોને જેણે તોડી નાંખ્યાં હતાં તેવા ઘણી તીખી ધારવાળા મ્હારા ખડ્ગને પણ જે-ગણતો નથી.

૩૧.–૮ યમરાજના ક્રોધ અને હાસ્યને નિષ્ફળ કરનાર–રાવણ દિગ્વિજય કરવા ગયો ત્યારે યમરાજને હરાવ્યા હતા જેને ઉદ્દેશી કહે છે.

૩૧.–૨૨ જ્યારે શિવને પ્રસન્ન કરવા કમલપૂજા કરતી વખતે ચંદ્રહાસ તરવારથી મ્હેં મ્હારાં માથાંઓને છેદવા માંડયાં, અને ટસ્ ટસ્ શબ્દ કરતી એની શિરાઓ–નસો તૂટવા લાગી ત્યારે મ્હારાં સર્વ મુખોમા એક પણ મુખ ખેદવાળુ આંસુ ગળતું અથવા ભ્રમભ્રૂ–વાંકી ભમરોવાળુ જો થયુ હોય તો તે સમયમાં સાક્ષી સાક્ષાત્ પ્રભુ ( શંકર ) છે. અર્થાત્ જો મ્હારી તલવારને જોઇ મ્હારા પોતાનાં જ માથાં કંપે છે એમ ત્હને લાગતું હોય તો શંકરને પૂછી ખાત્રી કરવી.

૩૨.–૫ ક્ષત્રાણી પુત્ર !–તું ક્ષત્રાણીથી ઉત્પન્ન થયેલો હોવાથી શુદ્ધ બ્રાહ્મણ નથી જેથી વેદત્રયીનો–ઋગ્વેદ યજુર્વેદ અને સામવેદનો વિચાર કરતાં તેને ભ્રષ્ટ કરે છે જેથી હું ત્હને બરોબર શિક્ષા કરીશ.

૩૨.–૧૩ જેમ વાડવાગ્નિના તેજ આગળ કાષ્ઠાગ્નિનુ તેજ નાશ પામે તેમ તું મ્હારા આગળ નરમ પડી ગયો.

૩૨.–૧૬–૧૮ પોતે શંકરે હાથમા ધારણ કરવાથી જેની કાયા પવિત્ર બનેલી છે જે સર્વ શસ્ત્રોમાં વર–ઉત્તમ ગણાય છે, જે ગજાસુરનો નાશ કરી તેની સ્ત્રીને વિધવા બનાવનાર છે, જે તીખી ધારરૂપી અગ્નિની જ્વાળાઓને ઝરનાર, અર્થાત્ તીક્ષ્ણ ધારથી અગ્નિ પેઠે ચકચકિત દેખાય તેવા મ્હારા આ પરશુમાં ત્હારા જેવાનાં ચંદ્રહાસ આદિ શસ્ત્રો તો ભેટ થતાંની સાથે જ ખંડિત થઇ જાય છે–ભાંગી જાય છે તાત્પર્ય કે તું શુ ત્હારા ચંદ્રહાસને વખાણ્યા કરે છે ? તેના જેવા કેટલાય મ્હારા કુઠાર આગળ ભાગી તૂટી ગયા જેનો હિસાબ જ નથી.

૩૨.–૨૯ છીપોલીમાં ગયેલા પાણી પેઠે જે પાત્રમાં જે વસ્તુ મૂકેલી હોય તો તે વસ્તુમાં તે પાત્રની અસર થાય છે, માટે શંકરના હાથમાં હતો ત્યારે તેવું પરાક્રમ કરતો હશે પણ તે કુઠાર ત્હારી પાસે આવવાથી તેમાંનુ કાંઇપણ પરાક્રમ હોય એમ સમજીશ નહિ.

૩૩.–૩ ઠંડા ગુણવાળા જળમાં ( જળરૂપ પાત્રમા ) સૂર્ય પ્રતિબિંબ પડે છે તોપણ જળ જેવી રીતે જોઇ શકાય તેવી રીતે તે જોઇ શકાતું

નથી માટે સઘળે સ્થળે કંઇ આધારના ગુણ આધેયમાં આવતાં નથી ભલે શકરના હથમાંથી ખસીને મ્હારા હાથમાં પરશુ રહ્યા, છતાં સૂર્ય પેઠે તે પણ પોતાનાં પરાક્રમનો ત્યાગ કરનાર નથી.

૩૩.–૮ સ્વચ્છંદ–ખરાબ માર્ગે દોરી જનાર સ્વતંત્રતા.

૩૩.–૧૦ દેવી તણું રમણ દર્પણ–પાર્વતીને રમવાનો આરસો, કુઠારનું પાનુ બહુ નિર્મળ અને તેજસ્વી એટલે પ્રતિબિંબ ગ્રહી શકે તેવું હોવાથી શંકરની પાસે જ્યારે હતો ત્યારે તેમાં મુખ જોઈ પાર્વતી રમત કરતા હતાં તેને ઉદ્દેશી કહ્યું.

૩૩.–૧૯–૨૧ હે જમદગ્નિ પુત્ર ! બ્રહ્મવર્ચ્ચસ–બ્રહ્મનું સેવન કરવાથી વા વેદાભ્યાસ કરવાથી તેજસ્વી બનેલા મુનિઓમાં, જો ત્હારા ગુરૂ અમરવંદિત પૂજ્યપાદ–દેવોથી વંદન કરાતા જેમના પૂજ્ય ચરણો છે તેવા ચંદ્રમૌલિ ( ચંદ્ર જેમને મુગટ પર છે એવો )–શંકર નહોત તો તું મનાત નહિ–મુનિઓમાં ત્હારી ગણત્રી થાત નહિ.

૩૪.–૪ અહિં દિગ્વિજયની ઇચ્છાવાળો રાવણ કાર્ત્તવીર્યને જીતવા ગયો તે સમયે સ્ત્રીયો સાથે જળક્રીડા કરતા તેણે તેનો પરાજય કરી કેદ કર્યો હતો, તે કથાને ઉદ્દેશી પરશુરામ કહે છે કે ત્હને કેદ કરનાર સહસ્રાર્જુનના બાહુઓ મ્હે વેગવાન કુઠારથી છેદી નાંખ્યા હતા તે વાર્ત્તા ત્હારા કાને સાંભળવામાં શુ હજુ સુધી નથી આવી કે તું ગર્વ કરે છે.

૩૪.–૧૬ ગૌરીશનો–( ગૌરી+ઇશ ) પાર્વતીપતિ શંકરનો, ભીષણ–ભયંકર, ઉન્નત–કઠણ એમ કહી યુદ્ધની માગણી કરે છે.

૩૪.–૨૦ સમુદ્રનું પાણી જેમ વાડવાગ્નિને સોશવી નાંખે છે તેમ હું પણ ત્હારી તેવી જ ગતિ કરવા માગુ છુ.

૩૪.–૨૩ શકરનો શિષ્ય હુ તથા તેમનો પુત્ર કાર્ત્તિક સ્વામી, બન્ને જણા ધનુર્વેદના જ્ઞાનની પરીક્ષા સારૂ યુદ્ધ કરતા હતા તે વખતે સર્વ દેવો સાથે ઇંદ્રિ કૈલાસ પર્વતપર સ્થીર થઇ જોતા હતા અને જય પરાજયને નિર્ણય કરવા શંકરે મધ્યસ્થપણું સ્વીકાર્યુ હતું તેવા મહાસંગ્રામમાં મ્હેં સેનાગણો તથા ગણપતિ સાથે કાર્ત્તિક સ્વામીને હરાવ્યો હતો, તો ત્હારા જેવાની તો શુ ગણતી ?

૩૫.–૬–૯ જ્યારે ગુરૂ પુત્ર સાથે યુદ્ધ કર્યાનું રાવણે મ્હેણું માર્યું, તેના તેના ઉત્તરમાં પરશુરામ " રામાયણમાં છે કે પોતાના મોટા બંધુ કૂ-

બેરના પુત્ર નલકૂબેરની વહુ રંભાનું રાવણે હરણ કર્યું હતું." તેને ઉદ્દેશી કહે છે કે, નલ કૂબેરનો તું પિતા સમાન જ ગણાય ( ધર્મ-શાસ્ત્રમાં બંધુ પુત્રોને પુત્રતુલ્ય માન્યા છે ) તો તેની સ્ત્રી એટલે પુ-ત્રવધૂ ઉપર ત્હેં કુદૃષ્ટિ કરી, ખરેખર; ત્હારા આ'વા નીચ વર્ત્તનને સંભારતાં હું પાપી બન્યો પણ રૂદ્રજાપુ-શિવ શિવ કહી તે પાપને હું દૂર કરૂં છું.

૩૫.–૧૩ હેરંબ–ગણપતિ જેમાં વર્મમય-કવચ રૂપે છે, નંદી જેમાં હર્ષ-ભેર ઉભા રહ્યા છે અને ચંદ્ર જેમાં પ્રત્યક્ષ જણાય છે એવા યુદ્ધમાં કુમારે–( ષણ્મુખે ) કાર્ત્તિક સ્વામીએ.

૩૫.–૨૧ સમરમાં–સંગ્રામમાં ( યુદ્ધમાં ) મ્હારા ભયથી નાશી જતાં ગુહ-મોરલાનું ચંદ્રકનું અગ્ર–કાર્ત્તિક સ્વામીના વાહન મોરનાં પીછાંનાં અ-ગ્રને મ્હેં બાણોથી તોડી નાંખ્યાં હતાં તે પીછાં હજીસુધી પણ તેવાં ને તેવાં જ છે એજ મ્હારા વિજયની સાક્ષી પૂરે છે.

૩૬.–૪–૬ રાવણે પોતાના પરાક્રમથી દેવોને હરાવી તેમની સ્ત્રીઓને પણ બંદીવાન બનાવી હતી તેથી દેવીઓ દ્વેષથી જેને જુવે છે તેવો ત્હારો બલવાન કયો હાથ છે, તે કહે ? તે કંકણવાળા સુંદર હાથને આ કુઠારથી કાપી નાંખી મ્હારા કોપથી પ્રગટેલા તેજને હું દેવીના–પાર્વતીના મુખચંદ્રમાં લય કરીશ. એટલે ત્હારા હાથને કાપી હું, પાર્વ-તીનાં દર્શન કરતાં તેમની પ્રસન્ન મુખમુદ્રા જોઇ મ્હારા ક્રોધની શાંતિ કરીશ.

૩૬.–૧૧–૧૩ રંભાવધૂને ગ્રહે–પુત્રવધૂ રંભાને (વખતે શાપ દેવાથી હું મૃત્યુ પામીશ એમ જાણી) ભયવડે ગ્રહણ કરનાર એવી ત્હારી ભુજાઓ, મ્હારા ક્રોધથી કુઠારનો માર પડતાં હણાઇ જવાને લીધે ઉછળીને ઉંચે ઉડી જતાં આકાશમાં (આકાશ ગંગાના જળમાં ઉગેલા) કેનાળ સનાળ–દાંડાવાળા (ફુલ તોડી લેવાથી) કમળના વેલાને સારી રીતે શોભાવે તાત્પર્ય કે ગગનઃસુધિ ઉંચા ઉછળે એવી રીતે પરશુથી ત્હારી ભુજાઓ છેદી નાંખીશ.

૩૬.–૧૮–૨૧ ઇંદ્રને બાંધનાર અને કૂબરને હરાવી તેની પાસેથી પુષ્પક વિમાન લેનાર એવો મહાપરાક્રમી હું તેની સ્હામે, જનોઇમાળા વલ્કલ ધનુષબાણ વિગેરેને ધારણ કરનાર આ તપસ્વી ભૃગુબટુ–તે વંશમાં

પ્રગટેલો અધમ બ્રાહ્મણ વૈર બાંધે છે, અર્થાત્ મ્હારા જેવા સાથે વૈર બાંધી તું શું લાઠા કાઢવાનો છું એમ પોતાના મુખોને હસવાનું કારણ સ્પષ્ટ કરે છે.

૩૬.–૨૨ રામાયણમાં કથા છે કે બલિરાજને જીતવા રાવણ પાતાળ ગયો હતો ત્યાં બલિરાજે તેને હરાવી બદીખાને નાંખ્યો ત્યારે બલિરાજાની સ્ત્રીયોએ દયા લાવી પોતાની ચાકરડીઓદ્વારા અન્ન આપી રાવણનુ રક્ષણ કર્યું હતું તેને ઉદ્દેશી પરશુરામ કહે છે.

૩૬.–૨૭ લયલલિત મુખોનુ વાદ્ય માંડી–એક તાન થવાથી સુદર લાગે તેવા મુખોના વાદ્યને (મુખથી વગાડી શકાય તેવા) વગાડી, વિકસિત=ખીલેલાં.

૩૬.–૩૨ પાલનીય સ્ત્રીજનમાં–પાલન કરવાયોગ્ય પોતાની માતાનો પરશુરામે શિરચ્છેદ કર્યો છે તેને ઉદ્દેશી રાવણનુ કહેવું થાય છે.

૩૭–૨ વાનરપશુમા–વાળીવાનરે રાવણને હરાવી પોતાની કાખમાં ઘાલી સમુદ્ર કાઠે સધ્યાવદન કર્યું હતુ તે રામાયણની કથાને ઉદ્દેશી પરશુરામ કહી બતાવે છે, નીચેનો શ્લોક પણ તેજ આશયને સ્પષ્ટ કરે છે.

૩૭.–૫ દેવેંદ્રના નદને–વાળી વાનરે (તે ઇંદ્રનો પુત્ર છે)

૩૭–૮ તે સમયે ત્હારા આનનો–મુખો આકુળ વ્યાકુળ થઇ જવાથી તું ઘણો દુઃખી થયો.

૩૭.–૧૨ શિવ અર્ધ નારીશ્વરરૂપે મનાય છે માટે અર્ધસ્ત્રી અર્ધનર એમ કહે છે.

૩૭–૨૨ વાતાપિશત્રુ–વાતાપિ નામના દૈત્યનો નાશ કરનાર અગસ્ત્ય મુનિ, જો કે ઘડામાથી જન્મ્યા હતા છતા અપાર સમુદ્રનુ જેણે પાન કર્યુ હતુ એથી સિદ્ધ થાય છે કે ગોત્ર–ઉત્તમ કુળ જ કાઇ મોટો બનાવે છે એવુ નથી પરતુ દિવ્ય ગુણો જ માણસને અલૌકિક શક્તિઓ આપે છે.

૩૭.–૩૦ મૃણાલસમ=કમળદડસમાન કોમળ.

૩૮.–૪–૭ ઇંદ્ર સાથે યુદ્ધ કરતાં તેના વાહન ઐરાવત હાથીના માથાપર ઉપરાઉપરી સેંકડો ઘા લાગવાથી, તે ઘારૂપી લીપીવાળા–અક્ષરોવાળા વિજયપત્રને મેળવી કીર્તિ પામેલુ મ્હારૂં ખડ્ગ–તલવાર ક્યાં, અને તું શસ્ત્રધારી ચપળ બ્રાહ્મણ ક્યાં, અર્થાત્ આ મ્હારી તલવાર આગળ ત્હારો કાઇ પણ હિસાબ નથી, ત્હારા વેદનોધ કરવાવાળા મસ્તકને તો

મ્હારા ડાબા હાથની ટચલી આંગળીના નખની શિખા—અગ્રભાગ છેદી નાંખશે, ત્હારા જેવા બ્રાહ્મણનો નાશ કરવામાં મ્હારે તરવારનું કાંઇ પણ પ્રયોજન નથી ફક્ત ટચલી આંગળીનું નખાગ્રજ બસ છે.

૩૮.—૯ લંકાજાર—પ્રથમ લકાનગરી કૂબેરના તાબામાં હતી, તેની પાસેથી છીનવી લઇ રાવણ તેમા નિવાસ કરતો હતો, માટે તેનો પોતે મૂળ માલીક નહિ હોવાથી કહ્યુ.

૩૮.—૧૬ વીરવ્રતની મર્યાદાને ચૂકયો—ભાર્ગવ વાહન વિનાના હોવાથી પાળા રહી યુદ્ધ કરવા ઉભા છે, યુદ્ધનો નિયમ એવો છે કે "રથીની જોડે રથી અને પાળાની સાથે પાળા રહી લઢવું જોઇએ" તે નિયમ વિસરી જઇ રાવણ વિમાનપર ચઢવા ગયો પણ તે સાભરી આવતાં પાછો ઉતરે છે તથા વીરવ્રતની વિગેરે બોલી પાળા થઇ પરશુરામ સાથે યુદ્ધ કરવા સ્હામે આવી ઉભો.

૩૯.—૨ ત્રિનેત્ર—ત્રણ નેત્રધારી શકર, ત્હારા ત્રાતા—રક્ષણ કરનાર બનશે.

૩૯.—૧૬ મણિવલભિ=મણિઓ વડે રચેલાં વાછંડીયા જેના ઉપર છે તેવા.

૩૯.—૩૨ પ્રચંડ—ભારે મુડના મડળોથી—માથાંના સમૂહોથી મડિત—સુંદર શુડા દડના આડબરવડે—મોટી મોટી સૂઢોના ઠાઠથી બ્હીયામણા દેખાતા.

૪૦.—૮—૧૧ ગર્વથી અને તુચ્છકારથી ગળામાં ગુળગુળ એવા શબ્દ કરતી, ડિંડિમ (પીઠ ઉપર મૂકેલા નગારા) થી દેદીપ્યમાન દેખાતી, વર્મ સ્થાપેલ કર્મક્રમથી—શરીર ઉપર કવચો નાખ્યાની ક્રિયાના ક્રમવડે સુદર લાગતી, તીણા અકુશો વાગવાથી માથાંઓને વાંકા કરી નાંખતી હાથીઓની પક્તિઓ ચોતરફ જળનો છટકાવ કરતી કેતુ સાથે-ફરકતી ધ્વજાઓ સાથે આકાશમાથી નીચે કેવી પડે છે!

૪૦.—૧૯—૨૧ ગુન્જશા=ચણોઠી જેવા, અપાંગે—આખના ખૂણાએ, કઠોની પદ્ધતિએ—ગળાના માર્ગવડે.

૪૧.—૪—૫ પ્રરોહ યશના—યશના ફુટેલા ફણગા—અંકુરો, કારણકે પરશુરામ શિષ્ય અને રાવણ પોતાનો ભક્ત છે માટે, અષ્ટ મૂર્ત્તિ—પૃથ્વી, જળ, વાયુ, સૂર્ય, ચદ્ર, આકાશ, અગ્નિ અને યજમાન વિગેરે અષ્ટ મૂર્ત્તિને ધારણ કરનાર શંકર છે.

૪૧.—૧૨ કાલાગ્નિ તણો અતિથિ—જગતનો લય થવાનો હોય છે ત્યારે મહાદેવ ભગવાનના લલાટમાંથી કાલાગ્નિરુદ્ર ઉત્પન્ન થાય છે તે જગ-

તને બાળે છે તેમા પડી બળી મરૂં અર્થાત્ મ્હારા જીવતાં શંકર ધનુ પનો તિરસ્કાર થાય તેના કરતાં બળી મરવું વધારે સારૂં છે.

૪૧.–૨૩ સાગ્નિ–અગ્નિહોત્ર કર્મના અગ્નિ સહિત.

૪૧.–૨૫ બટુક સભાને—અભ્યાસ કરતા બ્રાહ્મણ બાળકોને.

## અંક ૩ જો.

૪૨.–૫ લક્ષ્મીપતિનું લાંછન—વિષ્ણુનુ ચિહ્ન ગરૂડજી તેમનુ વાહન છે તેથી.

૪૨.–૧૫ પ્રપિતામહ કમલભૂ—બ્રહ્મા જેના દાદાના પિતા થાય છે.

૪૨.–૨૧ શુક્તિઓ–છીપોલીઓ. તાત્પર્ય કે રાવણનુ જે પ્રથમ ગૌરવ હતું તે હવે રહ્યું નથી તેથીજ એ દૈત્યોનો નાશ થાય છે તે સહન કર્યા કરે છે.

૪૩.–૪ અધ્વર્યુ–યજુર્વેદ જાણનારો ઋત્વિજ તે કર્મનો આચાર્ય.

૪૪.–૭ કાલરાત્રી સમી–પ્રલય સમયની રાત્રી જેમ સર્વને સહારનારી છે તેવીજ આ છે.

૪૪.–૧૯ ત્રિશકુ રાજાના શોકરૂપ શકુને–શલ્યને શમાવનાર એટલે કે ત્રિ· શકુ રાજાને વસિષ્ઠના શાપથી છોડાવી સદેહે સ્વર્ગમાં મોકલનાર.

૪૪.–૨૨ સમત્ર જૃભકાસ્ત્ર–મત્ર સહિત એવા જૃભા ઉત્પન્ન કરનાર જૃભક નામનાં અસ્ત્રો–આયુધો.

૪૪.–૨૬ વિશ્વામિત્રથી મેનકામાં ઉત્પન્ન થયેલી શકુંતલાનો પુત્ર ભરત છે જેથી ભરતના માતામહ–માતાના પિતા.

૪૭.–૪–૫ કપૂર પેઠે (મહાદેવનાં ત્રિજા લોચનમાંથી નીકળેલા અગ્નિમાં) જે બળી ગયો છે છતા સકલ જગતપર–આખી દુનીયામાં જે મહા બળવાન છે એવા શૃગારમૂળ–શૃગાર ચેષ્ટાઓનુ ઉત્પત્ત સ્થાન કુસુમ ધનુષધરને–ફુલના ધનુષને ધારણ કરનાર મદનને–કામને પ્રણામ કરૂં છુ.

૪૭.–૧૩–૧૪ પેય ઘણાં શ્રવણોથી–રાવણને વીસ કાન છે માટે ઘણાં કાનોથી પીવા યોગ્ય–સાભળવા યોગ્ય, દશ્ય–જોવા લાયક.

૪૭.–૨૩ જેને ત્યાં તારાઓ પોતાના પ્રતિબિંબથી મણિઓની શોભામાં વધારો કરે છે, ચદ્ર પોતાની કાંતિને અત્યંત પ્રસરાવે છે, દિનમણિગણો –સૂર્યો (બાર છે) દર્પણ જેવા–આયના સરખા બની ગયા છે, સાયં-

કાળનો સિંદુરીયા રંગ પણ નાટકશાળામાં સિંદુર રંગની રેખાઓ રચી રહ્યો છે અને વાયુઓ વાયુ ઢોળી રહ્યા છે, ઉપર પ્રમાણે દેવો જેની સેવા કરે છે એવો મહાબલવાન આ રાવણ છે.

૪૭.–૩૦–૩૧ ગિરાવિદર્ભા–વિદર્ભ દેશમાં ઉત્પન્ન થયેલી વાણી, કહ્યું છે કે **"माधुर्यं व्यञ्जकैर्वर्णैः रचना ललितात्मिका । अवृत्तिरल्पवृत्तिर्वा वैदर्भी रीतिरुच्यते ॥** માધુર્ય રસના ગભીર ભાવયુક્ત વર્ણોવડે જેની રચના સુંદર છે તથા વૃત્તિરહિત અથવા અલ્પવૃત્તિવાળી વાણીને વૈદર્ભી વાણી કહે છે" એવી વૈદર્ભી વાણી જેમાં કાનને મધુર લાગે તેવા માધુર્ય રસોને ઝરે છે. રમ્ય ઉક્તિના ચિન્હ સૂચવતુ–સુંદર વચનના સાધનને જણાવતું વસ્તુ કથન–કથા ભાગ જેમા મનને હરણ કરે એવો છે.

૪૮.–૨–૩ વળિ જેમાં પ્રસાદગુણ દિવ્ય–અલૌકિક પ્રૌઢ રચના વડે રસને ઉપજાવે છે–પ્રગટ કરે છે આ'વા પ્રકારની કવિની ગ્રંથકલા–ગ્રંથોની રચના તે ખાસ વાણી દેવીનુ આશ્રયસ્થાન–નિવાસ સ્થાન છે, અર્થાત્ આ'વી ગ્રંથ રચનામાંજ વાણીદેવી નિવાસ કરીને રહેલા છે, એમ ભરતમુનિદ્વારા જણાવી ખરી રીતે કવિ આ પોતાના ગ્રંથથી જ પ્રશંસા કરે છે

૪૮.–૬–૭ મણિ સમાન–રત્ન જેવુ સુંદર કાવ્ય છે, તેને હે સુજનો–હે વિદ્વાનો તમે સુણો–શ્રવણ કરો, રત્ન સુવર્ણ–સોનાના જડામણથી શોભીતું છે કાવ્ય સુવર્ણ–સારા અક્ષરોની રચનાથી શોભીતું છે, રત્ન છાયાવડે–કાંતિવડે દિવ્ય છે, કાવ્ય છાયાવડે–રસઆદિની રમણીયતાવડે દિવ્ય છે, રત્ન લલિતવૃત્ત–સારી રીતે પેલ પાડી ગોળ બનાવેલુ છે અને કાવ્ય લલિતવૃત્ત–સુંદર છંદોવડે રચેલુ છે. આ'વી રીતે ઉપમાન અને ઉપમેય બન્નેને વિશેષણો લાગુ પડે છે માટે આ'ને શ્લેષોપમાલંકાર કહેવાય.

૪૮.–૧૦–૧૧ રામ–રમણીય કમળોને પ્રગટાવનાર, કૌશિકવાળો–(વર્ષાઋતુમા ઘુવડ પક્ષીયો ગુફામા નિવાસ કરે છે તે શરદઋતુ આવે ત્યારે બહાર નીકળે છે તેથી) ઘુવડોએ યુક્ત, લક્ષ્મણા નદી–શરદઋતુનાં સારાં ચિન્હવડે આનંદદાયી, અને સુરધનુષ ભેદવા–વર્ષાઋતુમાં મેઘધનુષ દેખાય છે, શરદઋતુમા તે જોવામા નથી આવતા માટે તે મેઘધનુષને ભેદવા–નાશ કરવા આ શરદઋતુનો સમય આવ્યો છે, ઉત્પન્ન થયો છે; આ પ્રમાણે શરદઋતુના આરંભનુ વર્ણન કરી રામ લક્ષ્મણ તથા

વિશ્વામિત્રનો પ્રવેશ પણ ખૂબીબંધ રીતે જણાવ્યો છે, આ'ને શ્લે
લકાર કહેવામાં આવે છે.

૪૮.—૧૩ ધ્રુવાગીતિ માટે જુઓ પાનુ ૬ લી. ૬–૭.

૪૮.—૨૦ યજુર્વેદના બ્રહ્મજ્ઞાનને જાણનાર મુનિઓ સસારત્યાગ કરી વન
પર્ણકુટી બાંધી નિવાસ કરે છે તો આ જનકરાજા બ્રહ્મજ્ઞાન પ્ર
કરનાર છતાં આ સસારની માયામાં હજુ સુધી કેમ રહ્યા છે?

૪૮.—૨૫–૨૮ પવિત્ર વનમાં નિવાસ કરવો, વનના ફળોથી ગુજરાન ચલ
વવું, નદી ઉપરની શિલાઓપર શયન કરવુ એ બધુ જેનો સસાર
માયામા પ્રેમ છૂટતો નથી તેને માટે સાધનો છે પણ જેનું મ
સંસારના પાશમાથી મુક્ત થયેલુ છે તેવા પુરૂષો–મહાત્માઓ
વનમાં રહે વા ભુવનમા–મોટા મોટા મહેલોમા રહે, તેમને મન સ
સરખું છે એમને સમવિષમપણુ કાંઇજ હોતું નથી કારણકે સર્વ
બ્રહ્મભાવ થયેલો હોવાને લીધે સસારની માયામાં ફસાતા નથી.

૪૯.—૪ મારણકર્મ=તત્રશાસ્ત્ર પ્રસિદ્ધ અભિચારનો (શત્રુને મારવાનો) પ્રયો

૪૯.—૯–૧૨ કિંકણીથી=ઘુઘરીઓવડે ઇંદ્રધનુષો વર્ષાૠતુમાં પચરગી મે
ધનુષો તાણે છે તેવું જયાં સ્પષ્ટ જણાઇ આવે છે તેવા ગોપુરો
દરવાજાએ સુદર દેખાતા ભુવનના પર્યંકપર–પલગ ઉપર વિરાજે
મહારાજાધિરાજ જનકને ખેચરીઓ આકાશમાં ફરનારી દેવીઓ પો
તાના નેત્રોવડે જુએ છે.

૪૯.—૧૫ શકરે ત્રિપુરને આ ધનુષથી બાળ્યા હતા માટે ત્રિપુરવિજય
ચડીશનુ–શકરનુ ધનુષ.

૪૯.—૧૭–૧૮ ધર્મબધુ=પુરોહિત (આચાર્ય) શતાનદ, મખમહિ–યજ્ઞભૂમિમાથ

૫૦.—૧૯ ધન્વિઓના–ધનુષ ધારનાર યોદ્ધાઓના (રાજાઓના)

૫૦.—૨૬–૨૯ સુકબરી પાશો રચ્યામાં રસ–સુદર કેશોની વેણી ગુથવા
આનદ, બધનીવિનો–લૂગડુ રહે તેને માટે નાભિની નીચે સ્રીયો ગાં
વાળે છે તેનું બરોબર બધન કરવામાં,–ભ્રલાસ્યમાં–ભમરોને નચાવવામ
છેકોક્તિ–બોલવામાં ચતુરાઇ મેળવવામાં આદર–આગ્રહ, આ વા સ્રીયો
વિલાસો જયારે બાલ્યાવસ્થા–મુગ્ધાવસ્થા જાય છે ત્યારે મ્લાન બ
જાય છે–શાત થઇ જાય છે.

૫૧.—૫—૧૪ હે દશયુગલ નયન !—હે વીસ નેત્રો ! મૈથિલી—સીતાની કાયાના દશ વિભાગ પાડી એક એક ભાગપર એક એક જોડ રહી તમે તેને બરોબર નિરખો—નિહાળો, એમ કહી તેનાં અંગનાં દશ વિભાગો વર્ણવે છે. રૂચિર કેશભર—સુંદર કેશોનો સમૂહ, લોલ=ચંચળ, કુટિલ ભ્રકુટી—ધનુષના આકાર જેવી વાંકી જેની ભમર છે, પાશ સમ શ્રવણો—દોરડાના ગાળા જેવા મરોડદાર જેના બે કાન છે, અધરો=ઓઠ નિતંબબિંબ મજુળ—બિંબ સમાન સુંદર કંઈક રતાશ ( લોહિથી ભરેલા પુષ્ટ ) વાળા જેના નિતંબો—પાછલા ભાગો ( ફૂલા ) છે.

૫૧.—૧૮ હે સુંદરિ ! તું દગ—આંખ ચલાવ કે કમળો ઝટ ઝાંખા થઇ જાય, ધવલતા=ધોળાશ, વ્યોમમાં—આકાશમાં, સીતાનાં સૌંદર્ય આગળ કમળ વિગેરે કાંઇ હિસાબમાં નથી એમ જણાવવાનો હેતુ છે.

૫૨.—૨ રાવણથી ધનુષ ચઢાવાયુ નહોતું માટે જેમાં દશવદન—રાવણની શક્તિ હારી ગઇ હતી તેવુ આ ધનુષ, રાવણે ત્રણે ભુવનોનો વિજય કર્યો હતો તેના કરતાં બળમા વિશેષ હોય તેજ ધનુષ ચઢાવી શકે માટે ત્રિભુવનના વિજયની લક્ષ્મી જેવી—શોભા જેવી મૈથિલી—સીતા તેની સ્ત્રી થાય—પત્ની થાય.

૫૨.—૫ નાટક જોવા બેઠેલો રાવણ " રાવણની શક્તિ હારી ગઇ " એમ સાભળી ક્રોધપૂર્વક " કુમરે મિથ્યા કવિ " વિગેરે બોલે છે. ધનુષ લતા—ધનુષ રૂપ લતા, લતાને તોડી નાખવી અને ધનુષને ભાંગવું સરખું છે એવો આશય જણાવવા " લતા ' કહ્યું.

૫૨.—૧૦ કુસુમાયુધ ( કામદેવ ) ના આયુધનો—બાણનો પરિશ્રમ સફળ થાય એમ કહી સ્વરૂપવાન ભોગી ( વિલાસી ) ત્હને વર મળો એવો શૃગાર ચેષ્ટાપૂર્વક સખી આશીરવાદ આપે છે.

૫૨.—૧૪ કસ્તૂરીમૃગોની સુગધિ જ્યાં ફેલાયેલી છે તેવા કૃષ્ણાગુરૂ તરૂતળે—કાળા અગરૂચદનનાં ઝાડની નીચેના પ્રદેશમાં બેશી સુરપત્નીઓ દેવીઓ જેના યશોગાન ગાય છે તેવો તથા વરાહ અવતાર ભગવાન નારાયણથી ભૂમિ સ્ત્રીમાં ઉત્પન્ન થયેલો.

૫૨.—૨૦ યાત્રામા—દિગ્વિજય કરવા જતી વખતે પ્રસરિત રવથી—પ્રસરેલા શબ્દને સાંભળી ક્રોધી બનવાથી દાનને—મદને ઝરતા, વર્મસ્થાપ્યે સગર્વી—પીઠ ઉપર કવચો નાખવાથી ગર્વયુક્ત બનેલા, બલવાન મોટા

હાથીઓના ભારથી ભૂમિ નમી જવાને લીધે કૂર્મ (કાચબ અવતાર ભગવાન) પોતાના બરડા અઠીલ રોગ થવાથી જર્જરિત (ભૂમિ તેમણે ધારણ કરી માટે) બની ગયા છે. એમ કહી આ'વા મહાન્ હાથી સૈન્યને વહન કરનાર આ બળવાન નરક રાજા છે એમ સૂચવે છે. લી. ૨૪ કમનીય=સુંદર.

૫૩.–૪ બધા દશકંઠ હોતા નથી–સઘળા પુરૂષો આપ દશમુખના જેવા પરાક્રમી હોતા નથી.

૫૩.–૮–૧૧ મલયાદ્રિ–મલયપર્વત, તે ઉપરનાં ચંદનવૃક્ષોનાં કુંજમા–ઘટામા નાગણો–સર્પસ્ત્રીયો જેનાં યશોગાન પોતાના પતિ સર્પરાજની પાસે ગાયે છે તે આ પાંડુ દેશનો રાજા સમુદ્રવશમાં હરિ જેવો– ઇંદ્ર જેવો છે, અને જેને દીનોને દાન આપવા સારૂ તામ્રપર્ણી નદી તે તો મૌક્તિક–રત્નોની કામધેનુ–અભીષ્ટ ફળ આપનારી હોય તેવી ( તામ્રપર્ણીમા રત્નો પાકે છે માટે ) થઈ છે. અર્થાત્ આ રાજા ઘણો દાતાર છે.

૫૩.–૧૩ સજ્જન રજતી–સજ્જનોને પ્રસન્ન કરનારી જેની વાણી છે.

૫૩ –૧૯ મધુકરોની કાંતિ સરખી–જાણે મુખકમળ પર ગમન કરતા ભમરા ન હોય તેનાં જેવી કાળી દૃષ્ટિ નાંખ.

૫૪.–૩–૬ ચંદ્રની ઉત્પતિ અત્રિમુનિથી થયેલી છે માટે જાણે એમની આંખરૂપ છીપોલીનું મોતી હોય અર્થાત્ અત્રિમુનિ જેને પોતાની આંખના રત્ન જેવા જાણતા તેવા ચંદ્રથી હૈરયરાજાનું કુળ થયું, તેમાં સહસ્રાર્જુન થયો જેણે રેવાને–નર્મદાને હાથવતી રૂંધી નાંખે તેવા મહાન્ શરીરવડે રાવણને અકાવી દીધો હતો, તેનો આ સુંદર પુત્ર શત્રુતપ પણ ઇંદ્રજીત ( રાવણપુત્ર ) ને જીતવાની ઇચ્છા કરતો મહાપ્રતાપી છે. લી. ૭ વૃદ્ધક્ષત્રિયના–જનકરાજાના,

૫૪.–૧૪ નર્મદા નદી જેની સુંદર મેખલા–કટિભૂષણ જેવી છે અર્થાત્ નર્મદા નદીના કાંઠા ઉપર આવેલી, જેમાં અગ્નિદેવ લાકડા વિના પણ ( કાર્તવીર્યના ઉપર પ્રસન્ન થઇ પ્રતિજ્ઞાના બદ્ધ થયા હતા તેથી) નિવાસ કરે છે, કાર્તવીર્યથી યશવાળી બનેલી કલચુરી રાજાની રાજધાની માહિષ્મતીને આ શત્રુંતપ રાજા પાળે છે.

૫૫.–૫ તું પોતને દશકંઠ માને છે !–હું રાવણ જેવો પરાક્રમી છું એમ તું

માને છે ? પણ રાવણની પેઠે તું ઇંદ્રને બંધન કરનાર ક્યાં થયો છે કે આ’વો ગર્વ કરે છે.

૫૫.–૧૦ સીતા સ્વયંવર નિમિત્ત–સીતા સ્વયંવરના નિમિત્તવાળા એવા આ ધનુષને જ ધારણ કરી.

૫૫.–૧૩ ચૈદ્યવંશમણિથી–ચેદી દેશના રાજાઓના વંશમા રત્નસમાન શોભતા આ રાજાથી.

૫૫.–૧૬–૧૯ બકુલ કુસુમોની–બોરસળીના ફુલોની, દંપતિનાં સુરત સુખની –પતિપત્નીનાં રતિ–વિલાસની, ઇંદુજયેત્સ્ના તણું–ચંદ્રની ચંદ્રિકાનુ, વિગેરે કરી શકવાને સમર્થ હોય તેજ આ ચેદી દેશના રાજાના વિસ્મયકારક યશોગાન ગાઇ શકે. તાત્પર્યકે આ રાજા મહાયશસ્વી છે.

૫૫.–૨૦–૨૧ મદન મદના દાનમા–કામોદ્દીપન કરાવવામાં અર્થાત્ જોતામાંજ કામ વિકાર ઉત્પન થાય તેવા લલાટવાળી, દશાર્ણેશ્વર–દશ કિલ્લાઓનો માલીક

૫૫.–૨૮–૨૯ મેકલપતિ–મેકલ પર્વતનો માલીક, સિંહલેશ્વર–સિંહલદ્વીપનો રાજા.

૫૬.–૪–૬ છે દ્રવ્યકોશ–દ્રવ્યના ભંડારો છે કેમકે સમુદ્ર તથા પર્વતમા રત્નો થાય છે, સ્મરસૂચક–કામને સૂચવનારી વાણીઓએ–વચનોવડે, ક્રીડા નિધાન–કેલિના સ્થાન જેવી અનુરોધ નામની નગરીને આ સિંહલદ્વીપનો રાજા દીપાવે છે–શોભાવે છે.

૫૬.–૯–૧૨ જે રાજાના તીણાખડ્ગના–તલવારના પ્રહારોથી મરણ પામી દેવો બનેલા ( યુદ્ધમા મરનાર દેવ બને છે એમ પૌરાણિક ભાવના છે ) શત્રુઓ, જે શસ્ત્રો ફેકવાથી શત્રુ યોદ્ધાઓ નાશી જવાને લીધે શૂન્ય થઇ ગયેલી રણભૂમિમા ભમી રહેલા તથા જીવ્યાની ભ્રાંતિ હોવાથી આમતેમ ફરી રહેલા પોતાના ધડો ઉપર સહસુરકુસુમે–દેવોની જોડે પોતે પણ પુષ્પવૃષ્ટિ કરતા સાધુ સાધુ–સાબાશ સાબાશ એમ સાબાશી આપતા હતા. તાત્પર્ય કે મોટા શૂરવીર શત્રુઓનો વિજય કરનાર આ રાજા મહા બળવાન છે.

૫૬.–૧૪ એને જોતી તુ આકાશના અર્ધ પ્રાંત ભાગને અર્થાત્ ત્હારી અને તેની વચમા રહેલા કઇક આકાશને કાળા કમળોની માળાથી એટલે કમળ જેવા નયનો વારંવાર આપવાથી મિશ્ર બનાવ તે આકાશને ત્હારાં નયન કમળોથી યુક્ત કર

૫૬.–૧૬ કૌસ્તુભમણિ–( વિષ્ણુના કંઠનું આભૂષણ ) તેના વંશમાં નીપજેલા એટલે તેવી જાતના મણિઓ.

૫૬.–૨૨–૨૩ ગમનાગમન=જવું આવવું એવી ક્રીયા કરે છે, વીરવ્રતનો નિર્વાહ–વીરતાને નભાવવી એ આમ સદેહ–સંશય રાખવાથી બનતું નથી, અર્થાત્ વીરપુરૂષો ત્હારા જેવો સંદેહ રાખતા નથી. તે તો ગમે તે ભોગે પોતાનું કાર્ય સિદ્ધ કરવામાં જ તત્પર બને છે.

૫૭.–૫–૬ યાત્રાવેશ જયેચ્છુને–દિગ્વિજય કરવાની ઇચ્છા રાખનારને ( વર્ષાકાળને લીધે ) મુસાફરીના વેશને છોડાવી દેતો, કંચુકો=કવચો અથવા કાંચળીયો તે જેમા સ્ફુટ દેખાય છે તેવી રીતે શત્રુઓની સ્રીયોને પોતાના પતિઓ મૃત્યુ ન પામે તેથી અને મિત્રોની સ્રીયોને પતિઓ દિગ્વિજય માટે વિદેશ ન જાય એટલે પોતાને વિરહ ન થાય તેથી ઉત્સવો–આનંદો થાય છે તાત્પર્ય કે આ રાજા વર્ષાકાળમાં યુદ્ધથી વિરામ પામી વિશ્રાંતિ લે છે.

૫૭.–૨૧–૨૪ જે નગરીમા, મોક્ષ ઉપરજ કેવળ પ્રેમ રાખનાર ભગવાન શભુ, તથા ત્રૈલોકયને લીલા–ક્રીડા ( વિલાસ ) પ્રાપ્ત કરાવવામાં ગુરૂ જેવો કામદેવ એ બન્ને વૈરને છોડી ( શત્રુ છતા પ્રતિકૂળ ધર્મવાળા છતાં એક સ્થાનમાં ) નિવાસ કરતા હતા, અર્થાત્ વિરાગી અને રાગી બન્નેને રહેવા લાયક એવી એકાસની–એકજ વશના રાજાઓથી સેવાયલી તથા ક્ષિપ્રાનદી રૂપ ખાઇને ધારણ કરતી ઉજ્જયની નગરીને આ સત્યવ્રત રાજા વિશ્રામની આશાવડે પાલન કરે છે.

૫૭.–૨૭ થી ૫૮.–૨–૩ મર્વ રણભૂમિમા ( યુદ્ધમા ) વીરશ્રી–વીરપુરૂષોની લક્ષ્મીનો–શોભાનો વેણિબધ કેશપાશ થાય અર્થાત્ વીરપુરૂષોના કંઠ ઉપર પડે છે ત્યારે વેણિ સમાન દેખાતી, હાથરૂપ સર્પની ફેણ જેવી જેમ ફેણ ઝેરવાળી હોઇ સર્વનો નાશ કરે છે તેવી રીતે શત્રુઓનો નાશ કરનારી, શત્રુ ઉપર ચઢાવેલી ભૃગુટિરૂપી ધ્વજા હોય તેવી યમરાજાની અત્યંત સેના રૂપી નદીની તરંગમાળા જેવી, એટલે એને પામતાંની સાથે સર્વ મૃત્યુ પામી ગમાલયમાં જાય એવી, લક્ષ્મીનો નયન વિહાર–નેત્રકટાક્ષ તેના જેવી ચમકારા મારતી અને દેવાંગનાઓને તો જાણે મેખલા–કેઢે બાંધવાનો તાર હોય, કેમકે મરેલા વીરપુરૂષોને કેઢ આગળથી બાંધી ઉપર ( સ્વર્ગમાં ) લાવવાનો તાર–સાંકળ હોય તેવી. આ રાજાની વિજય મેળવનારી તરવાર છે.

૫૮.—૧૯–૨૨ જે નગરમાં રસવતી—નવરસ માધુર્ય વિગેરેથી યુક્ત ભારતી—વાણી—દેવી નિવાસ કરીને રહે છે અર્થાત્ જ્યાં સર્વ લોકો વિદ્યા સંપન્ન છે, અને જે કામદેવનું ખાસ વિલાસ ( ક્રીડા ) નું અવાસ—સ્થાન છે, અર્થાત્ જ્યાં વિલાસીજનો વસે છે. વળી સદેશા લઇ જનારી ચતુર લલનાઓ—દૂતીસ્ત્રીયોથી જેના માર્ગો શાભી રહ્યા છે તેવા કુંડિનનગરનો આ રાજા છે.

૫૮.—૨૫–૨૮ જે ચાતુરી કાર્યમાં—ચતુરાઇના કામ ( વિલાસ વ્યાપારો ) માં તે પોતે તેનું કુલ ઘર—મુખ્ય સ્થાન હોય તેવો અર્થાત્ ઘણોજ વિલાસી, કામ તેડવાની વિદ્યા—એટલે જેને જોતાની સાથે સ્ત્રીયોને મદન વિકાર ઉત્પન્ન થાય તેવો સ્વરૂપવાન, રાગીને—સંસારની માયામાં સપડાએલાને જ્ઞાનનો ઉપદેશ આપનાર, જેનું નામ સાંભળતાં જ શત્રુઓ દેવ થવાશે કે નહિ થવાય એમ શંકા પામતા યુદ્ધમાથી નાશી જતા હતા, જેથી વર વરવાને આવેલી સ્વર્ગની વારાંગનાઓનાં સુંદર વેશો નિષ્ફળ બની જતા, તાત્પર્ય કે આ રાજા સ્વરૂપવાન્ વિલાસી જ્ઞાની અને બળવાન છે.

૫૯.—૯ કામારિ—કામના શત્રુ ( તેને બાળનાર ) શંભુના ત્રિજા નેત્રમાંથી ઉત્પન્ન થયેલા અગ્નિથી નીપજેલા શ્રેષ્ઠ કુળમાં થયેલો આ રાજકુમાર છે.

૫૯.—૧૫–૧૮ જેને તરવારના ઘાવ એ જ મિત્રો છે અર્થાત્ કેવળ ખડ્ગનીજ સહાયતાવાળા શૂરવીર વીરો જ્યારે રણમાં યુદ્ધ કરવા શત્રુ સ્હામા થતા હતા ત્યારે દેવોના પુષ્પ સમૂહોને પાત્ર બનેલા છે, એટલે તેમના શૌર્યથી પ્રસન્ન બની દેવો પુષ્પ વરસાવે છે તેવા વીરયોદ્ધાઓ પણ આ રાજાનાં બાણો વાગવાથી મૃત્યુ પામી અમરપણું કરી—દૈવી બની જઇ મરતાં બાકી રહેલા વીરો ઉપર ફરીથી ભમરાવાળા ફુલોની વૃષ્ટિ કરે છે અર્થાત્ આ રાજા બહુ બળવાન છે.

૬૦.—૧૨–૧૫ લોકૈક બંધુ—સર્વ લોક માત્રના બંધુ, કમલાસન દેવથી—કમલનું જેને આસન છે એવા બ્રહ્મદેવથી સંધ્યા વદન કરતી વખતે ચુલુકથી—અંજળીથી જળ લઇ આચમન કરાતાં પોતાના પ્રતિબિંબ રૂપે પ્રગટેલા તે ચુલુકયમુનિ, તેમનાથી ઉત્પન્ન થયેલા વંશમાં શ્રેષ્ઠ આ લાટદેશનો રાજા છે.

૬૦.—૧૮–૨૧ હેલાથી—વિલાસ ( સ્ત્રીયોની એક જાતની કામચેષ્ટા ) થી વાર યુવતિઓએ—વેશ્યાઓએ, ભૃંગાગ્ર ગ્રહતા—ભમરાઓનાં અગ્રને

ગ્રહણ કરતા એટલે ભમરા જેના ઉપર બેઠેલા છે તેવા સુંદર કેતક–કેવડાની સ્પર્દ્ધા કરે તેવાં વિશાળ નેત્રો વડે આ વિજયી રાજા શત્રુઓનાં ભુવનોમાં–મહેલોમાં નિર્ભય થઈ ક્રીડા કરે તેવો મહાબળવાન છે.

૬૧.–૭ જેણે આ લોકના ઉપર કરૂણ થૈ–દયા લાવી ચિકિત્સા સુધા–રોગની પરીક્ષા કરનાર સુશ્રુત નામે વૈદ્યકનો મોટો ગ્રંથ રચેલો છે તે આ સુશ્રુત નામનો રાજા છે.

૬૧.–૧૦–૧૩ આ રાજાના શત્રુની સ્ત્રીયોએ થોડા વખતમાં (પતિ હારી જવાથી વનમાં રહેવાને લીધે) ભીલડીઓના સહવાસથી જાઘ ઉપર જાંબુડાંના પાંદડાં, ગુંજાઓની ચણોઠીઓની માળાઓનાં (કંઠમાં) આભૂષણો–ઘરેણાં, હાથમાં સ્વસ્તિક–એક જાતનું શાક તેનું દાન, પોતાના નિવાસ સ્થાનની પાસેના નિધિ–રત્નો, તથા પર્વતની ઝરતી ધાતુઓ, કાનમાં મોરનાં પીંછાં એવા એવા શણગારો જેમાં છે તેવા વેશો શીખ્યા છે–પ્રાપ્ત કર્યા છે તાત્પર્ય કે શત્રુઓને જંગલમાં ભગાડનાર આ જોરાવર રાજા છે.

૬૧.–૧૪ કરતલથી—હાથના તળીયાંથો ગ્રહણ કરી શકાય તેવા પાતળા મધ્ય દેશવાળી–કટિ ભાગ–કેડવાળી, પૂર્ણ મુખ મડળવાળી–ભરાવદાર મુખ યુક્ત બની.

૬૧.–૨૩ ધનુર્વિદ્યામાં અશ્રુત–નહિ સાભળવામા આવેલા (અપ્રસિદ્ધ) એવા હે સુશ્રુત ! આ તો પરાક્રમનુ કામ છે કાઇ નાડી તપાસવાની નથી એમ નાટક જોવા બેઠેલો રાવણ ઉપહાસ કરે છે.

૬૨.–૯ ખંડપરશુ=શંકર (ખડિત પરશુ ધારતા હતા તેથી).

૬૨.–૨૨ દિનકર કુલના કુમાર–સૂર્યવંશમાં ઉત્પન્ન થયેલા રાજકુમાર રામભદ્ર બાકી છે.

૬૨.–૨૫ તાત્પર્ય કે મોટા મોટા રાજાઓ આ ધનુષ આગળ નિષ્ફળ થયા તો કોમળ શરીરવાળા બાળક રામભદ્રથી શુ થનાર છે ?

૬૩.–૧૩ બિબ–ગોળ સૂર્યમંડળ, જલનીપ્રસુતિ–જળની ઉત્પત્તિનુ સ્થાન છે, "વચન છે કે आदित्या ज्जायते वृष्टि र्वृष्टेरन्नं ततः प्रजाः" સૂર્યથી વરસાદ તેથી અન્ન અને તેનાથા પ્રજાઓ થાય છે, તેવા દિવાકરને–સૂર્યને પ્રણામ કરૂં છું.

૬૩.–૧૯–૨૦ એકે–સગર રાજાએ આખા સમુદ્રને (રથ વડે ફરીને)

ખોદી નાખ્યો, ( તેથીજ સમુદ્રને સાગર કહેવામાં આવે છે એમ પુ-રાણોમાં પ્રસિદ્ધ છે ), અને બીજાએ ભગીરથે ( તપ કરી ) સ્વર્ગ-માંથી ગગાને ભૂમિમાં લાવી તેના જળથી પૂરી નાંખ્યો 'રામાય-ણમાં સગરના સાઠ હજાર પુત્રોને મુક્તિ આપવા ભગીરથે તપ કરી ગંગાને સ્વર્ગમાંથી ભૂમિમાં આણ્યાં છે એમ કથા આવે છે.'

૬૩.—૨૨—૨૫ સાવિત્રી મનુથી—સૂર્ય પુત્ર મનુરાજાથી ઉત્પન્ન થયેલા મહા-કુલમાં પ્રગટ થયેલા ક્ષત્રિયોમાં દશરથ હાલ ક્ષોણીપતિ—પૃથ્વીનુ પાલન કરનાર રાજા છે. તેના બાળક સ્થૂળ સ્કધ—પુષ્ટ ખાંધવાળા કૌશિ-કથી—વિશ્વામિત્રથી ધનુર્નિગમને—ધનુર્વેદને પામ્યા—મેળવનાર આ રામચદ્ર છે.

૬૪.—૧૧ શંકરનાં હાથમાં રહેવાથી બલિષ્ઠ બળવાન બનેલુ ધનુષ, આજે દિનેશનું—સૂર્યનુ કુળ મપાય છે—તેની તુલના થાય છે કારણ જેનાં કુ-ળના સર્વ પૂર્વ પુરૂષો જે કાર્ય હાથમાં લીધુ હોય તેને પૂરૂં કર્યા શિ-વાય પાછા ફર્યા નથી. હવે અહિં શુ થાય છે તે જોવાનું છે.

૬૪.—૨૩ જનકસુતાને—સીતાને પતિ પ્રાપ્તિના હેતુવાળા, ( ધનુષ ચઢાવનાર જ સીતાનો પતિ થાય માટે ) દેવોનાં બળથી બનાવેલા, જેને ધારણ કરી શંકરે ત્રિપુર બાળ્યાં હતા માટે ત્રિપુરને દહન કરનારા એવા હે શંકરના ધનુષ' હુ ત્હને વદન કરૂં છુ.

૬૪—૩૦ ભગવાન શકર જેવાના હાથને સહન કરનાર આ ધનુષ તમા-રાથી તૂટી જાય તો શુ એ તમારી અપકીર્ત્તિ છે? અર્થાત્ એમ બ-નતાં કીર્ત્તિમાં વધારો થાય એમ છે માટે કંઇ પણ શકા રાખ્યા શિવાય તેને બરાબર ખેંચવું.

૬૫.—૭ જયા—પ્રત્યંચા, ધનુષની દોરી, ગુણ, પણછ, વિગેરે.

૬૫.—૨૩ અહોહો—કામધેનુ જેમ આશ્ચર્ય કરનાર છે તેવી જ કવિઓની વાણીમાં ખુબી હોય છે. અસત્ય ( રામે ધનુષ ભંગ કર્યો તે નાટક હોવાથી ) છે તોપણ સાચુંજ જાણે વર્ણન કરતા હોય તેવું લાગે છે. રામનુ પરાક્રમ ન સહન થવાથી તેજદ્વેષમાં બોલે છે.

૬૫.—૨૮—૩૧ રામભદ્રના હાથે ધારણ કરેલા, દોરી તાણવાથી ગાંઠા આ-ગળ તૂટી ભાંગી ગયેલા, જેની પણછને તરછોડતાં થતા શબ્દથી પા-તાળના નિવાસી લોકોને ભય આપનાર શકર ધનુષનો, મોટા મોટા દિગ્ગજોના મદજળને ઝરાવી દેતો, જેના ઘોર ઘોષનો ફેલાવો સ્વ-

ર્ગમાં રહેલા દેવોનાં ટોળાને એકદમ કાનોમા અથડાય છે એવો આ દિવ્ય—ન વર્ણવી શકાય તેવો ટંકાર થાય છે.

૬૬.—૬—૯ વિશ્વરક્ષા—જગતનું રક્ષણ કરનાર નિયમ—ક્રમ ( વિધિ ) તે રૂપ વેદોનો પ્રણય ઓંકાર જેવો અર્થાત્ વેદવિધિમાં પ્રથમ જેમ ઓંકાર હોય છે તેમ રામને જગતનું પાલન કરવાનો આ પ્રથમ ઉદ્યમ છે, કાલનું—યમરાજનું અટ્ટહાસ—પુષ્કળ હાસ્ય તેના જેવો વૈરિઓનાં યશને છોડાવી દેતો—અર્થાત્ શત્રુઓને અપયશ રૂપ જાણે નગારાનો શબ્દ ન હોય તેવો વીજયી રામનો આ ટંકાર થાય છે.

૬૬.—૧૪ નીલલોહિત=શકરનું નામ છે.

૬૬ —૨૧ પાણિગ્રહણ=પરણતી વખતે હસ્તમેળાપ કરાય છે તે ( હાથને ગ્રહણ કરવો )

૬૭—૯ શિવકાર્મુકને=શકર ધનુષને, આ'વું અપૂર્વ કર્મ કર્યા છતાં રામભદ્રને શરમ આવવાથી કોઇના સ્હામુ જોઇ શકાતું નથી, કવિએ આમ ભાવ જણાવી રામચદ્ર ( નાયક )નો સર્વોત્તમ વિનય દર્શાવ્યો છે.

૬૭.—૨૦ કમલા આ કમલમાં વસો આજે—આ લક્ષ્મીરૂપ મ્હારી કન્યા ત્હારા હૃદય કમળમા વા હસ્તકમળમાં નિવાસ કરો નિરતર રહો. ( લક્ષ્મીનો કમલમાં નિવાસ છે માટે. )

૬૮.—૩ અભિનય ચાતુર્ય—હાવભાવ પૂર્વક ભજવવાની ખૂબીની પ્રવીણતા હુશિઆરી.

૬૮.—૧૩ ત્રણ વેદોની—ઋગ્ યજુઃ સામ એ ત્રણે વેદોની મૂર્તિરૂપ સૂર્ય.

૬૮.—૧૬ વિસ્તૃત તિમિર=વિસ્તાર પામતું અંધારૂં.

૬૮.—૧૯—૨૦ દિવસ અને સધ્યારૂપ પતિપત્નીના વિવાહકાળ (લગ્ન સમય) ના અગ્નિ જેવો રાતો ભાનુ—સૂર્ય હાલ બનેલો છે, લગ્ન સમયે સમપદીના ફેરા ફેરવાવે છે. તે વખત લાજાહોમ કરવામાં આવે છે માટે પ્રકાશમાન ચંચળ તારાઓ તે લાજા ( ડાંગર ) રૂપ થયેલા છે. આ પ્રમાણે સાયકાળનું વર્ણન કરી સીતા અને રામના વિવાહકાળનું પણ સૂચન કરવામાં આવ્યુ છે.

૬૮.—૨૬ આશ્ચર્ય અતર્ગૃહોનાં—અંતઃપુરના—રણવાસના કૌતુકો જોવા દુહિતાની—પુત્રી સીતાની સાથે રામભદ્રને અહિં મોકલો.

૬૯.—૭ ગર્ભાંક—अङ्कोदर प्रविष्टोयो रङ्गद्वारा मुखादिमान् । अङ्कोऽपरःसगर्भाङ्कः

सबीजः फलवानपि ॥ અંકના મધ્યમાં આવેલો હોય, જે સૂત્રધાર દ્વારા પ્રસ્તાવના વિગેરેથી યુક્ત હોય તથા મૂળ કારણ સહિત ફલવાન્ ( નિષ્ફળ ન હોય ) એવા બીજા અંકને ગર્ભાંક કહેવાય છે. આ ગર્ભાંક દ્વારા રામે સીતાને પ્રાપ્ત કરી એમ ફળ જણાવવામાં આવ્યું છે. ભવભૂતિએ પણ પોતાના ઉત્તમરામ ચરિતના સાતમા અંકમાં સીતાના કલંકને નિર્મુક્ત કરવાના ફળવાળો આ'વો અંક મૂકેલો છે.

## અંક ૪ થો.

૭૦.–૧૯ આયુધ પિશાચિની–શસ્ત્ર પકડવારૂપ વળગેલી ડાકણ.

૭૦.–૨૧ ચતુરંગિણી–રથ હાથી ઘોડા પાયદળ એ ચારે જે સેનામાં હોય તે, સેનાના સહચારીગણ–તેની સાથે ચાલનાર મોટા સેનાનાયકો.

૭૧.–૧૩ મોટા અક્ષરોવાળાં વાક્યો પરશુરામને લાગુ કરી અને તે શિવાયનાં રામને વિશેષણો લગાડી અર્થ કરવાથી સુલભ છે.

૭૧.–૨૩ ભગવાન શંકર જેમની પાસે હું ધનુર્વેદ શીખેલો છું માટે તે મ્હારા ગુરૂ થાય છે. ગુરૂનું નામ શિષ્યોએ ધારણ ન કરવું જોઇએ એમ શાસ્ત્ર કહે છે, તથા તેમની કૃપાથી હું ધનુષ ચઢાવવા સમર્થ છું છતાં આ વૈખાનસોનું–તપસ્વીઓનું વ્રત ધારણ કરી સીતાને પરણવાના નિમિત્તનું ધનુષ મ્હારાથી કેમ ચઢાવી શકાય ? મ્હારે આ વ્રત છોડી દઇ ગૃહસ્થાશ્રમ સ્વીકારવો ઠીક નથી તેથી હું ધનુષ ચઢાવતો નથી.

૭૩.–૧૨ મંદાકિની=ગંગા, ભાગીરથી નદી સ્વર્ગંગા.

૭૩.–૧૬–૧૭ દુંદુભિના શબ્દો કરી રસ્તામાંના બીજા હાથીઓને દૂર કરી દઈ (બીજા હાથીઓને જોતાં મદોન્મત્ત હાથી તેમના સ્હામો ધસારો કરે છે માટે) પત્થર જેવા મજબૂત જેના દાંતનાં અગ્રો પર્વતના તટોને તોડવાથી તૂટી ગયાં છે એવો ઐરાવત

૭૩.–૨૯ થી, ૭૪.–૨–૩ જે ધનુષની કાયારૂપ–શરીરરૂપ પર્વત છે, જેની દોરીરૂપે શંકરના હાથે રહેલો કંકણ જેવો નાગ છે, જેના બાણરૂપે પોતે વિષ્ણુ થયેલા છે, ભયરહિત ન ભેદી શકાય તેવા ત્રિપુર જેને નિશાન છે–વીંધવાનું લક્ષ્ય છે જેને ધારણ કરનાર ત્રણ લોકના ગુરૂ

સાક્ષાત્ શકર છે તે મહાતેજસ્વી અને મોટા શબ્દો કરનારા ધનુષને રામભદ્રે–બાળક રામે હાથમાં ઝાલીને તોડી નાંખ્યું.

૭૪.–૧૪ ફલકમાં=પાટીયા ઉપર (ચીતરેલાં).

૭૪.–૨૬–૨૭ જે હિમાલયમાં ઘણો વખત નિવાસ કરી દિવ્ય ઓષધીનું સેવન કરવાને લીધે ચિરંજીવી બનેલા–અમર થયેલા સજ્જનોએ અનંગનું–કામદેવનું, અંગ વિનાનુ એટલે શકરે કામદેવને બાળ્યો ત્યાર-પછીનું ચરિત્ર, અને અંગવાળુ એટલે શકરે કામદેવને બાળ્યો ત્યાર પહેલાંનું ચરિત્ર, એમ બન્ને ચરિત્રોને જાણેલાં છે–જોયેલાં છે એવો આ હિમાલય. અર્થાત્ હિમાલયમાં રહેનાર દિવ્યૌષધીનું સેવન કરવાથી લાંબા વખત સુધી જીવી શકે છે.

૭૫.–૫–૬ કાર્તિકસ્વામી, ગણપતિ, પરશુરામ વિગેરે સર્વે જણ સુવ્રતી–સારી રીતે બ્રહ્મચર્ય પાળી નમ્રમૌલિ–મસ્તક નમાવીને આચાર્ય શકરથી ધનુર્વિદ્યા ધારણ કરે છે.–શીખે છે.

૭૫.–૯ રહસ્ય–ગુપ્તજ્ઞાન ( ગુરૂગમ્ય વસ્તુઓ. )

૭૫.–૧૮ હલકામાં હલકી સ્થિતિ હોય પણ જો શ્રેષ્ઠ ગુણો પ્રાપ્ત કરવામાં આવે તો ઉત્તમમાં ઉત્તમ બની જાય છે.

૭૫.–૨૨–૨૫ પોતાના પુત્રો કાર્તિકસ્વામી અને ગણપતિ અભ્યાસ કરે છે, છતાં બુદ્ધિમાન શિષ્ય ઉપર પ્રસન્ન બની તેનાપર પ્રેમ રાખતા શકર નિરંતર સર્પ રૂપ કંકણને ધારણ કરવાવાળા પોતાના હાથે પરશુરામને પીઠ ઉપર થાબડે છે–સાબાશી આપે છે. અહોહો ! ભગવાન શંકરનું કેવું ન્યાયી વર્ત્તન છે–સમાનપણું છે.

૭૬.–૧૮ હાવે–એક જાતની સ્રીના જેવી ચેષ્ટાવડે.

૭૭.–૩–૪ ગણપતિનું મુખ હાથીનુ અને શરીર નરનું છે, માટે સૂંઢથી, દાંતોથી, અને હાથથી યુદ્ધ કરે છે. નરનાં કર્મોવડે તથા હાથીના કર્મોવડે મિશ્ર શંકરના ગુણોની ક્રિયાઓને ધારણ કરે છે, હાઃ–( હર્ષ સૂચક ) ગણપતિની યુદ્ધ કેલિઓ–રણસગ્રામ કરવાની ક્રીડાઓ ન સહન થાય તેવી ભારે છે.

૭૭.–૧૮–૨૦ ત્હને કોદડ વિદ્યાનો–ધનુર્વિદ્યાનો અભ્યાસ વધારે શનો–( શેનો ) ક્યાંથી હોય ' અર્થાત્ નજ હોય છતાં ત્હારા મનમાં એમ હોય કે હું શંકરનો પુત્ર હોવાથી આધાર શંકરના ગુણો આધેય રૂપ

મ્હારામાં વિશેષ આવવા જોઇએ તો હે સ્કંદ !–હે કુમાર' ધનુષધારી આપણે તેનો નિર્ણય કરીયે–નિશ્ચય કરીયે.

૭૭–૨૭–૩૦ મ્હને ક્રોધ થતાં જે કરવું જોઇએ તેને ઘટતું, મ્હેં ઘણા પ્રયત્નપૂર્વક કરેલો અભ્યાસ તેને લાયક, મ્હારા જેવા બળવાનના હાથે ગ્રહણ કરવાને યોગ્ય, વિબુધ મનને–દેવોના મનને શંકા ઉત્પન્ન કરે તેવું, તથા કાર્ત્તિક સ્વામીના સ્હામા યોજેલું, આ પશુપતાકાસ્ત્ર બાણ, કેતુ થાવા–સર્વનો નાશ કરવા જેમ ધૂમકેતુ દેખાય છે તેમ તેનો નાશ થવા ધૂમકેતુ રૂપ બની ધનુષમાંથી નીસરો, જ્યારે ધૂમકેતુ પુછડીયો તારો જોવામાં આવે છે ત્યારે પ્રજા રાજા ઉભયને ઘણી પીડા આવી પડે એ નાશનું કારણ છે એમ જ્યોતિઃશાસ્ત્રનો મત છે તેમ આ બાણ નાશ કરનારૂં નિવડો.

૭૮.–૧૨ કિસલયસમો–ઝાડનો અંકુર–પલ્લવ જેમ રાતો તથા કોમળ હોય છે તેવો.

૭૮.–૧૫ પાદસ્પર્શી–ચરણસ્પર્શ કરી.

૭૮.–૨૦–૨૩ સુમેરૂ પર્વતના તટોને તાડન કરવાથી જેની ધાર ખંડિત થઇ છે એવો જે પરશુ તેને ધારણ કરવાથી શંભુ પોતે ખંડપરશુ નામે કહેવાયા છે તે પરશુ–કુઠાર, એ હાથની અંજલિ જોડતા પોતાના આગ્રહી શિષ્ય ભાર્ગવને શંકર પ્રસન્ન બની આપે છે.

૭૮.–૨૫ ચૌદવિદ્યા–શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, છંદશાસ્ત્ર અને જ્યોતિઃશાસ્ત્ર એ છ અંગ, ચાર વેદ, મીમાંસા, ન્યાય, ધર્મશાસ્ત્ર અને પુરાણ આ ચૌદ વિદ્યાઓ કહેવાય છે એમ મનુસ્મૃતિમાં છે.

૭૯.–૩ કોઈ વખત પરશુરામ ધનુર્વેદની વિદ્યા મેળવવા શંકર પ્રભુની પાસે જતા હતા, તેવામા ક્રૌંચ પર્વતે અવજ્ઞાથી પોતાનાં શિખરો વડે તેમનો માર્ગ રોકી રાખ્યો, એટલે કોપાયમાન બની તેમણે બાણો વડે તે પર્વતની અંદરના માનસરોવરમા મોટું છીદ્ર–બાકોરૂ પાડી દીધું, જે હંસો જવાથી પવિત્ર થયેલુ છે એવો મોટો ક્રૌંચ પર્વત પણ પરશુરામના પરાક્રમથી છિદ્રવાળો બની ગયેલો દેખાય છે.

૭૯.–૮ અહિં કથા પ્રસંગ એવો છે કે પરશુરામની માતા રેણુકા જળ લેવાને સરોવર આગળ ગયાં, ત્યાં કોઇ ગંધર્વને સ્ત્રીયો સાથે ક્રીડા કરતો જોઇ તેમને મોહ ઉત્પન્ન થયો તેથી હોમવેલા વિસરી ગયાં, ઘણીવાર થતાં પણ તે ન આવ્યાં ત્યારે જમદગ્નિ મુનિએ યોગદષ્ટિથી

જોતાં પોતાની પત્નીમાં માનસીક વ્યભિચાર જાણ્યો, બહુ કોપાયમાન બની તે આવ્યા પછી પરશુરામને તેમનો વધ કરવા આજ્ઞા કરી. પછી પિતાના પ્રભાવને જાણનાર પરશુરામે તેમની આજ્ઞાને માન આપી માતાનો શિરચ્છેદ કર્યો.

૭૯.–૧૯ ઉન્માર્ગ ગામી—અવળે રસ્તે જનાર, ધર્મ વિરૂદ્ધ વર્ત્તન કરનાર.

૮૦.–૯ યદ્વા—અથવા તે ગુરૂઓ–મહાત્માઓ અચિંત્ય ચરિતી–જેમનાં ચરિત્રો ન વિચારી શકાય ન જાણી શકાય તેવાં છે, માટે તેમને વદન કરૂં છુ.

૮૦.–૨૩ સસારિક ભોગો ઉપર પ્રેમ રાખવાથી મોટા મોટા પુરૂષોને પણ મોહ થાય છે અને અહં મમત્વમા ફસઇ પડે છે માટે તેના ઉપર પ્રેમ–રાગ ( આસક્તિ ) એ નીંદનીય છે તિરસ્કારવા યોગ્ય છે.

૮૧.–૭–૮ હે કુક્ષત્રિ !–દુષ્ટક્ષત્રિ ! આ'વા ઘરડા તપસ્વી મ્હારા પિતાને ત્હેં કીર્ત્તિ શેષ કર્યા–કીર્તિજ જેની બાકી રહી છે તેવા કર્યા–મારી નાંખ્યા ! માટે ત્હારા હજાર હાથને ધિક્કાર છે, હજાર હાથવાળો થઇ આ'વા વૃદ્ધ તપસ્વીને માર્યા એમાં શુ જોર માર્યું તથા તપસ્વી બ્રાહ્મણને હણી તું પાપીષ્ઠ બન્યો છુ. એમ આશય છે.

૮૧–૨૫ કીર્ત્તિસ્તભ લક્ષ્મીયુક્ત–કીર્ત્તિસ્થભના જેવી લક્ષ્મી–સપત્તિ તેથી યુક્ત–અચળ લક્ષ્મીવાન્.

૮૧.–૨૭ પરશુરામ શકરના શિષ્ય ખરા પણ ભૈરવરૂપ–ભયકરરૂપ ધારી શકરના, પરંતુ સદાશિવ–નિરતર કલ્યાણમય ( સૌમ્યરૂપ ધારી ) શકરના નહિ. તેની સાબિતી માટે આવુ ભયકર પરાક્રમજ બસ છે.

૮૨.–૩–૬ ત્રણે ભુવનમાં તિલક–શ્રેષ્ઠ, એકવીસવાર ક્ષત્રિયોનો નાશ કરનાર, તેમનાથી સ્વાધીન કરેલી સમગ્રભૂમિને યજ્ઞ કરી કાસ્યપમુનિને દાનમા આપી દેનાર વિપુલ–પુષ્કળ રાજાઓને મારી તેમનાં લોહિથી ભરેલી વાવડીમાં ( જલાશયમા ) પોતાના ક્રોધની શાંતિ કરવા સ્નાન કરનાર એવા મહાવીર પરશુરામ પોતાના જનક જનનીને માતાપિતાને તે લોહિની અજલિઓ ભરી ભરીને આપતા–તર્પણ કરતા ( ચિત્રમાં ) જણાય છે. પોતાના વૃદ્ધ માતાપિતાને મારનાર ક્ષત્રિયના નિમત્તથી મદોન્મત્ત સર્વ ક્ષત્રિયોનો તેમણે નાશ કરી તેમનાં રૂધિરથી પિતૃઆત્માને શાતિ આપી.

૮૨.–૧૩ દ્વારસ્થ વેદી વિષે—બારણા આગળના માંગલિક કર્મ માટે બનાવેલા ચોખડા ઓટલા ઉપર ઉભા રહી કેટલાક રાજાઓ નમન કરી રહ્યા છે.

૮૨.–૧૬ તીણાં અને તેજસ્વી બાણો પડવાથી સમુદ્રે છોડી દીધેલી એવી ભૂમિમા નિવાસ કરી મુક્તિ માટે—બ્રહ્મપરાયણ થવા માટે તપશ્ચર્યા કરે છે, બ્રાહ્મણોને દાનમા આપેલી પૃથ્વીમા ન નિવાસ કરાય એમ વિચારી સમુદ્રને હટાવી પ્રાપ્ત થયેલી ભૂમિમા રહી પોતે તપ કરે છે. આહિ આગળ પરશુરામના ચરિત્રનુ ચિત્ર દર્શન સમાપ્ત થાય છે. આ પ્રમાણે ભવભૂતિએ પણ ઉત્તરરામ ચરિતના પ્રથમ અંકમા ચિત્રદર્શન આપેલુ છે.

૮૩.–૨૦ સદૃશ જાતા—આ વા શ્રેષ્ટ કુળમા ઉત્પન્ન થયેલી તું છે તો ત્હને હમે શુ શીખામણ આપવાના હતા છતા પણ કહીએ છીયે કે જેમ છાયા, શરીર જયા જયા જાય છે ત્યાં ત્યા સાથે ને સાથે હોય છે તેમ તું પણ ત્હારા પતિ રામભદ્રની સેવામા રહેજે.

૮૪.–૫ સપત્નીમા=શોકયો ઉપર, શાકુતલ નાટકના ચોથા અકમા કાલિદાસે સાસરે જતી શકુતલાને કણ્વરૂષિદ્વારા શીખામણની યોજના કરેલી છે તેવી પદ્ધતિમા, પણ આ યોજના વિશેષ રીતે કરવામા આવેલી છે.

૮૫.–૧૬ અભ્યુત્થાન—આસનથી ઉઠી ઉભા થઇ સન્માન કરવુ તે.

૮૫.–૨૧ વિવાહ સન્નિધિમા—લગ્ન થયુ તે સમયમા.

૮૫–૨૪–૨૭ ત્રૈલોકી—ત્રણ લોકને નાશ કરવા રોગજ્વર—કાલજ્વરને સહજ રીતે ઉત્પન્ન કરનાર એટલે આખા વિશ્વને સહાર કરનાર તથા ઉત્પન્ન કરનાર એવા શમ્નુના લલાટમા ચદ્ર સહિત રહેલા દેદીપ્યમાન ત્રીજા નેત્રથી જાયેલુ ઉદય પામેલુ, તપેલા સોના જેવું આ તેજ દશે દિશામા વ્યાપી ગયુ છે તો એનો શરીરી ( શરીરવાળો ) દુ ખથી=ક્રોધથી ચીડઇને અગ્નિ જેવો તપી ગયેલો કોઇ પુરૂષ વેગમા આણી તરફ આવી રહ્યો છે. એવો તે મહા તેજસ્વી કોણ અહિ ક્રોધમા આવતો હશે ?

૮૬.–૬ શ્રાદ્ધકર્મમા અતિથિ આવે છે પણ આ તો યુદ્ધ રૂપ શ્રાદ્ધકર્મમાં અતિથિ થયો છે એટલે આપણી સાથે યુદ્ધ કરવા આવે છે માટે તેનુ આતિથ્ય કરી શકાય તેમ નથી.

૮૬.—૧૨ કૌતુક રૂપ પલ્લવિત વેલીવાળી—એકવીસવાર ક્ષત્રિયોને નાશ કરનાર પરશુરામ તે કેવા હશે એમ કૌતુક—આશ્ચર્ય થવાથી પ્રફુલ્લ બનેલી છુ, પણ એ તો ક્ષત્રિયોનો અત કરનાર છે અને આપણે પણ ક્ષત્રિય છીયે તો શુ આપણો નાશ કરવા તો નહિ આવ્યા હોય એમ જાણી ભયાનક રસને આધીન એટલે ઘણી જ ભયભીત બનેલી છુ.

૮૬.—૨૪ રાવણ ઇંદ્રનો વિજય કરવા ગયો ત્યારે તેની જોડે યુદ્ધ કરતાં વજ્રના ઘા શરીર ઉપર વાગેલા તેના નિશાનને ધારણ કરનાર લકાનાથ—રાવણ.

૮૭.—૨ હિસા ન કરવી એ ગુણ છે અને હિંસા કરવી એ દોષ છે તે ગુણ અને દોષ બન્નેમા આ સ્થાનમાં દોષ એટલે હિંસા કરવી એ વધારે યોગ્ય છે કારણ કે શકરનુ ધનુષ તોડી નાખવું એ અપરાધ જેવો તેવો ન ગણાય માટે તેનો તો નાશ કરવો જોઇએ એમ મનમા નિશ્ચય કરે છે.

૮૭—૧૩ તુ પણ કોમળ કાયાવાળા બાળક રામથી ભાગી ગયું માટે ત્હારામા કાઇ પણ દમ નથી.

૮૭.—૧૮ હુ શિષ્ય પરશુરામ જીવતા છતા તે કામશત્રુ—શકરનુ ધનુષ દ્વેધાએ ભાગ થઇ ગયુ. આ તો મ્હારાથી કેમ સહન કરી શકાય.

૮૭.—૨૯ રામને બીજાનુ રક્ષણ મેળવવાની જરૂર પડે એમ નથી. તે પોતે જ એવો પરાક્રમી છે કે પોતાનુ રક્ષણ પોતે જ કરી લેશે. રઘુવશમાં કોઇ પણ એવો રાજા થયો નથી કે એને પારકાનુ રક્ષણ મેળવવું પડે.

૮૮.—૨૬—૨૯ નષ્ટ મરી ગયેલા ક્ષત્રિયોના ગળામા ગળતી લોહિની નદીથી ભરાઇ ગયેલા મોટા મોટા ત્રણ સરોવરોમા ઘણા રોષથી જેણે પિતૃ તર્પણ કર્યુ છે, તે આ કાર્તિકસ્વામી સાથે અભ્યાસ કરતા અર્થાત તેના સહાધ્યાયી પરશુરામ, શકર ધનુષને ભાગનાર મ્હારા જેવા નામને ધારણ કરનાર ( નામ રાશી ) રામને શોધે છે—ખોળે છે.

૮૯.—૮ તાત્પર્ય કે મોટો અપરાધ કરનાર ત્હને પ્રણામ કરવાથી હુ જતો કરૂં એમ ન ધારીશ.

૮૯.—૨૫ રામે તપોરાશિ કહ્યું તેથી પરશુરામ, તમો બ્રાહ્મણ તપ કરી જાણો, રણશૌર્યની કુશળતા તમારામા ન સભવે, એમ સમજી ચીડાય છે. શુ હુ તપોરાશિ છુ? શૌર્યરાશિ—શૌર્યનો રાશિ=ઢગલો નથી?

૮૯.—૨૯—૩૨ તૂટેલી કંઠણુ ( નાડી ચક્ર )=નાડીઓ તે રૂપી પર્નાળથી= નીકથી ઝરતી રૂધિરની ધારાઓ વડે જેનુ કબધ-ધડ સુશોભિત બને એવી રીતે, શંકર ધનુષને ભાંગી નાંખનાર ત્હારૂં મડમડ શબ્દ કરતું માથું તેને દેવતાઓ જેને વદન કરે છે તેવો આ મ્હારો પરશુ છેદી નાંખશે. અર્થાત્ મ્હારૂં અને શકરનુ અપમાન કરનાર ત્હને હું પરશુથી મારી નાંખીશ.

૯૦.—૫ યથેષ્ટ ચેષ્ટા કરજો—તમારી મરજી આવે તેમ કરો તમારી આજ્ઞા પાળવા હું તૈયાર છું.

૯૦—૧૨ રઘુવંશમા પ્રગટ થયેલા રાજાઓને તો બ્રાહ્મણો પોતાનો નાશ કરે તો પણ ગુરૂ સમાન જ છે-પૂજ્ય છે, અપરાધ કરનારા બ્રાહ્મણોનુ પણ હમારા વશમાં પૂજન કરવામાં આવે છે માટે મ્હારો તમો નાશ કરશો તોયે હું તો તમને વદન જ કરીશ.

૯૦.—૧૫ રૂદ્રાણી-પાર્વતી તેનો ધર્મ સૂનુ-ધર્મથી માન્ય કરેલો પુત્ર.

૯૦.—૨૪—૨૫ આ દશરથ પુત્ર રામે મ્હારી લાજ, શકરનુ ધનુષ અને છેવટે પોતાનુ જીવન એ ત્રણે વસ્તુઓને પાકેલુ કપુર જેમ તૂટી જાય છે. તેમ તોડી નાખી છે, કારણકે હુ બાળકને મારવા યોગ્ય નથી છતાં તેને મારવા તત્પર થયો છુ માટે મ્હારી લાજને પણ એણે જ મુકાવી છે.

૯૧.—૧૨ હવે હુ વૃદ્ધ થયો તેથી સસાર ઉપર વિરાગ પામી મ્હે શસ્ત્ર ધારણ કરવુ છોડી દીધુ છતા આજે મ્હારે પરશુરામ રામને હણવા તૈયાર થયો છે માટે શસ્ત્ર ગૃહણ કરવાનો સમય આવી ચૂક્યો છે, તે મ્હને ઘણું જ દુ:ખ થાય છે

૯૧—૧૪ મહાન્ શકરનુ ધનુષ જેણે તોડી નાખ્યુ એવા અદ્દ્ભુત સાહસને—પરાક્રમને પ્રગટ કરનાર-જણાવનાર સાહસી પુરૂષોમા ઉત્તમ જમાઇને-રામચદ્રને તમે જાણો છોજ અર્થાત્ તેનુ પરાક્રમ તમે પ્રત્યક્ષ અનુભવ્યુ છે માટે તે પોતાનુ આપણુ સર્વનુ રક્ષણ કરી શકે એમ છે છતા તમારે શસ્ત્ર ધારણ કરવાનુ શુ કારણ ' માટે ધનુષને છોડી દો.

૯૧.-૨૦ આ'વા મહાન્ બળવાન રામનો જો બીજાથી પરિભવ—પરાભવ-પરાજય થશે ત્યારે પછી આ વીર વ્રતને સ્વસ્તિ-કલ્યાણ હો, અર્થાત્ પછી તેને કોણ પાળવાનુ છે એને પાલન કરવાથી શુ ફળ થવાનુ, માટે નવગજના નમસ્કાર—વીર વ્રત ત્યાગ કરી દેવું એજ ઉત્તમ.

૯૧.–૨૭ આર્ય કર્મો–શિષ્ટ પુરૂષોથી ચાલ્યા આવતા ઉત્તમ ( બ્રાહ્મણનાં ) કર્મો કરો–તે પ્રમાણે આચરણ કરો.

૯૨.–૪ વિશ્વામિત્ર પ્રથમ ક્ષત્રિ હતા તપશ્ચર્યા કરી બ્રહ્મત્વ મેળવ્યુ છે માટે એમ કહે છે, બ્રાહ્મણોને શસ્ત્ર ગૃહણ નહિ કરવા જોઇએ એમ સમજી મ્હારી સાથે સગાઇ દેખાડી મ્હને શાંત કરવા માગે છે કેમ ?

૯૨.–૬ બ્રાહ્મણોએ શસ્ત્ર ધારણ ન કરવાં, એ નિયમનું ત્હમે પાલન ન કર્યું તે તો રહ્યુ પણ વડીલો–પૂજ્ય મુરબ્બીઓનો પણ તિરસ્કાર કરવો એ તમારા જેવાને ઘટે નહિ છતાં તમે તેમ કરો છો એ ઠીક થતું નથી.

૯૨.–૧૧–૧૨ ભાગેલા શકર ધનુષના ખડમા=કડકામાં શિવેલ–પરોવેલા ત્હારા મુડથી–માંથાવડે મુડી (મુડન કરાવનાર) વ્રતી=વ્રતધારી એવો હુ શંભુનુ પૂજન કરીશ–ત્હને મારી ત્હારા માથાથી શિવને પૂજીશ.

૯૨.–૧૫ સપ્તમ બ્રહ્મનાથી–બ્રહ્માથી ઉતરતા સાતમી પેઢીના પુરૂષ, જેની ઉપરની સાતમી પેઢીએ બ્રહ્મા આવે છે એવા.

૯૨.–૨૫ સ્હેજે=સ્વાભાવિક રીતે ગર્જના કરતા જૃંભકાસ્ત્રો જેમા યોજ્યા છે, એવા ધનુષથી હું તમારા સ્હામે ક્ષાત્ર ( ક્ષાત્રધર્મ )ને–વીરત્વને નહિ આચરણ કરૂ અર્થાત્ શકર પાસે શીખેલું તમારૂ ધનુર્વિદ્યાનું ગ્નાન કેવુ છે તેજ કેવળ હુ જોઇશ. તમે જે જે શસ્ત્ર મારશો તેને સમાવીશ ખરો, પણ તમારા સ્હામુ યુદ્ધ તો નહિજ કરૂં. ( પરશુરામ બ્રાહ્મણ છે માટે પૂજ્ય છે તેમનો નાશ ન કરવો જોઇએ એ માટે રામ આ પ્રમાણે કહે છે. )

૯૩.–૨૦–૨૧ પ્હેલાના રામ–પરશુરામ તેના મુખ શશિ ઉપર–વદનચદ્ર ઉપર લક્ષ્મણે ધનુષ ચઢાવ્યુ તેથી કાળાશનું ચિન્હ–મ્હોઢુ ઉતરી જવાથી મલીન બનેલુ છે, અને બીજા શ્રીરામને–રામચદ્રને તો મુખરૂપી કુમુદ ઉપર હાસ્યની ચદ્રિકા=તેના જેવો પ્રકાશ જણાય છે–પોતાના બધુ લક્ષ્મણે ધનુષ ચઢાવ્યુ તેથી બહુ જ પ્રસન્ન થયા છે.

૯૪.–૪ બ્રહ્મલોકને ભેદવે=ભેદી નાખવાને પટુરવ=સમર્થ જેનો શબ્દ છે. એવી ગુણ–પ્રત્યચા–પણછ જેને જોડાય છે.

૯૪.–૧૫ સકલનરેંદ્ર સદનમાં–સર્વ રાજાઓનાં ભુવનોમા, રઘુકુલ બલવાન હોય એમ જાહેર કરતો હોય તેવો જેનો ટંકાર થાય છે.

૯૪.–૨૩ પારિતોષિક–ઇનામ, ઉર્મિલા હુ લક્ષ્મણને પરણાવુ છું.

૯૪.–૨૬ કુશધ્વજ, જનકરાજાનો ભાઈ તેની પુત્રીઓ માણ્ડવી અને શ્રુતકીર્ત્તિ.

૯૫.–૧૭ વીરપુરૂષો, આત્મશ્લાઘા–પોતાનાં વખાણ કરતા નથી માટે તમારા યશસ્વી પરાક્રમોને પ્રકાશો–મ્હારા સન્મુખ દેખાડો,–પોતાનાં વખાણ કરી ગભરાવાની તજવીજ કરશો તેમ અહિં નભે એમ નથી–હુ એવા બડબડાટથી ગભરાઈ જઉ એવો નથી એમ કહેવાનો આશય છે.

## અંક ૫ મો.

૯૬.–૧૪ ત્રિલોકનો પતિ હું હોવાથી એમા જે વસ્તુઓ હોય તેની પ્રથમ મ્હારી માલીકી છે, માટે ધનુષ પણ થયુ ત્યારપહેલાં એનો હુ સ્વામી કહેવાઉ, જેથી હે રામ ! ત્હારે સીતા મોહ દૂર કરી દઇ મ્હને સોપી દેવી.

૯૬.–૨૪ સ્ત્રીયોનો પ્રેમ એવો હોય છે કે જેમા ગુણો વિશેષ દેખે તેણી તરફ ઢળે છે માટે મ્હારા વિશેષ ગુણો ત્હારા મુખથી સાભળી તે રામને છોડી મ્હારામાં પોતાનો પ્રેમ જોડશે રાવણ પોતાના કામીસ્વભાવ પ્રમાણે સીતાના પ્રેમની આ'વી ગણત્રી કરે એમાં નવાઇ નથી.

૯૬ –૩૦ જ્યા જ્યાં હમારી બુદ્ધિ મારી જાય છે ત્યા ત્યા તે હમને સરલ માર્ગ દર્શાવી દુ ખથી મુક્ત કરે છે.

૯૭.–૩ સૂર્યના કિરણો ઉદય પામતાંની સાથે કુમુદવન–પોયણા કરમાય છે. માટે તે તેને રોગ જેવા છે તેમ માલ્યવાનને પણ રાવણની અનીતિઓના વિચારો રૂપી રોગ લાગુ પડેલો છે, તેથી તે ચિતાતુર રહે છે.

૯૭.–૨૫ મોટા અક્ષરો પરશુરામને લાગુ કરી અર્થ કરવાથી સુલભ છે એવા રામને પરશુરામને રામચદ્રે મૃત્યુહર–કાળનો નાશ કરે તેવા બાણવડે જીત્યા–હરાવ્યા. કહેવાય છે કે રામે બાણ મારી પરશુરામના મૃત્યુનો નાશ કર્યો ત્યારથી તે ચિરજીવી છે.

૯૮.–૯ પ્રતિકૃતિ–આબેહુબ આકૃતિવાળી પૂતળી ( બ્હાવલુ )

૯૮.–૧૩–૧૪ રાવણ રામચદ્ર સાથે અયોધ્યા યુદ્ધ કરવા જાય એ ઘણો માઠો પરિણામ બને, કેમકે રામ બળવાન છે તેમ દશરથ અને જનકની સહાયતા હોવાથી કોઈ પણ રીતે તે જીતી શકાય નહિ પરંતુ આપ-

ણોજ નાશ થાય, એમ વિચારી રાવણને યુદ્ધથી વિરામ પમાડવા આ કાપટ્ય નીતિની યોજના માલ્યવાને કરેલી છે કે, યંત્રકારથી બનાવેલા સીતાના બ્હાવલાને દર્શાવી સીતા તમારા ઉપર મોહિત થઇ છે તેને તમારો ઘણોજ વિરહ થાય છે એમ જણાવી આશાએ આ· શાએ દિવસો ખેંચાવવા; વખતે આપણો યત્ર જાનકીનો ભરમ તૂટી જાય તો સીતાએ તમારા પ્રેમની પરીક્ષા કરવા પોતાની પ્રતિકૃતિ મોકલી છે એમ જણાવવું, જેથી તેને આપણી યુક્તિની ખબર ન પડે, આ પ્રમાણે કરવાથી રાવણ યુદ્ધથી રોકાશે. પછી કોઇ નિમિત્તે સ્ત્રી સહિત રામને સર્વથી છૂટો પાડી તેનો નાશ કરી સીતા રાવણને આ· ધીન બનાવવી અથવા રામથી સીતાને છૂટી પાડી તેનું હરણ કરવુ એટલે તે આપણે સ્વાધીન થશે, પછી રામથી કઇ સમુદ્ર તરીને અહિ અવાય એમ નથી, વખતે આવી ચઢે તો આપણે સર્વ એકત્ર મળી તેનો નાશ કરીશુ. આ બધા કાર્યની સિદ્ધિ કરવામા ઘણોજ સમય જોઇએ. તે સમય મેળવવા યત્ર જાનકી બનાવેલી છે. કાષ્ઠ શરીર–લાકડાથી બનાવેલા અવયવોવાળી, ચચળ–હાલીચાલી શકે તેવી, જેના મુખમાં સારિકા–મેના મૂકેલી છે તેથી વાતચિત કરી રાવણને છેતરશે.

૯૮.–૧૭ ધાત્રેયિકા–ધાવની દીકરી, સીતાની સખી સિંદુરિકા બનાવી છે. રાજશેખરે આ'વી યાન્ત્રિક પૂતળીઓના નમૂનાઓની કલ્પના કરી પોતાની અનહદ બુદ્ધિ દર્શાવી છે, તેના વખતમા આ'વા કારિગરીના નમુનાઓ થતા પણ હોય જો એમ હોય તો આજથી હજાર વર્ષ પરની આર્યાવર્તની જાહોજલાલી કંઇ અનુપમજ હતી એમ સિદ્ધ થાય છે.

૯૯.–૨૬ માલ્યવાનના કહેવાથી માયામયે રાવણને જણાવેલુ કે સીતા ત· મારાપર મોહિત થઇ વિરહ દુઃખથી પીડાય છે તે વિરહ પીડાને રાવણ સભારે છે. ક્રીડાસદ્મથી–ક્રીડાભુવનથી તે પણ કામપીડા ઉત્પન્ન કરનાર હોવાથી તેને જોઇ ત્રાસ પામે છે.

૧૦૦.–૬–૧૩ જલે જન્મ રહિત—જળમા નહિ ઉત્પન્ન થયેલાં એવાં સ્થળ કમળોના જેવા જેના નેત્ર છે, સુધાશુ–ચંદ્ર, તે મુખનો મિત્ર ગણાય છે, વિલાસરૂપી વેલીનાં કુળા કુળા પાંદડા હોય એવુ તેનું હાસ્ય છે, અહહહ–વિસ્મયતાથી શુ એ મૃગનયીનીનું–સીતાનુ તેજસ્વી સ્વરૂપ છે ! વિધાતાએ જેના એકે એક અગનુ પૂર્ણ રીતે–કાળજી રાખીને બરો·

બર વિધાન–કાર્ય કર્યું છે, અહિં વિધિનું–બ્રહ્માનું સૃષ્ટિ નિર્માણ કરવામાં ઘણું જ નિપુણપણું–ચતુરાઇ જણાઇ આવે છે. બ્રહ્માની સૃષ્ટિનિર્માણ ચાતુરીનો આ ખરેખર નમૂનો છે.

૧૦૦.–૨૩–૨૫ કૌમુદીને=ચન્દ્રિકાને પોતાનાં ચિનાઇ રેશમી વસ્ત્રથી ઢાંકી દે છે. પોતાનો કઠ–સૂર પચમસ્વરનો ઉચ્ચાર કરે છે તેથી તેનાપર ચીડાય છે કેમકે તે કામોદ્દીપન કરાવનારાં છે. સર્વે વસ્તુઓમાં પ્રેમ છોડી ત્હારી જોડે સંલાપમાં=એકાંત વાર્ત્તાલાપ કરવામાં જ એનુ મન છે.

૧૦૦.–૩૦ જનકજાને–સીતાને તમારા વિયોગથી એટલો બધો કામ તાપ મદન જ્વર થાય છે કે જેની ઉષ્ણતાથી વારિ–પાણી પણ સ્પર્શ થતાની સાથે સૂકઇ જાય છે. ઇત્યાદિ.

૧૦૧.–૧૪ પ્રિયજનનો નવિન સમાગમજ એવો છે કે, લજ્જાળુ બાળા સ્ત્રીયોને શરમાવે છે–લજ્જિત કરે છે, તેથી પ્રિયજનના સ્હામુ જોઇ શકાતું નથી એનુ નામ જ પ્રેમ. એવી રીતે ન હોય તો તે પ્રેમ સ્વાર્થી હોઇ યથાર્થ રસને ઉપજાવી શકતો નથી, કેવડાના સુગધવાળું વસ્ત્ર એટલે સીતાના સમીપ રહેવાથી તું પણુ પ્રેમ સુગધિ પ્રસરાવે એવી છે, ત્હારામાં પણ તેવા જ ગુણો આવેલા છે.

૧૦૧.–૧૯ મદોદરીના વ્હાલા ( રાવણ ) નાં દર્શનથી એમ કહી રાવણને પોતાના તરફ વિશેષ ખેચાણ કરી પ્રેમ રસ જમાવે છે. તમે તો મદોદરીના પ્રાણનાથ હોવાથી તે તમને બહુ જ વ્હાલા, એટલે હમારા ઉપર તો તમને પ્રેમ ક્યાથી જ હોય એવો આશય જણાવે છે

૧૦૧.–૨૮ મોરના પીછાંનો આગલો ભાગ ચિત્ર વિચિત્ર હોવાથી સુંદર લાગે છે તેથી બન્ને પ્રેમીઓની સમાન પ્રીતને તેની જોડે સરખાવે છે. એટલે તેના જેવો આનદ આપે છે, તેમ એક પ્રેમી હોય અને બીજુ અપ્રેમી હોય તો તેને મોરપીછાના પાછલા ભાગ સાથે સરખાવે છે, તે જેમ કાળું ભૂખરૂ હોઇ આનદ નથી આપતું તેમ એવો પ્રેમ પણ નીરસ લાગે છે.

૧૦૨.–૧૬ પરસ્પર સુંદર રૂપ હોવાથી જ પ્રેમ બધાય છે અને મધુર રસ જામે છે. આ'વું ઘણાઓનું માનવું છે તે મિથ્યા છે–ખોટું છે, મહ્ન બધુ પ્રેમની એવી અજબ શક્તિ છે કે પરસ્પરના હૃદયમા અનાનક સ્ફુરે છે, તેને કોઇ પણ કારણની આવશ્યકતા ર-

હેતી નથી, એવા જ દિવ્ય પ્રેમમાં તલ્લીન બનેલા પ્રેમીઓને અન્યોન્ય ક્ષણવારનું અતર ન હોય તો પણ પ્રિયસખીનાં અનુરોધ વચનો–સપારશ વચનો તે વડે વારંવાર કોપ અને આનંદ પ્રાપ્ત થાય છે, કેમકે જ્યાં સકારણ પ્રેમ સ્વાર્થી હોય છે ત્યાં તેવા વચનોની જરૂર છે પરંતુ નિઃસ્વાર્થ દિવ્ય પ્રેમ જ્યાં ઝળકી રહે છે ત્યાં તેવાં પ્રેરક વાક્યોનું કાંઇ પણ પ્રયોજન હોતું નથી.

૧૦૩.–૨ રાવણ પોતાનાં દશ ગણાં અવયવોથી ત્હારી સેવા કરવામાં—ત્હને પ્રસન્ન કરવામાં હાજર છે, પણ રામ પોતાનાં અલ્પ અવયવોથી મ્હારા સમાન કાંઇ પણ કરી શકવાને સમર્થ નથી એ જ મ્હારામા અને તેનામાં મોટો તફાવત છે.

૧૦૩.–૬ મ્હારા પ્રચડ બાહુઓના પ્રતાપથી જેના પતિઓ હારી ગયા છે એવી બે હાથની અંજલિ જોડી ઉભી રહેલી સુરવનિતાઓનાં–દેવીઓનાં મસ્તકોમાં ત્હારા નખની શિખા–અગ્ર શેખરી–ભાવને ધારણ કરો–મુકુટના તોરા જેવી શોભા પામો, તાત્પર્ય કે લકાની મહારાણી તું થઇશ કે ત્હને દેવીઓ પણ સેવન કરશે. લી. ૧૬ કુચ–સ્તન, આસ્લેશ–ભેટવું તે.

૧૦૪.–૧૧ હે ચૈત્ર !=હે વસત ' વિગેરે તમારા શૌર્ય=પરાક્રમો તે ગૌતમમુનિની સ્ત્રી અહલ્યામા જાર કર્મ કરનાર હરિમા=ઇંદ્રમાં હો–બતાવો કારણ કે તે રાવણનો શત્રુ છે. આ જોર નભી શકશે પરાક્રમી રાવણ આગળ તમારૂં કાંઇ પણ ચાલે તેમ નથી. રામાયણમા છે કે, એક વખત ગૌતમની સ્ત્રી અહલ્યા ઉપર ઇંદ્ર મોહિત થઇ તેના આશ્રમ સમીપે ગયો, ત્યાં પ્રપચ કરી ગૌતમમુનિને દૂર કર્યા અને તેમનુ સ્વરૂપ લઇ અહલ્યા સાથે જાર કર્મ કર્યુ એ પ્રસગને ઉદ્દેશી અહિં અહલ્યા જાર–ઇંદ્ર એમ કહ્યુ છે.

૧૦૪.–૧૫ સીતાના વિયોગથી સતપ્ત થયેલા રાવણને શાત કરવા રાહુ વિગેરે દ્વારા સૂર્ય આદિ ઉષ્ણ ઉપચારો કરનારને દૂર કરવાની આજ્ઞા ફરમાવી હિમાલય વગેરે ઠંડા ઉપચાર જનક વસ્તુઓને દેવની સેવા કરવાનો આ તમારો સમય છે માટે આવો ' એમ જણાવે છે, અહિથી રાવણની વિરહાવસ્થા શરૂ થાય છે. કવિએ ક્રીડોદ્યાનના પ્રસગથી રૂતુઓનું વર્ણન રાવણની ઉન્માદાવસ્થા વિગેરે જણાવી કવિત્વ શક્તિ ખીલાવી છે.

૧૦૫.–૧૪ ચપલ કુરંગ—બન્ને નયનો મૃગના જેવાં ચચળ છે મૃગની જાત ચંચળતામાં સર્વોત્તમ મનાય છે માટે નેત્રોને તેની જોડે સરખાવે છે.

૧૦૬.–૫ ત્રણે ભુવનના લોકોને, ( મદન સબંધી ) ચિંતા કરાવનાર એવા કામદેવના ગુણોને ઘોષ કરી=મોટા શબ્દથી ગાન કરનાર જાણે પ્રથમ કાસદ=દૂત હોય અર્થાત્ પોતાની ગર્જનાવડે કામદેવનાં યશોગાન ગાતા હોય તેવા,

૧૦૬.–૩૦ ખીલેલાં કેસર વૃક્ષનાં પુષ્પો તે જાણે કાનનાં ભૂષણ (એરીંગ) હોય તેવાં દેખાય છે.

૧૦૭.–૧૯ આ શરદ રૂતુ સીતાને, જુદી જુદી વસ્તુઓમાં એનાં અંગોને જુદા જુદા કરી દેખાડે છે જળમાં રહેલાં કમળને નેત્ર રૂપે દર્શાવે છે, આકાશમાં રહેલા ચદ્રને મુખરૂપે જણાવે છે, નદીમાં જણાતા તટોને કપોલ ( ગાલ ) ભાગ રૂપે પ્રદર્શિત કરે છે અને હસમાં રહેલી વાણીને કઠરૂપે પ્રગટ કરે છે.

૧૦૯.–૧૧ નગરના દરવાજાને સજ્જડ કરવાની જેમ લાંબી ભોંગળ હોય તેના જેવા લાંબા અને વિશાળ મ્હારા બાહુઓ છે.

૧૧૦.–૯ આંબાની માંજરોની–મોરની કુંપળો જોતા સાથે વિરહિણી=વિ-યોગિની સ્ત્રીઓને મદન પીડા થાય છે, તેથી તેમની સખીયો એ કુંપળોને ભાગી નાખે છે–ચૂંટી નાખે છે.

૧૧૧–૨ અમંદ=પુષ્કળ મકરંદના=પુષ્પોમાથી ઝરતા રસના બિંદુઓને વ-રસાવતી.

૧૧૨.–૧૫ તારાધિપ-ચદ્ર તેનીશ્રી–શોભા–કાંતિને ધારણ કરનારી એવી હે તારા !

૧૧૩–૩૨ વારિજોમા–કમળોમા.

૧૧૫.–૨૩ વિલાસના છ ગુણોએ–સધિ, વિગ્રહ, યાન, સ્થાન, આસન અને દ્વૈધીભાવ વિગેરેથી લી. ૨૫ તિલાજલિ આપો–દૂર કરીદ્યો–વારવાર તે વાતને સભારો નહિ.

૧૧૭.–૩–૬ હે પિતામહ–બ્રહ્મા ! ત્હારા વાહન હસોને વાર-શિક્ષા આપ કે, વૈદેહિની ગતિની ચોરી કરે છે તે ન કરે. જો તેમ ન કરવું હોય તો તું મ્હને તેમ કરવા આજ્ઞા આપ કે એમની જેવી ચ્હાલ તેવી

શિક્ષા કરૂં કેમકે ચોરીની શિક્ષા થવી જોઇએ એવા શાસનવિધિને બનાવનાર પ્રથમ તું છે, અહિંથી રાવણ વિકલાવસ્થામાં પ્રવેશ કરે છે.

૧૧૭.–૧૧ જળાશયમાં કાળાં કમળોને જોતાં રાવણ વિકલતામાં (ઉન્માદમાં) તેને ઘણાં લોચનવાળો ઇંદ્ર માની અને ચંદ્રનું પ્રતિબિંબ જે તરંગથી લાંબુ જણાતું હતું તેને સીતા માની ઇંદ્ર સીતાને આલિંગન કરે છે એમ જાણ્યું તેથી આ પ્રમાણે બોલે છે.

૧૧૭.–૨૨ વળિ રાવણે ઉન્માદમાં પાણીનાં વમળો જોઇ તેને સર્પોના નિવાસો જાણ્યા, ઉછળતા તરંગો જોઇ તેને સર્પો છે એમ જાણ્યું. ભમરાઓને વળી કાળા કાળા સીતાના કેશ ધાર્યા તથા કનક રંગનાં કમળને સીતાનુ મુખ જાણ્યુ તેથી સર્પો સીતાને લેઇ જાય છે એમ માનીને નાગ લોકોને–સર્પોને આ પ્રમાણે કહે છે.

૧૧૯.–૨૧ દયિતાની વ્હાલી સીતાની દૃષ્ટિ–નેત્રને એણે ચોરી લીધાં છે. માટે એ મ્હારે વધ્ય છે–મારવા યોગ્ય છે.

૧૨૦.–૭ જેના ઉપર પુષ્પ સુગંધથી આકર્ષિત થઇ ભમરા બેઠા છે એવી કોઇ અતિ પલ્લવિત લતાને જોઇ આ નવું લીલું વસ્ત્ર ધારનારી તથા કાળા બુરખાવાળી સીતા છે એમ જાણી તેને કહે છે.

૧૨૦.–૨૭ રજની પતિ–ચંદ્ર, એવી રીતે તમે ચંદ્રિકાનુ પાન કરો કે ચંદ્ર નિસ્તેજ બની જાય.

૧૨૦–૩૦ ઓ ચકોરો! કંદર્પના–કામદેવના રતિવિલાસ–સુરત ક્રીડા તેનુ વિધાન–મુખ્ય ઉપાય જેવું એટલે કે કામોદ્દીપક એવા સીતાના મુખથી તમે અજાણ્યા છો, માટે ચંદ્રિકાનુ પાન કરવામાં તમને આનંદ થાય છે. જ્યારે સીતાના મુખની કાંતિ પ્રાપ્ત કરશો એટલે જ્યોત્સ્નાનુ–ચંદ્રિકાનું પાન કરવામા તમને શુ આનંદ થશે? અર્થાત્ નહિ જ થાય. આશય કે ચંદ્રનાં અજવાળા કરતાં જેના મુખનો પ્રકાશ વિશેષ છે.

૧૨૧.–૫ તાત્પર્ય કે તક્ષક નાગના ચૂડામણિને ઉખેડનાર તેમ વાડવા નળની જ્વાળોને ચૂર્ણ કરનારનો વિનાશજ થાય, માટે તેવા કામ કરવાની કોઇની હિંમત ચાલે નહિ, છતાં તેમાં જેમ કોઇ હિંમત ચલાવે તેવી જ રીતે તમારી બ્હેનનુ નાક કાપી નાંખવાની આ હિંમત ચલાવેલી છે માટે તેનો નાશ કરવોજ જોઇએ.

૧૨૧.–૧૭ જ્યાં ( ઘણો ક્રોધ કરવાને લીધે ) અન્યોન્ય ઘસવાથી શબ્દ

કરી રહેલા દાંતોની મધ્યમાં ચલાયમાન જીભ છે, અને જ્યાં કુટિલ-વાંકી ભીષણુ-ઘણી ભયંકર ભગ્ર-ભ્રકુટિ છે એવા મ્હારા પ્રચંડ ભ-યંકર અને ચઢી ગયેલા કપાળવાળા મુખને કટ કટ શબ્દ કરતા બીજા મ્હારાં નવ મુખો ભાળે છે-જુવે છે. આ પ્રમાણે પોતાનો ક્રોધ દર્શાવી ત્હારૂં નાક કાપનારને હું જરૂર મારી નાંખીશ એમ આ-શય જણાવે છે.

## અંક ૬ ઠ્ઠો.

૧૨૩.-૧૭ રાવણનાં અમુક કાર્યોને સિદ્ધ કરવા આ ઉપાયો યોજવા જો-ઇએ, તથા અમુક કાર્યો તો તેનો અપાય-નાશ કરે તેવાં છે માટે તેને કેવી રીતે સુધારી લેવા જોઇએ ઇત્યાદિ વિચારોમાં તલ્લીન થયેલા છે.

૧૨૪-૨૫ ઇંદ્રની સ્ત્રી ઇંદ્રાણી, દૈત્યોનો નાશ થતાં આનંદ પામવાથી તેના વદનરૂપ ચદ્રપર હાસ્યરૂપી ચદ્રિકા-પ્રકાશ આપી-તેને પ્રસન્ન કરી.

૧૨૫.-૨ વદન માલાઓ-દરવાજાની શણગારેલી કમાનો, રાજાને માન આપવા માટે તોરણોની કમાનો ( નવી ) કરવામાં આવે છે તે.

૧૨૫.-૨૯ દક્ષ ચક્ષુમાં-જમણી આખમા જાણે ગગાનો પ્રવાહ ચાલતો હોય અને ડાબી આખમા જાણે યમુનાનો પ્રવાહ ચાલતો હોય તેવી રીતે પુષ્કળ રૂદન કર્યું.

૧૨૬.-૨૦ શરદૃતુમાં જળ નિર્મળ હોવાથી કમળની શોભા સુદર લાગે છે, અને ચંદ્રની કાંતિ પણ આકાશ સ્વચ્છ થઇ જવાથી સ્પષ્ટ શોભે છે, તેવી રામના મુખની સુદર શોભા સર્વસ્વ છોડી વનમાં જતા છતાં તેની તેજ કાયમ રહેલી છે, તાત્પર્ય કે મહાત્માઓને સર્વ સુખ દુઃખ સમાનજ હોય છે બીજાની પેઠે તેમની પ્રકૃતિમાં ફેરફાર થતા નથી.

૧૨૭-૪ મારા પિતાનુ રૂપ ધારી કોઇ રાક્ષસ વા યક્ષ હોય અથવા રઘુ-પતિ-રઘુવંશના આદિ પુરૂષ સૂર્ય હોય પણ પિતા રૂપે તેમણે મ્હને આજ્ઞા કરી છે માટે તે પિતાની જ આજ્ઞા છે તેને હુ માન્ય કરીશ-પાળીશ.

૧૨૭.—૧૭ નયનોમાં અમૃતનો ઘુંટડો પીતી હતું—તેને પીતાં જેવી રીતે આનંદ થાય તેમ હું તમને જોતાં પ્રસન્ન બનતી હતી પણ આ વખતે જાણે હલાહલ વિષરૂપ હો—ઝેર ખાતાં જેવો ખેદ થાય છે તેમ હાલ તમને જોતાં માત્રમાંજ મ્હને કલેશ ઉત્પન્ન થાય છે એમ જણાવી ભાવી આપત્તિનું સૂચન કરે છે.

૧૨૭—૨૫ ચત્વરપથો—જ્યા ચાર રસ્તાઓ હોય તેવાં ચકલાં. હું નગરમાં પ્રવેશ કરૂં છુ છતાં આ બધુ શાંત કેમ દેખાય છે. જ્યાં વિદ્વાનોના વાદો હમેશાં થતા હતા તે પણ જોવામાં આવતા નથી, તો આ મૌનવ્રત—મુનિવ્રત પાળનારૂં—શાંત—શૂન્ય જેવુ કેમ દેખાય છે ?

૧૨૮—૧૦ સર્વ છોડી રામ, સીતા અને લક્ષ્મણ વનમાં ગયાં એમ મ્હારાથી કેમ કહેવાશે તેના કરતા હે વાણિ ' તું મ્હારો આશ્રય છોડી દે મ્હને છોડી ચાલી જા—મૂગો બનાવી દે કે આ'વું મ્હારે કહેવુ ન પડે.

૧૨૮.—૨૩ અમૃત કિરણો— ચદ્ર કિરણો અગ્નિ વરસાવનારાં હોય એમ કોઇ દિવસ સભવે નહિ તેમ કુલીન ભરતમાં અકુલીનતા કોઈ દિવસ પણ આવે એમ સભવેજ નહિ.

૧૨૮.—૨૭ વાલ્મિકિ રામાયણમાં એમ છે કે, કૈકેયીનાં હૃદયમાં મંથરાદ્વારા કલિ પ્રવેશ થવાથી પોતે કૈકેયીએજ દશરથ પાસે આ પ્રમાણે માગણી કરી છે, પણ નાટકોમાં એવો નિયમ છે કે, નાયકને તથા નાયકના સબધિઓને અનુચિત (દૂષિત) ગણાતું કાર્ય સર્વથા ત્યાગ કરવું, તે નિયમને અનુસરી શૂર્પણખા તથા માયામયે કૈકેયી દશરથનુ રૂપ લઇ રામને વનવાસ આપ્યો એમ કથા ભાગ ગોઠવ્યો છે, આ પ્રમાણે રચના કરવામા કવિએ પોતાની બુદ્ધિનો ઉપયોગ ઘણી કુશળતાથી કર્યો છે. ઉપરના નિયમને અનુસરી પૂર્વ રામ ચરિત્રમા ભવભૂતિએ રામે કરેલા વાલીવધનું વૃત્તાંત પણ જુદીજ પદ્ધતિમાં આપેલુ છે.

૧૨૯.—૧૦ નિષ્કલક રઘુકુલમાં આ'વું કલક મૂકવાને કોણે કવિપણું—ડહાપણ વાપર્યુ હશે.

૧૩૦.—૨૨ જ્યા—પ્રત્યચાથી ગુજ ગુજ શબ્દ કરતું એવું ધનુષ આજે લઇશ અર્થાત્ ભરતનો નાશ કરીશ.

૧૩૦.—૨૮—૩૧ પિતાની આજ્ઞા ધારણ કરી વનમાં નિવાસ કરવાને લીધે જેમાં શમનિધિ—શાતિના ભડાર—શાંત મૂર્ત્તિ સેવ્ય—સેવન કરવા યોગ્ય કલ્યાણનુ ધામ—ભુવન—કલ્યાણને આપવા વાળા મોટા શ્રેષ્ઠ મુનિઓ

નિવાસ કરે છે તેમનો મ્હને સમાગમ થશે એજ મોટો લાભ છે, તેમ એકાકી વનમાં જઈ સહજ રીતે સમુદ્રમાં પર્વતોથી સેતુ બાંધી (તેની પેલીપાર) સચરીશ-જઈશ, આમ આગળ સેતુ બાંધવાનું સૂચવે છે.

૧૩૧.—૧૧ આનંદ અશ્રુ—રામની પિતૃભક્તિ સીતાનો પતિવ્રત ધર્મ અને લક્ષ્મણનો ભ્રાતૃભાવ જોવાથી આ'વાં ઉત્તમ ગુણવાળાં આપણાં બાળકો છે એમ આનદ અશ્રુ પ્રગટ કરવાનો આ સમય છે. પણ તે વિખૂટાં થાય છે માટે વિરહ દુઃખનાં આંસુઓ આંખમાંથી વહે છે એ ઘણુંજ દુઃખ લાગે છે.

૧૩૧.—૨૫ બીજા શ્રુત—સભળાતા—માત્ર કહેવાતા જ પુત્ર, જનનીના તારૂણ્યને—યૌવનને નાશ કરનાર છે, એવા પુત્ર થયા તોયે શુ અને ન થયા તોયે શુ '

૧૩૨ —૭ પદ્મરાગમણિ—રાતોમણિ (માણેક) રામચદ્રને તો સારા રેશમી વસ્ત્રો જ યોગ્ય છે, આ વલ્કલ વસ્ત્રો તો જેમ માણેકને સોનાનુ જડામણ કાઢી નાખી છીપોલીમાં રાખવામા આવે તેવુ' બન્યુ છે.

૧૩૨.—૧૪ આશય એવો છે કે વનમાં જતી સીતાનો મેળાપ સરખો પણ થયો નહિ એવી હુ અભાગિણી છુ.

૧૩૪.—૩ સીતાએ વનગમન કર્યું તે વખતે કોણે રૂદન નથી કર્યું અને કોણ સીતાના પતિ પ્રેમથી પ્રસન્ન બની સાધુ સાધુ એવા શબ્દોથી સાબાશી આપતું નહોતું, અર્થાત્ પશુ પક્ષિઓ સર્વે રૂદન કરવા લાગ્યા અને સાધુવાદો પણ આપવા લાગ્યા.

૧૩૪.—૧૦ રામાનુગા—રામને અનુસરનારી, લી. ૧૪ દુધકઠ—ધાવણા બાળક જેવા, દશરથ પોતે વાત્સલ્ય ભાવથી રામને બાલ્યાવસ્થામાં વનવાસ લેવો પડયો તેથી કહે છે.

૧૩૫.—૪ ચદ્રકાંતમણિ તે સૂર્યકાતમણિ પેઠે કોઇ દિવસ તાપ આપનાર બને નહિ, છતા તે તાપ કરનાર થાય તેમ ચંદન પેઠે શાતિ આપનાર ઠડા સ્વભાવનો રામ દાવાગ્નિની પેઠે સતાપ ઉત્પન્ન કરનાર કેમ થયો વારૂ ?

૧૩૫.—૨૭ સિરીષ મૃદુ—સરસડાના ફુલ જેવી કોમળ સીતા.

૧૩૬.—૫ ખરેખર નિર્દય જ વિધિ છે—દૈવ છે કે આ'વી કોમળાગી સીતાને ચાલવા સારૂ ભૂમિના તલને તો માલતી લતાની કોમળ કળીઓ

વડે બનાવવું જોઇએ તે બનાવ્યું નથી એ ઘણી જ નિર્દયતા વાપરેલી છે. લી. ૨૬ શાલીક્ષેત્રો-ડાંગરના ખેતરો.

૧૩૭.-૨ વિજયપતાકા-ભગીરથે તપ કરી પૃથ્વીમાં ગંગા આણ્યાં છે માટે તેમના વિજયને સૂચવનારી ધ્વજા હોય તેવી. લી. ૧૩ સ્રોત સૂત્રો વડે-ઘણા પ્રવાહોથી.

૧૩૯.-૩૦ હિંસ-હિંસક પ્રાણી, રૌદ્ર-ભય ઉપજાવે તેવુ-ભયકર.

૧૪૦.-૩૦ માલતી લતાની કળી જેવી કોમળ સીતા દર્ભવાળી ભૂમિને શી રીતે સહી શકે છે ?

૧૪૪.-૧૦ રોહણ એવા નામનો રત્નમય પર્વત જાણે શરીરને ધારણ કરી ખેલ કરવા આવ્યો હશે, વા જાણે સુરપતિનુ-ઇંદ્રિનુ સકોચ પામતું ધનુષ-મેઘધનુષ જંગમપણાને પામ્યું હશે, અથવા જાણે ભૂમિનું રૂડું પ્રકૃતિબળ-સ્વાભાવિક તેજ હશે એવું ત્રણે લોકમાં મણિસમાન શોભાવાળુ દેખાતું આ કયુ પશુ ( મૃગને જોઇ ) આવતું હશે એમ વૈખાનસોના વેણુ સભળાય છે.

૧૪૬.-૫ રામને વનવાસ આપવા સંબધી એક અપકીર્ત્તિ તો હતી, તેમાં વળી આ સીતાનું રાવણે હરણ કર્યુ તે બીજી અપકીર્ત્તિ મ્હને આવી પડી. લી. ૧૧ સુરમુખો પર તીવ્ર દૃષ્ટિ-દેવો ઉપર ક્રોધ દૃષ્ટિ કરનાર રાવણ, લી. ૨૭ હે સીતાપહારી-સીતાનુ હરણ કરનાર રાવણ.

૧૪૮.-૨૪-૨૭ જ્યા કાલિદી-યમુનાજીનાં કાળાં કાળાં જળ, અને મદાકિનીના કુમુદના રંગ જેવાં ધોળા ધોળાં જળ ભેગા થાય છે-અર્થાત્ ગગા જમનાનો જ્યા સગમ થાય છે એવા તીર્થમાં-પ્રયાગક્ષેત્રમા મ્હારા પવિત્ર દેહને ત્યાગ કરી દૈવી-દેવ બનીને ( ત્યા મૃત્યુ પામનાર સ્વર્ગે જાય છે તેથી ) ઇદ્રના સિહાસન ઉપર ઇંદ્ર સાથે ( મિત્રના છે તેથી ) અર્ધ આસને બેસીશ-દેહ ત્યાગ કરી સ્વર્ગમા જઇશ.

---

## અંક ૭ મો.

---

૧૪૯.-૮ તગરો-એ નામના એક જાતનાં ઝાડ તેના જેવા ઝાંખા થએલા તારાઓ.

૧૪૯.-૧૪ અમત્રશીલ-એકાંતમાં રાજ્ય સંબધિ મસલત નહિ કરનાર

રાજા, પર પ્રબંધોને—બીજા—કવિઓનાં રચેલાં કાવ્યોને-ગ્રંથોને નહિ જોનાર કવિ.

૧૫૦.—૧૨ બ્રહ્માને પાંચ મસ્તક હતાં તેમાનાં એક મસ્તકને શંકરે છેદી નાંખેલુ તેમ શિવ પુરાણમાં લખેલુ છે તેને ઉદ્દેશી બ્રહ્માને કાળ રૂપી દંડ આપનાર—શિક્ષા આપનાર એવા શંકર.

૧૫૦.—૨૪ વનમાં રામે ધનુષથી ખરદૂષણ વિગેરે ચૌદહજાર રાક્ષસોનો નાશ કર્યો, તેનું વૈતાલિકની સ્તુતિ દ્વારા સૂચન કરે છે. લી. ૨૮ માયામૃગ બનેલા મારીચ દૈત્યનો નાશ કરવા જતી વખતે જેમના વેગને જોવા આવેલા દેવો પણ આંખોથી જોઇ શકયા નહિ, તેથી બ્રહ્મા નેત્ર બનાવવાની પોતામાં મોટી ખામી જોવાથી નેત્રો કોઇ દિવસ નહિ બનાવવા એમ પોતે સંકલ્પ કર્યો અને ઘણોજ શોક કરવા લાગ્યા એવા માયામૃગને મારનાર મહા વેગધારી રામ છે એમ કહેવાનો આશય છે.

૧૫૧.—૮—૧૧ ભેગા કરેલા શંકરના અટ્ટહાસ—ઘણુંજ ઉંચેથી હસવું તેના જેવા શ્રેષ્ઠ વાળીના યશને—એટલે વાળીએ દુંદુભિ દૈત્યને મારી નાંખ્યો તેનાં પર્વત જેવા ઢગેઢગ પડેલા યશ રૂપી હાડકાને રામચંદ્રે પગ વડે ફેંકી દીધા, તેથી વિંધ્યગિરિનુ (તેના સરખા વજનદાર હાડકાઓ છે તેથી) અપમાન થયુ—તિરસ્કાર થયો જેમ વૈરિઓ રામને પ્રાપ્ત કરી શકયા તેમ આપણેજ કેવળ તેમના આગળ બંદીપણું—પ્રભાતમા સ્તુતિ કરવાપણુ મેળવી શકયા નહિ. લી. ૧૫ તાત્પર્ય કે સાત તા ડના વૃક્ષોને એક બાણથી વીંધવાથી જેની કીર્તિ સાત લોકમાં પ્રસરેલી છે. વૈતાલિકના સ્તુતિ પાઠદ્વારા ગમે કરેલું—સાત તાડનુ વેધન અને વાળી વધનુ વૃત્તાંત જણાવે છે.

૧૫૧.—૨૨ કૈલાસાદિ પર્વતોમા વસનારા વાનરો જે સુગ્રીવના ચરણને શરણુ થયા છે તે કીર્તિ સમુદ્ર—યશના સમુદ્રરૂપ—વિશાળ યશવાળા એવા આપ રામદેવે સેવા કરવાથી પ્રસન્ન બની તેના ઉપર ભૃગુટિ રચનનો—કૃપા કટાક્ષ કર્યા તેનોજ આ પ્રતાપ છે.

૧૫૨.—૪ વિરાધ વિગેરે દૈત્યોને મસળવે—મસળી નાખવાથી થયેલી આ-પની કીર્ત્તિનાં તો હું શાં શાં વખાણુ કરૂ, પણ જલનિધિ—સમુદ્રપર વાસ કરતાંની સાથે જ રાક્ષસોની સ્ત્રીયો (જેમ બીજા દૈત્યોનો નાશ કર્યો તેમ હમારા સ્વામીઓનો પણ નાશ કરશે એમ જાણી) છાતી કૂટીને રડવા લાગી છે. એવા આપના પરાક્રમ છે.

૧૫૨.–૮ આશ્ચર્યા કપિમાંથ–મારૂતિ–હનુમાને સમુદ્રનુ ઉલ્લંઘન કર્યું તેથી તેનાપર આશ્ચર્યવાળી.

૧૫૨.–૧૦ તાત્પર્ય કે અધર્મી રાવણનો સંગ છોડી તેનો નાનો ભાઇ વિભીષણ રામને મળી ગયો તેથી તેના ઉપર પ્રસન્ન રામે રાવણને જીતી સર્વે દૈત્યોના રાજ્યપર વિભીષણને સ્થાપન કરવો એવો નિશ્ચય કરી તેને રાજ્યાભિષેક કર્યો, તે જાણી રાવણના મુખોપર ચિંતાનાં ચિન્હ દેખાવા લાગ્યા.

૧૫૩–૪ જડ (લ) રાશિ–સમુદ્ર અથવા જડતાનો–મૂર્ખપણાનો રાશિ–ભંડાર.

૧૫૩.–૨૬ કલશે થયેલ મુનિએ–અગસ્ત્ય મુનિએ.

૧૫૪.–૧૯ ભાગવતમા આવે છે કે વિષ્ણુએ બલિરાજાની પાસે ભૂમિની યાચના કરતાં વિરાટ સ્વરૂપ ધારણ કર્યું ત્યારે જામ્બુવાનવાનરે તેમની ચારે તરફ ફરી પ્રદક્ષિણા કરી હતી તેનું સૂચન કર્યું છે.

૧૫૪.–૨૭ કુમુદ એવા નામના વાનરમાં કુમુદનુ–પોયણાના જેવું સ્વરૂપ કોણે નથી જોયુ અર્થાત્ બધાએ જોયુ છે, એક આંમોદવાન–હર્ષ યુક્ત છે, બીજુ આમોદવાન–સુગંધિ યુક્ત છે, એક વનમા વસતા કેસર નામના વાનરથી યુક્ત છે બીજુ વન એટલે જળ તેમાં રહી કેસરથી યુક્ત છે એક તારાપતિ–સુગ્રીવને જોવાથી પ્રફુલ્લ–પ્રસન્ન થાય છે બીજુ તારાપતિ–ચદ્રને જોવાથી પ્રફુલ્લ થાય છે–ખીલે છે. એક ઘણા લાંબાં નાળ જેવા પૂંછડાથી ઘણુજ સુદર છે, બીજુ ઘણાં લાંબાં પૂંછડા જેવા નાળથી ઘણું સુદર છે આ શ્લેષાલકાર છે.

૧૫૫–૫ મદ આદ્રગંડે–મદ ઝરવાથી ભીના થયેલા ગડે–કપોલ ભાગ વડે.

૧૫૬.–૩–૬ સમુદ્રમાં રહેલા અરૂણમણિ–રાતામણિ ( માણેક ) તે છાનાં રહેલા અગ્નિના કણો જેવા–તણખા જેવા દેખાય છે, કાળા રત્નો તે ગુપ્ત ધૂમાડા જેવા જણાય છે, પરવાળા તો અગ્નિની કાંતિ ઢાંકી દીધી હોય તેવાં ભાસે છે અને પર્વતથી દળઈ ગએલા મોતીઓ તે જાણે ભસ્મ હોય તેવા લાગે છે. ખરેખર તેથીજ એમાં વસતા પ્રાણીઓ સમુદ્રને વાડવાગ્નિ યુક્ત જાણી દુ:ખથી ધારણ કરી શકે છે.

૧૫૬.–૨૭ વન્હિ વડવા–વાડવાગ્નિ, સમુદ્રમાં અગ્નિ હોય છે તે રામનાં બાણો આગળ તો જાણે તુષાઅગ્નિ–ફુણસા ફોતરાંનો અગ્નિ હોય તેવો દેખાય છે.

૧૫૭-૯ ભૃગુટિ રચના—ક્રોધયુક્ત બનવાથી કપાલમાં વાંકી ભમર થઇ છે તે શાંત બનવાથી સરલ થાવ.

૧૫૭.-૨૨-૨૪ વિષ્ણુએ વરાહ અવતાર ધારણ કરી સમુદ્રમાંથી પૃથ્વીનો ઉદ્ધાર કર્યો ત્યારે જે અંગો હણાયા નહોતા, અમૃત ઉત્પન્ન કરવા મંદરાચલથી સમુદ્રને મથન કરવા માડયો તો પણ જે અંગો ઘસાયાં નહોતા, અને ઉદધિમથન કરતી વખતે વાસુકી નાગને નેતરા તરીકે રાખેલો હતો તેમાથી પુષ્કળ ઝેર પ્રથમ નીકળ્યુ તો પણ જે અંગો બળ્યા નહોતાં તે સમુદ્રના અંગો આજ રામના બાણોથી બળે છે.

૧૫૭-૩૦ યશસમુદાયરૂપ—સગર રાજાએ ખોદી ઉડો કર્યો અને ભગીરથે ગગાનદી લાવી તેને જળથી ભરી દીધો માટે તેમના યશ સમુદાયરૂપ તમો સાગરને દુભવ્યા—પીડયા.

૧૫૮.-૪ જેમ ચંદ્રને જોયા વિના ચદ્રકાત મણિઓ દ્રવતા નથી તેમ રામચદ્રને જોયા શિવાય-તેના શરણે ગયા શિવાય મ્હને શાતિ પ્રાપ્ત થશે નહિ.

૧૫૮.-૨૪ આશય એવો છે કે વિષ્ણુનો સપ્તમ અવતાર રામ છે એટલે તે લક્ષ્મીપતિ છે અને લક્ષ્મીની ઉત્પત્તિ સમુદ્રમાંથી થઇ છે એટલે સમુદ્ર લક્ષ્મીનો પિતા છે માટે સમુદ્રની શ્લાઘા પોતે જમાઇ (વિષ્ણુરૂપ રામચદ્ર) કરે છે એમ કહી સસરા જમાઇનો સબધ જણાવે છે.

૧૫૮.-૨૯-૩૦,-૧૫૯.-૨-૩ જેનુ પાન કરવાથી મદોન્મત્ત બનેલી સ્ત્રીઓ કિલકિંજ—નામના વિલાસથી સર્વ સ્ત્રીયોમા શ્રેષ્ઠપણું ધારણ કરે છે એવી મદિરા, જેનો આકાશમા પ્રકાશ થવાથી સર્વ દપતિના કોપથી શાત બની આનદ મેળવે છે એવો શશી—ચદ્ર, અને દેવોને નિત્ય યુવાવસ્થા વિલાસની વસ્તુઓ ( અપ્સરાઓ વિગેરે ) તથા લક્ષ્મીનો વાસ તે સર્વ આશ્ચર્યકારક ચરિત્રો સમુદ્રના છે, કેમકે તેમાથી મદિરા ચદ્ર, લક્ષ્મી, અપ્સરાઓ વિગેર ઉત્પન્ન થયુ છે.

૧૫૯-૮-૯ એવા મૈનાક પર્વત પાખોને કાપી નાખનાર ઇંદ્ર વજ્રના ભયથી જે સમુદ્રનાં ઉડાં જળમા પેસી નિવાસ કરે છે—તેમા આશ્રય કરે છે એવો આ સાગર મહા પ્રભાવવાળો છે, ( પર્વતોને પાખો હોવાથી તે આકાશમાં ઉડતા હતા તેથી સર્વ લોકોને અત્યત ભય થયો માટે ઇંદ્રે તેમની પાંખો વજ્રથી કાપી નાખી આવી પૌરાણિક ભાવનાથી અહિ કથન કર્યું છે, ) લી. ૧૩ કમઠપતિ—કચ્છપાવતાર વિષ્ણુ.

૧૫૯.–૨૧ આ જગતનો પ્રલય થાય છે ત્યારે લક્ષ્મીપતિ–નારાયણ સમુદ્રમાં શયન કરે છે, રામને નારાયણ માની કહે છે જ્યારે બાણો મારી મ્હારો નાશ કરશો તો જગતનો લય થશે ત્યારે તમે ક્યાં નિવાસ કરશો એ વાત શુ તમને યાદ ન આવી ?

૧૫૯.–૨૫–૨૮ સ્વયંભૂ–બ્રહ્મા તેમના હાથમાં વિલસતા–શોભી રહેલા કમંડળમાંથી ઉત્પન્ન થયેલી અને શકરના મસ્તકમા શોભતી–નિવાસ કરતી એવી આ ગગા, તથા તમારા ગોત્ર–મૂળ પુરૂષ સૂર્યથી પ્રથમ ઉત્પન્ન થયેલી આ સુવાસિની–સૌભાગ્યવતી યમુના નદી છે.

૧૬૧.–૯ અમ્ભોધિમા–સમુદ્રમા રામની કીર્ત્તિ ચિરસ્થાયી રહે તે માટે, રાવણ ધૂમકેતુ–રાવણનો નાશ થવાના ચિહ્નરૂપ એવો સેતુ બાંધે છે.

૧૬૨.–૨૮–૨૯ વેગથી તળે જઈ ઉપડતા જેમાં તિમિંગલ નામના મચ્છો ભરાય છે તેવા બધા પર્વતો વિષ્ણુ અવતાર વરાહથી મેલા થયેલા પાતાળના કાદવમાંથી ઉખડી ઉપર આવી તરે છે.

૧૬૩.–૪–૫ યોગ નિદ્રાને ધારણ કરતા નારાયણથી પવિત્ર થયેલા વારિમાં–જળમા પડવાથી હજારગણા વિસ્તારવાળા સ્થળને પૂરવાને શુ એ શક્તિમાન છે ? અર્થાત્ શક્તિમાન નથી, એવો આ વિશાળ સાગર છે.

૧૬૩.–૩૦ સંઘટ્ટ–પરસ્પર અથડાવાથી, તિમિ ( એક જાતના માછલાં )ને ગળનાર તે તિમિગલ મચ્છ કહેવાય છે.

૧૬૪.–૧૯–૨૦ સેતુની રચના કરવા સારૂ ગોઠવેલા પર્વતો પાચ જન્ય શખને ઉત્પન્ન કરનાર એવા સાગરમા રૂધાઇ જાય છે કેમકે જ્યાં સુધી તે પર્વતોમાંથી ઝરતી નદીઓ વડે વારવાર પુરાય છે–ભરાય છે ત્યા સુધી સાગરને તરવો–ઉલ્લઘવો બહુજ મુશ્કેલ છે.

૧૬૯–૨૧ યુદ્ધમા મૃત્યુ પામી દેવ બનેલા વીરોને દેવાંગનાઓ માથુ નીચુ કરી દૃષ્ટિએ જોતાની સાથે એકદમ વિમાનમાથી દોડી તેમને ઝાલી લે છે, અને શુ છે શુ છે એમ બોલી ઘણુજ ભેટે છે.

૧૬૯.–૨૮–૩૧ જુઓ પા. ૫૯ લી. ૧૫–૧૮.

૧૭૦.–૩–૬ યુદ્ધમાં હણાઇ ગયેલા વીર પુરૂષો દેવ બનીને જેવા સ્વર્ગમાં જાય છે કે ત્યાં યુદ્ધ જેવુ જોતા પોતે શસ્ત્ર વિનાના બનવાથી પાશમા બધાયેલા જેવા જણાય છે અર્થાત્ સ્વર્ગમાં વારાંગનાઓ તેમની સાથે ( વિહાર ) યુદ્ધ કરી તેમને પોતાના ( પ્રેમ ) પાશમાં બાંધી

લે છે ને જે લલનાઓ–સ્વર્ગની સ્રીયો ચક્ર જેવા પોતાના કંકણોથી સોનાના મુગટોથી અને ચપાનાં પુષ્પોથી નવીન પદ્ધતિએ યુદ્ધ કરે છે–વિલાસ કરે છે.

૧૭૧.–૬ કેળ જેવી કોમળ સીતાને નાશ કરવા મ્હારી ચદ્રહાસ તલવાર પ્રયાસ કરે છે–તેને મારી નાખે છે. લી. ૮ સર્વને વિનોદ આપનાર ચદ્રબિંબને શિલામા પીશી નાખે એવો કોઇ પણ વીર પુરૂષ નિર્દય હોય નહિ. તેવીજ રીતે કોમળ અને વિનોદ આપનારી સીતાને નાશ કરવાની નિર્દયતા ત્હને ઘટતી નથી માટે તલવાર મ્યાન કર.

૧૭૧.–૧૯ શિર શેષ–એક માથુ જેનુ બાકી છે એવી–મૃત્યુ પામેલી લી. ૨૭ સીતા મૃત્યુ પામવાથી ઇંદુ–ચદ્ર વિગેરે પોતપોતાની સુદરતા પ્રામ કરો, કારણ કે અત્યાર સુધી સીતાની સુદરતા આગળ તેઓની સુદરતા ઢકાઇ ગઇ હતી તે હવે પ્રાપ્ત થાવ.

૧૭૨.–૧૦–૧૩ જે હૃદયમા ગુપ્ત રહેલા શોકરૂપી અગ્નિમાં જનકજા–સીતાના વધ રૂપી લાકડા નાખી તે અગ્નિને ( હૈં ) દીપાવ્યો છે–પ્રગટાવ્યો છે, તેને મ્હાગ વડીલ બધુ રામ ત્હારી વ્હાલી સ્રીયોની આખોમાંથી નીકળેલાં આસુઓ વડે બુઝાવશે–અર્થાત્ ત્હને મારી નાંખશે. સીતાના મૃત્યુને જોઇ રામનો ઉત્સાહ ભગ થયેલો સમજી તેમને ઉત્તેજીત કરવા લક્ષ્મણ આવુ બોલે છે.

૧૭૨.–૧૮ પાચમા અકમા માલ્યવાને રાવણને છેતરવા જે યત્રજાનકી બનાવી હતી તેજ પોતાના વિનોદ સારૂ રાખેલી યંત્રજાનકીનુ મસ્તક કાપી તેણે રામને છેતરવાનો ઉપાય રચેલો છે.

૧૭૩.–૯ રાવણના પુત્ર સિંહનાદને દશ હાથ અને પાચ મુખ છે, સિહનુ, હાથીનુ, પાડાનુ, ઘોડાનુ અને દૈત્યનુ, જેનાં એ પાચ મુખો પરસ્પર એકમેકના ઉપર ક્રોધ કરે છે અને જે દૈત્ય મુખથી ગર્જના કરે છે એવો સિહનાદ આવે છે.

૧૭૪–૧૪ દિવાકરનો–સૂર્યનો રથ નથી પસાર થતો ? અથાત્ પસાર થાય છે–જતો રહે છે. ( અધકાર વ્યાપે છે )

૧૭૫–૧૪ દશકંઠ ત્હારાથી લજ્જિત નથી બન્યો–અર્થાત્ તું તેના જેવો પરાક્રમી હોઇ તેના યશને વધારનાર છુ.

૧૭૫.–૨૨ કે દૈત્યપતિ–દુષ્ટ રાવણને, શુકસારણો તેના પ્રધાન છે તેથી તેમને, વિચિત્ર વપુ–સિંહાદિ આકૃતિવાળા મુખ છે એ વિચિત્રતા છે માટે

દર્શન યોગ્ય–જોવા લાયક એવા ત્હને તે લોકોએ દુષ્ટાશય–દુષ્ટ વિચારથીજ યુદ્ધ દેવીને ભોગ આપવાને મોકલ્યો છે.–અર્થાત્ ત્હારો હમે નાશ કરીશું.

૧૭૬.–૧૨ વાળીને બ્હીકણું વાનર માને છે તેથી તો ત્હારા પિતાનીજ અપકીર્ત્તિ થાય છે કે નબળાએ સબળ રાવણનો પરાજય કર્યો, એ તો મોટું કલંકજ ગણાય કે જેણે ત્હારા પિતારૂપી શુક–પોપટને પોતાની ભુજારૂપી પાંજરાંમાં પૂર્યો હતો.

---

## અંક ૮ મો.

---

૧૭૭.–૭ તુલાદ્યૂત–યુદ્ધની તુલા–તુલનારૂપી દ્યૂત–જુગાર ( Duel )

૧૭૭.–૧૮ કમલપૂજા કરતાં પોતાનાં દશ મુખ રૂપી કમળોને છેદતી વખતે ઉત્કંઠાથી–ઉત્સાહથી જેના બધાં માથાં, હું પહેલું હું પહેલું એમ તરવારની પાસે જઇ કહેતા હતા એવા, જેણે પાર્વતીને નારી માનીને નમસ્કાર નહિ કર્યો તેથી ક્રોધ યુક્ત બની પાર્વતીએ શંકરનો ( અર્ધનારીશ્વર માટે પોતાનો ) ડાબો બાહુ ખેંચી લીધો ત્યારે પ્રસન્ન થયેલા શંકરે બીજો હાથ જેને વરદાન આપતાં નૃત્યના તાલને ત્યાગ કરવા લાગ્યો–ચૂકી ગયો. એવો મહા શૂરવીર અને શંકરનો કૃપાપાત્ર રાવણ છે.

૧૭૮.–૪ અકકાર–ચિત્રયુદ્ધ–મલ્લ યુદ્ધ કરનાર, ( Duellist ).

૧૭૮.–૨૧ ત્યાં મોહ–અજ્ઞાનતા તે કેવળ નિશાચરોને કાલરાત્રી–પ્રલયરાત્રી=નાશ કરનાર છે.

૧૭૮.–૨૫–૨૭ નાગપાશનું બાણ મારી કાળી અધારી રાતમાં ( રામને ) બાંધ્યો, આકાશમાં ગુપ્ત રહી બાણો વરસાવી જેણે યુદ્ધ કર્યું, તથા બહુવિધ–સર્વ યુદ્ધ સામગ્રી સહિત રથની પ્રાપ્તિ કરવા જે અગ્નિની ભક્તિ કરે છે, માટે માનું છું કે મેઘનાદ–ઈંદ્રજીત પણ રામથી મનમાં ભય રાખે છે.

૧૮૦.–૧૭–ક્રાંતિ કરી–ઉછળીને,–પેતરૂ ભરીને.

૧૮૧.–૧૨ અસુર ગુરૂ–શુક્રાચાર્ય કાણા હતા માટે એક આંખે લી. ૨૦ પ્રથમ મ્હારાથી હારી ગયેલો સુરેશ્વર–ઈંદ્ર તે પણ ફરીથી યુદ્ધ કરવા મથતો હતો. હઠતો નહોતો તેવી રીતે આપણે પણ કરવું જોઇએ.

૧૮૨.–૧૫–૧૬ ઉપર પ્રમાણે યુદ્ધ કરનારા ઉપર મ્હને ઘણીજ પ્રીતિ છે. આ'વા રાત્રી યુદ્ધમાં વર વરવા આવેલી દેવસ્ત્રીયોના વેણથી–વચનોથી કોણ ન રાચ્યા–ન પ્રસન્ન થયા અર્થાત્ સર્વે પણ પ્રસન્ન બન્યા.

૧૮૪.–૧૬–૧૯ જે દેવીનાં–ઇંદ્રાણીના સ્મિત હાસ્યને ( ઇંદ્રનો પરાજય કરી ) ભૂલવી દેતો–તેને શોક પ્રાપ્ત કરાવતો, અને જેણે પાતાળ પૂરીને–ત્યાંના રહેવાસી લોકોને વિજય પ્રાપ્ત કરી એવા ભયભીત બનાવ્યા છે કે, જેમને પોતાનાં બારણાંને આગલા ભૂગળા નિત્ય વાસી રાખવા પડતા હતા, એવા મહા પરાક્રમી મેઘનાદનુ શૌર્ય ભયકર નિકુંભલા નામની મોટી ગુફામાં મત્ર તત્ર સાધી બળનાં સાધન મેળવવામાજ આવી રહ્યુ, માટે તે વીર ઇંદ્રજીતને ધિઃક્કાર છે.

૧૮૫.–૪–૭ ( ઇંદ્ર સાથે યુદ્ધ કરતા ) એરાવત હાથી રૂપ વૃક્ષ રણમા ભાગી જવાથી–નાશી જવાથી જેણે દુદુભિ ડિંડિમો વગડાવ્યા છે તેના મહાન્ નાદો ભૂ–પૃથ્વી અને ગગનમા વ્યાપ્ત–પ્રસાર થઇ ગયા, જેના વેગથી ભય પામી દિગ્પાલકો નાશી જવાથી દશે દિશાઓ અત્યત સૂની બની ગઇ એવો પ્રતાપી મેઘનાદ અહિં દેખાય છે.

૧૮૫–૧૦–૧૩ જે ભૈરવાકૃતિ–ભયકર ( ભૈરવના જેવી ) આકૃતિવાળા કરાલ વિકરાલ કપાલી–શકરના ફેટ્કાર–ફેટ ફેટ શબ્દોના જેવા ઘણા ઘોર સિહનાદોથી–સિહસમાન ગર્જનાથી જે બહુ ગર્વ ધારે છે તેવા મારૂતિ–હનમાનને લક્ષ્મણે વાહન બનાવ્યો.

૧૮૭–૩ માયામૂક–માયાને મૂકી દે–દૂર કર, વીર પુરૂષો જેને સ્તવે છે તેવા રણમાં તું કૌતુક રસને ધારણ કર–ઉત્સાહ રાખ.

૧૮૭. ૨૬ વપ્રક્રીડા ( પર્વત વિગેરેના શિખરોને ટક્કર મારી હાથીક્રીડા કરે છે તે ) ના ક્રમથી ચડ ઉગ્ર રીતે શુડાને–સૂઢને પછાડી.

૧૮૮. ૫ દાનો–હાથીઓના કપોલ ભાગમા મદ ઝરે છે તે, લી. ૧૫ બધુજનો –ભાઇઓ જેમ પિતાના દ્રવ્યને સરખે હિસ્સે મેળવે છે, તેમ વીરત્વ મેળવે છે એમ નહિ જાણવુ, તાત્પર્ય કે રામચદ્ર જેવો તું કઈ બળવાન છે એમ ન માનીશ. લી. ૨૧ સૂર્યને સેવવાથી–જોવાથી જે સૂર્યકાત પ્રજ્વલિત થાય છે, તેમા કઇ શિલાને મહત્વ આવી જાય છે એમ નથી, તેવી જ રીતે ત્હારો પિતા ત્રિલોકનો પતિ છે; તેમા ત્હેં શુ જોર માર્યું.

૧૮૯. ૨૪ વકજતા–વાંકા જતાં શર–બાણો સ્વારો ( યુદ્ધ કરતા ઘોડેસ્વાર )

ના માર્ગોને ચિલિમ મચ્છમય હોય એમ દેખાડે છે ( ચિલિમ મચ્છ જળમાં વક્રગતિએ ચાલે છે ) તેના જેવા દર્શાવે છે.

૧૫૦. ૧૨-૧૫ તીણા ખડ્ગ પ્રહારે-તીક્ષ્ણ તરવારના ધા પડવાથી છેદઇ ગયેલા મસ્તકોથી હોંકારા કરી એક બાજુ મરણીયા વીરો સુભટોને-યોદ્ધાઓને તિરસ્કારતા હતા, જ્યારે તેમના ( દિવ્ય દેહના ) કંઠ ભાગમા દેવાંગનાઓ આલિંગન કરતી હતી. આ ક્ષણે-આ સમયે તેવા વીરયોદ્ધાઓ બે દેહવાળા હોય એમ ભાસે છે.

૧૯૧. ૧૪ સૂર્યના રથના સાત તુરંગોને-ઘોડાઓને થોભાવી-સ્થીર કરી.

૧૯૨. ૬-૯ ઇંદ્રાણીના સ્તનોને હઠથી હરીને તથા નૃસિંહદેવની (તેમને હરાવી ઉખાડી લીધેલી) સટાઓની-જટાસમૂહોની જેમાં ધ્વજા (રથના ઉપર લગાવવાની ) નીર્મી-બનાવી છે, એવા અગ્નિથી પ્રગટેલા આપના સુનુ-પુત્ર ઇંદ્રજીતના રથ ઉપર સૌમિત્રિ-લક્ષ્મણના બાણો પડે છે.

૧૯૫. ૧૫-૧૬ ( અગ્ન્યાસ્રના ) અગ્નિની પેઠે સ્વર્ગમા રહેલા સરોવરોની કાંતિને-જળ રૂપ કાંતિને ( વૃષ્ટિ ઉપર ) ફેંકનારૂ તથા અનલવસનો-અગ્નિના વસ્ત્રરૂપ તાપને શોધનારૂં-શાંત કરનારૂ.

૧૯૭ ૩ દિગ્ગજ જોર-દિગ્ગજોના જેવા જોરાવર મોટા વાનરો.

૧૯૮. ૩ રાજાવર્ત્તદ્રવથી-રાજાવર્ત્ત નામના હીરાના ઝરવાથી. લી. ૧૧ અંધ્રીનિતબતલની-અંધ્રદેશની સ્રીયોના નિતંબોના જેવી કઠણ શિલા

૧૯૮. ૧૫ બિસતંતુઓથી જેમ પર્વતોને કાંઇપણ હાની થઇ શકે નહિ તેમ શિલાથી કુંભકર્ણને કાંઇ પણ થનાર નથી એમ સૂચવે છે.

૨૦૬. ૨૨ દિગ્હસ્તિ-દિગ્ગજ તેના દંતમય-દંતુશળથી બનાવેલા કંકણથી -હાથી દાંતના બનાવેલા વલયથી લસેલો-શોભતો.

૨૦૭. ૨૩ કુંભકર્ણ દિગ્વિજય કરવા નીકળ્યો તે સમયે કરેલાં આ બધાં ચરિત્રોને સભારી રાવણ રૂદન કરે છે.

૨૦૮. ૩-૬ કાન સુધી ધનુષ ખેંચી બાણની અણીમાં શંકરને સ્થાપન કર્યા જે શંકર ભીમાકૃતિએ-ભયંકર પોતાના સ્વરૂપથી કુહ્ કુહ્ એવા ઘોર શબ્દો કરી અટ્ટહાસ કરતા હતા, તથા જેમની ચોતરફ મોટા પ્રચંડ ભૂતનાં ટોળાંઓ ફરતા હતા, લક્ષ્મણે આરાધેલા તેવા શંકરના મુખમાંથી પ્રગટેલા અનળથી-અગ્નિથી તે મેઘનાદ બળી ગયો-ભસ્મીભૂત થયો. અર્થાત્ લક્ષ્મણે પશુપતાકાસ્ત્રથી મેઘનાદનો નાશ કર્યો.

## અંક ૯ મો.

૨૨૦.=૬ કાલનુ વાહન મહિષ–પાડો ( રામ રાવણના ) સગ્રામને પામતા· માંજ (રાવણ જોઇને) ભયભીત થઇ ગયો, જેથી ખરીઓથી ભૂમિને ખણી ચિત્રકાય–ધૂસર કાયાવાળો બની કંપવા લાગ્યો. એવો મહા ભયકર રાવણ છે એમ કહેવાનો આશય છે.

૨૧૦.–૨૫–૨૬ ક્રોધથી ધૂમ્ર=કાળા અને રાતા રંગની જેની આખો છે. એવો ધૂમ્રાક્ષ નામનો રાક્ષસ, અજનિ નદને–મારુતિએ–હનૂમાને.

૨૧૧.–૪ મકરાક્ષ–મગરના જેવી આંખો વાળા ખરાત્મા નામના દૈત્યને કમલાક્ષ–કમલ સમાન નેત્રવાળા ખરારિએ–ખર દૈત્યના શત્રુ રામે લી. ૮ મહોદર–મોટા ઉદરવાળા વિરૂપાક્ષ નામના રાક્ષસને તથા વિ· રૂપાક્ષ–કૂબડી આંખોવાળા મહોદર નામના દૈત્યને લી. ૧૨ ધૃતોત્કઠા ઉત્કઠા–ઉત્સાહ ધારણ કરનાર.

૨૧૧.–૨૭–૨૮ તાપિચ્છ ગુચ્છ=તમાલ વૃક્ષના પુષ્પનો ગુચ્છો, તેવી કાંતિ· વાળા કાર્મુકી–ધનુષધારી રામભદ્ર.

૨૧૩.–૧૬ રાવણે રામની છાતીમા બાણ માર્યું તેથી તેનાપર ચીઢાઇ દશ· રથ ધનુષ માગી રાવણનો નાશ કરવાની ઇચ્છા જણાવે છે. લી. ૩૦ રામનુ હૃદય બાણ વાગવાથી વીંધાયુ અને ( મ્હારૂ ) હૃદય પણ ( તેનાપર વાત્સલ્ય ભાવ હોવાથી વીંધાયુ ) એમ બન્નેના હૃદયોને ત્હે એક બાણથી વીંધ્યા.

૨૧૪.–૨૨ ગરવ–ગર્વ રૂપી વિષને ઉતારનાર ઔષધીરૂપ મ્હારી ચદ્રહાસ તલવાર છે–તે તરવારથી ત્હારા ગર્વને હુ ઉતારી નાખીશ.

૨૧૬. ૩ (પૂજન કરતી વખતે) સીતાએ પોતાના હસ્તકમળથી જેના ઉપર ચદનો નાખ્યાં છે તેવાં રામે મારેલાં બાણો કામમાં અધો બ· નેલો દશાસ્ય–રાવણ (પ્રેમથી) છાતીપર ગ્રહણ કરે છે અને તેના હારરૂપી કવચપર પડી હર્ષથી હૃદયમાં પેશી ( રાવણને કામ ઉત્પન્ન થતાં ) રૂવાટાં પ્રગટતાં સ્વેદ વારિ કાઢે છે–રાવણ સીતાના સ્પર્શવાળાં બાણો પોતાના ઉપર પડે છે તેથી પોતાને ભાગ્યશાળી માને છે અને કામ· ભાવ ધારણ કરે છે.

૨૧૭. ૧૬–૧૯ (સીતાના વિયોગરૂપ) અગ્ન્યાસ્ત્રથીજ હૃદય ધગ ધગ થાય છે–તેને જ મ્હારા મનથી આગ્નેયાસ્ત્ર માનું છુ, ( રૂદન કરવા

૩૫) મેઘાસ્ત્રથી જ આંસુની ધારાઓ ચાલે છે,–તેને જ હુ મેઘાસ્ત્ર માનું છુ, તથા (નિશ્વાસ નાંખવારૂપી) પવનાસ્ત્રથી જ મ્હારા શ્વાસો નિસરી રહ્યા છે–તેને હું પવનાસ્ત્ર માનુ છું. તો અસુરપતિ મ્હેં રાવણે સીતાના વિયોગથી–પ્રેમથી શુ શુ દુઃખ સહન નથી કર્યું ? અર્થાત્ બધુયે વેઠયુ છે. આ તપસ્વી રામ દિવ્યાસ્ત્રો મારી મ્હને બીજુ શુ કરી શકવાનો છે–એથી વધારે મ્હને કાંઇ કરી શકે એમ નથી.

૨૧૯. ૧૧–૧૪ પોતાની જ્વાળાઓનો વિસ્તાર કરી જળના હાથીઓને અને મચ્છોને ગળી જતા એવા વાડવાગ્નિને જે કરે છે–પ્રગટે છે, જેની અદર નિવાસ કરતી રાક્ષસીઓના હા હા શબ્દોથી ભયભીત થતી છીપોશીયો મોતીને વછોડે છે અને જે પક્ષી–પાખોવાળા પર્વતોવડે પાંખોથી તાડન કરવાને લીધે ઉછળતા તે આ સાગરો બહુ વમળો કરી ત્રણ લોકને ડૂબાડે છે–જળમય કરે છે.

૨૧૯.–૧૭ ક્રોધરૂપ વૃક્ષોની શાખાઓને છેદનાર કુઠાર–પરશુ હોય તેવા–ક્રોધનો નાશ કરનાર શાતમૂર્ત્તિ, લી. ૧૯ બ્રહ્મસૂત્રથી–યજ્ઞોપવીતથી (જનોઇથી) ખાંધને પવિત્ર કરનાર એવા અગસ્ત્ય મુનિઓ.

૨૧૯–૨૫ રત્નોના સ્થાનમાહે વસતા–રોહણગિરિ જ્યા રત્નો પાકે છે તેમાં વસનાર.

૨૨૦.–૩૧ જેમ વિધાના આરભમા ઓકાર હોય છે તેમ આ મસ્તક છેદરૂપી વિધાનો ઓકાર–પ્રથમ આરભ છે.

૨૨૧.–૨ લુગડાને ગાંઠ વાળી–દિવ્યવાણીના સ્મરણુ ચિન્હ તરીકે–લુગડાંની ગાઠ જોતાં જ તે વચન સાભરી આવે માટે.

૨૨૯.–૮–૧૧ કંઠમાં રહેલા નળીરૂપ માર્ગમાથી–નળીમાંથી નષ્ટ થતાની સાથે જ બીજા નવા મસ્તકો પ્રગટે છે. તે મસ્તકો એક એક વર્ણો ક્રમે ક્રમે ઉચ્ચાર કરી પછીથી સ્પષ્ટ વાણીની પક્તિ સપૂર્ણ રીતે પામે છે–પ્રથમ થોડે થોડે બોલી પછીથી સારી રીતે વાણીનો ઉચ્ચાર કરે છે.

૨૨૨.–૨૭–૨૮ હે રાક્ષસપતે–રાવણ ! ત્હારાં દશ માથાં છેદી નાખ્યાં પછી પાછાં તે સેંકડો હજારો ઉદય પામે છે તેથી મ્હને ઘણો જ આનદ થાય છે, કેમકે વારંવાર ત્હારાં મસ્તકો છેદવાથી મ્હારા હૃદયમાં રહેલી દાઝ હોલાય છે, એમ ન બને તો સીતાના હરણ કર્યાથી ચડેલી પુષ્કળ દાઝ શી રીતે હોલાય !–નજ હોલાય.

૨૨૩.–૩–૬ રંભા–નલકૂબરની સ્ત્રી ( રાવણની પુત્રવધૂ ) તેની સાથે રતિ વિનોદથી–સુરતાનંદથી તું સ્વતંત્ર છે–ઉચ્છૃંખલ છે. માટે ભલે તું મ્હને જારપુરૂષ કહે પણ આ રામ તો જાનકીહરણ એવું નામ પણ સહન કરે તેમ નથી, હું જાર છુ કે શુદ્ધ સીતાનો પતિ છુ તેને માટે તો હમારા ભાનુ–સૂર્યકુળમા પ્રગટેલા રાજાઓના કર્મના–પવિત્ર ચારિત્ર્યના સાક્ષી નભ ભૂષણ–આકાશના શણગાર એવા સૂર્યદેવતા છે. લી. ૭ હમારા કુળમા હજી સુધી અયોગ્ય આચરણ કર્યું નથી છતાં તું મ્હારા ઉપર અપવિત્ર આરોપ મૂકે છે તો તેનુ પાપ ભોગવ–ત્હારો હુ નાશ કરીશ. લી. ૩૦ શરલાઘવ=બાણ ચલાવવાની ચપલતા.

૨૨૫.–૨૨ સમુદ્રનું તો કેટલુ વર્ણન કરી શકાય કેમકે તે તો મકરાલય છે–મકર–મઘર હિંસ્ત્ર જલચરોનો નિવાસ છે, માટે ન ધારી શકાય તેવો–અવર્ણ્ય છે, તેમ આ રાવણ પણ દુર્ધર્ષ–ન સહન કરી શકાય તેવો છે.

૨૨૫.–૨૪ થી ૨૨૬.–૨–૩ ચમકારા મારતી વીજળીઓના સમૂહ સાથે વ્યાપ્ત–પ્રસરેલા જળને વરસાવતા જલધરો–મેઘોએ, તથા ( રાવણના રથ ફેરવવાથી ) ભયચકિત–સ્તબ્ધ બનેલી દેવીઓના જ્યાં દુ ખનાદો–ઉદ્ગારો થાય છે તેવા દિવ્ય વિમાનોએ અને ચલાયમાન તારાઓનાં મડળોએ, રાવણના હાથમા ભમી રહેલા રથના માર્ગમાં તેના ( રાવણના ) મુખની જાણે સુદર આરતી નીર્મી–બનાવી હોય તેવુ જોતાની સાથે જણાય છે. અર્થાત્ રાવણે રામનો રથ ભમાવવાથી આકાશમા મેઘો વૈમાનો અને તારાઓ આરતીની પેઠે ભમવા લાગ્યા.

૨૨૬.–૧૪ નયનાંજલિઓએ પાન કર્યું–અંજલિ જેવા વિશાળ જેવાં લોચનોથી પાન કર્યુ–નિરખ્યુ. લી. ૩૦ શબ્દવેધી=શબ્દ સાંભળી લક્ષ્ય તાકવુ તે.

૨૨૮–૧૧–૧૪ રણ–યુદ્ધમા રસિક–રસ રાખનારી સુરસુંદરીઓએ પ્હેરાવેલી મંદારનાં પુષ્પોની માળાને ધારણ કરતા, દિનકરકુલ–સૂર્યવંશની લક્ષ્મી સમા–શોભા જેવા, જેને બંદીજનની સ્ત્રીયો જય જય શબ્દોથી વધાવી લે છે તેવા સુચંદ્ર–શરદના ચંદ્રસમાન ( શીતલતા કરનાર આનદ આપનાર ) રામચંદ્ર રથમાથી નીચે ઉતર્યા.

## અંક ૧૦ મો.

---

૨૨૯.–૧૯ કનક અમ્બુજવાહિ=સોનાના કમળથી યુક્ત ( ખાઈ )

૨૩૦.–૧૫ મૃણાલ દંડ જેવા–કમળદંડના જેવા લાંબા શ્વાસ તે રૂપી દંડોને શ્વાસોને બંધ કર.

૨૩૧.–૮–૧૧ મખબલિ=યજ્ઞનાં બળિદાનો, જેનાથી ઉદધિ સીમાને ઉલ્લંઘન કરતો નથી કેમકે એમાં વાડવાગ્નિરૂપે પોતે રહી વૃદ્ધિ પામતાં જળને સોશવી નાંખે છે.

૨૩૨.–૨૬ વ્યોમ સ્પર્શિની=આકાશને સ્પર્શ કરે તેવી મોટી અગ્નિની જ્વાળાઓમાં પ્રવેશ કરતી સીતા અંતર્હિત=તિરોહિત ( ઢંકાયેલી ) બની ગઇ.

૨૩૩.–૪ અનસૂયા–અત્રિમુનિની પત્નીએ ગુથીને પહેરાવેલી માળા અગ્નિમાં પ્રવેશ કર્યો તોપણ પાતિવ્રત્યના પ્રભાવથી કરમાઇ નથી. લી. ૧૫. લાવણ્ય–સીતાનું સૌંદર્ય તે રૂપી અમૃત રસની નદી વહન થયે જે અગ્નિ જ્વાળાઓથી શમ્યો–શમી ગયો. લી. ૨૩ સ્નુષા=પુત્રવધૂ.

૨૩૪.–૧૦ સાગર વિલંઘન દૃષ્ટસાર–સમુદ્રનુ ઉલ્લંઘન કરતી વખતે જેનું પરાક્રમ સર્વ લોકોએ જોયું છે–જાણ્યુ છે.

૨૩૪.–૩૧ મહાભારતમા છે કે એક વખત સુવર્ણમય મેરૂપર્વતને લેઇ ગરૂડજી જતા હતા તે પર્વતમા ઉગેલા મહાન્ જાંબુ વૃક્ષની એક શાખા સમુદ્રમા પડી ગઇ તેનો બેટ થઇ ગયો. ત્યાં લંકા નગર બનાવ્યુ, એ કથાને ઉદ્દેશી અહિ જણાવે છે.

૨૩૬.–૨૬ તાત્પર્ય કે સીતા જ્યારે પોતાના હાથમાં મેઘને ગૃહણ કરવા લાગી ત્યારે મેઘ પણ તેના સ્હામુ તેમજ કરતો હોય તેવી રીતે તેના સુંદર હાથમા વરસવા લાગ્યો.

૨૩૮.–૪ ગુરૂ–પોતાના સસરા–દક્ષપ્રજાપતિનો નાશ કરવા જેમણે માતૃકાઓ બનાવી છે જે–બ્રાહ્મી, માહેશ્વરી, ચંડી, વારાહી, વૈષ્ણવી, કૌમારી, ચામુંડા અને ચર્ચિકા.

૨૩૯.–૯ પ્રથમ જ્યારે રાવણે કૈલાસને વચમાંથી ઉપાડ્યો ત્યારે જેમાં નખનાં છેદો–નિશાનો પડેલા છે તેવો કૈલાસ. લી ૧૨ કૈલાસ પર્વતની જાણે કર્ણિકા=કાનનુ આભૂષણ હોય તેવી કુબેરની અલકા નગરી.

૨૪૦.–૬ ઉત્થિત શંભુ ભસ્મ રજના સંગે–સ્નાન કરતાં ઉખડેલી શંકર ભસ્મની રજોના સંગથી.

૨૪૦.–૧૨–૧૩ ભાગવતમા આવે છે કે દેવો અને દૈત્યોએ સમુદ્રમંથનનો વિચાર કર્યો ત્યારે મથન કરવા મદરાચલને લાવ્યા હતા, તેના નેતરા તરીકે–મથન કરવાના દોર તરીકે વાસુકી નાગને વીંટી તેને એક પાસે દેવોએ અને બીજી પાસે દૈત્યોએ ઝાલી મદરાચલ પર્વતથી મંથન કર્યું, તેથી સમુદ્રમાંથી રત્નો અમૃત વિગેરે ઉત્પન્ન થયુ. તે કથાને ઉદ્દેશી આ શ્લોક છે.

૨૪૧.–૧૫ કાંતાના સ્મરલેખ–કાંતના (નાયકના) મદન લેખની વાંચનકલામા–વાંચવામા જાણે દીપક હોય તેવો આ ચદ્ર ઉદય પામે છે.

૨૪૨.–૬–૮ વરૂણદેવનો જળમા નિવાસ છે માટે તેમનાં ગૃહ આગણાની નીલમણિઓથી રચેલી ભૂમિ હોય તેવા ભુવનરૂપ–ચૌદ લોકરૂપ મહાન્ વૃક્ષના ક્યારા જેવા–કેમકે સમુદ્રમાં પોઢેલા નારાયણના નાભિમાથી ચૌદ લોકરૂપ કમળ થયુ છે માટે.

૨૪૨.–૨૨–૨૫ માટે જુઓ પા. ૧૫૮. ૨૯–૩૦ પા. ૧૫૯–૨–૩.

૨૪૩.–૨–૩ પાંખ વગરના થયેલા છે તોપણ ઉડવામાં લીન બનેલા પર્વતો દ્વારા સેતુ કર્યાના નિમિત્તથી ત્હારા પતિનો–રામચદ્રનો જાણે બાણોના ત્રાસથી હુકમ વહન ન કરતો હોય તેવો આ સાગર છે.

૨૪૩.–૭–૧૦ માટે જુઓ પા. ૧૫૯. ૮–૯.

૨૪૩.–૨૧ જલધિ પરિખાવન–ચારે તરફ જેને સમુદ્ર છે એવા, લી. ૨૩ દરોદલ સમ–દૂર્વા જેવા.

૨૪૫–૧૩ મલયગિરિમાથી–દક્ષિણમા મલય પર્વત છે ત્યાથી કે ઉત્તરમાં કૈલાસ છે ત્યાંસુધી.

૨૪૬.–૫ દંતોલૂખલ–ભરડ્યા દળ્યા વાટના વિગેરે વિનાના દાણા જમીને જે વૃત્તિ ચલાવવામાં આવે તે, શિલોઞ્છન–દાણા વીણીને વૃત્તિ ચલાવે તે.

૨૫૦.–૫–૯ જે સ્વર્ગમાં જવાનો માર્ગ છે જેમાં રહેવાથી મનુષ્ય પવિત્ર થાય છે, પવિત્ર કર્મ કરવા તરફ મન વળે છે. તે કર્યાથી પુણ્ય થાય અને તેથી સ્વર્ગની પ્રાપ્તિ થાય છે માટે, જે સાતમુ વેદાંગ છે–વેદાગ શિક્ષાકલ્પ આદિ છ છે પણ જેમાં વેદશાસ્ત્ર સપન્ન વેદાર્થના તત્વને

જાણુનાર કુશળ બ્રાહ્મણો વિદ્વાનો વસે છે માટે સપ્તમ વેદાંગ હોય તેવો, જ્યાં શેરડી રસથી પણ સ્વાદિષ્ટ એવું વાઙ્મય–વાણીમય ચક્ષુ છે–નિરંતર જ્યાં શાસ્ત્રનું સેવન કરનારા લોકો વસે છે. અને ચિત્તને દ્રવીભૂત–મૃદુ બનાવે તેવા ભાવયુક્ત આનંદ આપનાર માધુર્ય પ્રસાદગુણ તથા રસયુક્ત એવું સુંદર કાવ્યરૂપી અમૃત છે–કાવ્યામૃતને સેવન કરનાર જ્યાંના નિવાસીઓ છે, તેવો આ વિદ્યાની જન્મભૂમિ જેવો વિદર્ભ દેશ દેખાય છે.

૨૫૧.–૨૧–૨૨ મદને શંકરને વિહ્વલ કરવા કેતક કુસુમ કેવડાનુ ફુલ રૂપી બાણ તેમની છાતીમા મારેલુ તેથી વાંકુ બનેલુ તેજ કેવડાનું પુષ્પ શશીના છલથી–નિમિત્તથી જેના મસ્તક ઉપર જાણે વસ્યુ હોય તેવા શંકર વિજય પામે છે.

૨૫૪.–૨૪–૨૫ તાત્પર્ય કે જેમ ચંદ્રરૂપ સરોવરમાં સ્નાન કરવાની ઇચ્છાવાળો મનુષ્ય જ્યોત્સ્નામાં–ચંદ્રિકામાં સ્નાન કરે, તૃષાળુ જન જળને મેળવ્યા શિવાય પીણુથી તૃપ્ત થાય, તેમ રામવિનાના ક્ષત્રિયોને મુનિએ–પરશુરામે હણ્યા, એમાં શુ થયુ !

૨૫૪ –૨૮ થી ૨૫૫. ૨–૩ જે ઉક્તિમાં–વાણીમાં અર્થ, કઠીન છતાં રચેલી જગની–વ્યવહારની મર્યાદા-સ્થિતિથી ખીલતો–આનંદ આપે તેવો છે, જ્યા સંદર્ભ–રચના સમાસો ( તત્પુરૂષ બહુવ્રીહિ આદિ )થી સ્થૂળ બની પ્રસ્તાર–કથાભાગને વિસ્તારે છે–વિશાળ બનાવે છે. અને કાવ્યોના ક્રમથી–પદ્ધતિથી પરિચિત બની ચક્ષુષ્મતોને–વિદ્વાનોને રૂડી લાગતી ઉક્તિ–વાણિ, હે ચંપકાંગિ ' ચંપાના જેવી સુંદર કાયાવાળી હે સીતે ' ત્હારા નેત્રને ( મનને ) હરખવા–પ્રસન્ન કરવા થાય છે. ખરૂ જોતા આ'વી વાણીનુ વર્ણન જણાવી પ્રાયઃ કવિ પોતાના આ નાટકની જ પ્રશંસા કરે છે.

૨૫૮.–૧૧–૧૯ હે મુક્તામયી–રત્ન સમાન સુંદર અને મધુર એવી ઉક્તિને કરનારા અતિ યોગ્ય સજ્જન પુરૂષો ! દિવ્ય–અલૌકિક શુભ–સારાં ગ્રંથિમય–ગુંથણીવાળાં વચનો રચજો–બનાવજો, કે જે વચનો અસત–અસત્ય ( અહંતા મમતાત્મક ) સંસારના ભયને ક્ષય કરનારાં, ચકિતકર–વિસ્મયકારક અર્થનુ રહસ્ય હોય તેવાં, કાવ્યવપુ–કાવ્ય રૂપ શરીરવાળા બ્રહ્મ–વેદ–પરમાત્માના હૃદયને સંતોષ કરનારાં–આપનારાં છે અને જેને સત્વગુણ યુક્ત કવિઓ પ્રથમ વિરચે છે તેવા તત્વને

ચિંતન-વિચાર કરતા તમે તેનુ અરચન કરજો-પૂજન કરજો. અથવા બીજાઓએ બનાવેલા તેવા તત્ત્વયુક્ત વચનોને વખાણ કરજો. આ પ્રમાણે કવિ શામવચન દ્વારા સર્વ વિદ્વાનોને જણાવે છે કે, તમને આ'વા વચનો બનાવતાં ફાવતું હોય તો તે બનાવો, તેને પ્રસિદ્ધ કરો, તેમ ન હોય તો હમારા જેવાએ બનાવેલાં હોય, તેમાં દૂષણ ન જોતાં જે ગુણ ભરેલા હોય તેને વખાણો-ઉત્તેજન આપો.



( વાંચન આરંભતા પૂર્વે આટલું સુધારી લેવા વિનંતિ છે ).

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
| --- | --- | --- | --- |
| ૧૦ | ૨૬ | અગર્ભે | અગર્ભે |
| ૨૨ | ૮ | નિબદ્ધ | નિબદ્ધ |
| ૪૮ | ૩ | વાણીદેવીનું | વાણીદેવીનો |
| ૫૬ | ૧૫ | અર્ધ આકાશયુક્ત | આકાશના અર્ધ પ્રાંતભાગને |
| ૬૮ | ૨૪ | કુલ વધુનો | કુલવધૂનો |
| ૭૦ | ૨૩ | સસ્ત્રો | શસ્ત્રો |
| ૭૧ | ૨૭ | પ્રાણીગૃહણુ | પાણીગૃહણુ |
| ૭૯ | ૯ | શાતં પાપમ્ | શાન્તં પાપમ્ |
| ૮૨ | ૨૧ | ખડપરશુરામના | ખડપરશુના |
| ૮૭ | ૧૮ | કિંચિહીવડે | કચુકિવડે |
| ૯૨ | ૧૨ | વતી | વ્રતી |
| ૯૪ | ૨૬ | કુશધ્વજના દુહિતર | કુશધ્વજની દુહિતાઓ |
| ૧૦૪ | ૩ | સ્થાપનારને | સ્થાપનાર તે |
| ૧૦૫ | ૨૭ | પથિકોમાં | પથિકોના |
| ૧૦૬ | ૪ | નાગ | નાદ |
| ૧૦૮ | ૩૦ | થામાં | થાતા |
| ૧૧૦ | ૨૩ | વસત | વસતને |
| ૧૧૨ | ૨૪ | ભાનુપન્તિ ! | ભાનુપત્નિ ! |
| ૧૧૫ | ૨૪ | ગૌરલશાલી | ગૌરવશાલી |
| ૧૧૭ | ૧૯ | જનકની | જનકજા |
| ૧૨૮ | ૧૭ | દેવા, દેવિક | દેવ ! દેવિ |
| ૧૨૯ | ૧૬ | શાર્દૂલવિક્રીડિત | શિખરિણી |
| ૧૩૪ | ૨૨ | યુવતિઓ પડે | યુવતિઓ વડે |
| ૧૩૭ | ૧૮ | ધાતુઓની | ધાતુઓથી |
| ૧૩૭ | ૨૨ | જયપ્રળો | જળહળો |
| ૧૪૧ | ૩૦ | જમ્બુકુંજે | જમ્બૂકુંજે |
| ૧૫૦ | ૮ | નનનોને | નયનોને |
| ૧૫૨ | ૪ | પ્રભૃની | પ્રભૃતિ |
| ૧૫૯ | ૨૭ | મુજ | તમ |

| | | | |
|---|---|---|---|
| ૧૬૦ | ૧૪ | નારાપણુ | નારાયણુ |
| ૧૬૩ | ૧૯ | ધ્રજ | વ્રજ |
| ૧૬૬ | ૨૨ | આગ્રા | આજ્ઞા |
| ૧૭૨ | ૩ | રણુ | હણ્યુ |
| ૧૯૩ | ૨૯ | ધમાડાના | ધૂમાડાના |
| ૧૯૮ | ૨૪ | ચદ્રકાતિ | ચદ્રકાંત |
| ૨૦૩ | ૧૨ | મન્મન્થો | મન્મથો |
| ૨૦૭ | ૨૫ | સ્વવતા | સ્તવતા |
| ૨૧૩ | ૨૬ | જ્યારે | જ્યા રે |
| ૨૧૫ | ૧૬ | પક્ષોના | પક્ષીના |
| ૨૫૦ | ૬ | રસવડે | રસથકી |
| ૨૩૬ | ૨૦ | ( રહી ગયેલો શ્લોક ) | |

**વસંતતિલકા.**

સોનાની કાંતિસમ દામણું નાંખીયુ ત્હેં
જે મત્ત હસ્તિ સમજી બહુ કૌતુકે રે
તે એ થકી કુટિલકેશિ ' સુમેઘ આતો
જો વિજળી સહિત શુ ' ઝટ તે જણાતો. ૨૫